## અમારો ભાદ્રપદનો અંક જલદી મળશે.

ભાદ્રપદનો અંક અમારાં બધાંજ ગ્રાહકોને બરાબર વખતસર પહોંચી જાય તેટલા સારૂ અમે તે સત્વર તૈયાર કરવા માંડ્યો છે. શ્રાવણનો અંક મળ્યા પછી જે ગ્રાહકોનાં લવાજમો આવ્યાં નહિ હશે, તેમને એકાદ અઠવાડીયા પછી ભાદરવાનો અંક વી. પી. થી મોકલવામાં આવશે, માટે તેનો સ્વીકાર કરી ગ્રાહકો અમારા કાર્યને સરળ કરી આપવા કૃપા કરશે.




S. S. President, Lincoln. 6th July 1912.

## *AN EVENING IN ATLANTIC.*

### *An Extempore Effort.*

(Goverdhan I. Patel, B. A.)

Towering high over clouds deep blue,
The Sun throws down his rays on peak;
And tinges waves in splendid hue,
Of Lake-like sheet of Atlantic.
He smiles in *pride* of victory,
And soon repents for sudden fall.
For death-like clouds the Sun bury
And push him *down* the blackish wall.
Look! how struggles he to rise,
Above the heights with double force;
With vengeance wild he further tries,
But takes the lower downward course.
Wounded deep in spirit and Pride,
Grows he red with anger keen;
And throws himself in ocean wide,
While *blackened* clouds the victory win.

---

* આમારા અમેરિકાના પ્રવાસે ગયેલા પ્રતિનિધિ શ્રીયુત ગોવરધનદાસ ઇશ્વરભાઇ પટેલનું વાચકોને ઓળખાણ કરાવવું પડે તેમ નથી. એમના લેખો આ માસિકમાં અગત્યનો ભાગ ભજવે છે તે સર્વને જાણીતું છે.

## " THE RESERVOIR OF BLISS " *

—— Kundan. ——

Gentlemen! Once when I was passing by a high road in a village, I saw crowds of people going towards a certain direction. I, who felt somewhat curious, enquired into the matter, and finding that they were going to see a Mahatma who was said to poossess miraculous powers, followed the mob.

In a considerably spacious Mandap I took my seat with the rest that had already come there. After a little while the Mahatma came in and the visitors greeted him heartily.

I thought he was to preach a sermon to the audience; but to my great astonishment he on the contrary began confering boons on the supplicants. On my being asked as to what I wanted, I who prided myself as being the wisest man present there, intended to ask for something that should embrace many things; and I asked for " Bliss " accordingly. Then the Mahatma questioned " What is Bliss ? What thing will you call Bliss ! " I was suddenly nonplussed and was obliged to leave the Mandap empty-handed; for I could not tell what I wanted in sooth.

From that golden day I have constantly been meditating upon " Bliss " and after a deliberate investigation into the question, to day I will put before you some of the simplest thoughts that have struck my imagination.

Brothers! We shall begin our investigation with a child. A child finds everything by the side of its mother. The mother's affectionate arms and bosom form a complete Bliss for the child. But when it grows a little older, where is its Bliss ? Toys, bells, pipes and drums are everything to it. Its Bliss lies in these several things now. Ah ! and it would even be ready to quarrel with its mother the former Bliss—, for the sake of its toys. Few years afterwards, out-door games form Bliss for that child and it can find little Bliss in the things which afforded complete Bliss a few months back.

* An Abstract from the lecture delivered at the Gujarat College, Ahmedabad.

As a boy he goes to school and finds Bliss in books of fables and stories. As a college—student his Bliss resides in Sciences, Philosophy and Literature. But lo! all these turn to nothing in a few months and he looks to the Univercity degree and lucrative and honourable post for Bliss. Money draws his attention soon after; and when he has a sufficient amount of money his Bliss turns into something else.

It is the wife, the charming and soothing image of Bliss that absorbs his mind now. Time rolls on and wife loses a good deal of chaım, and the youth yearns for something else. He consults reputed doctors, consults monks and nuns and showers wealth earned with hard labour on quacks. Friends! he imagines Bliss in a son. Thanks to His Holiness! he fortunately enjoys that Bliss too. But is it the son that is Bliss? No, my friends! If you were to enter a dark mansion with a blazing lamp in your hand you find a considerable light in the first parlour as you enter it. Next you find the same in the second, third and so on as you pass along them; but will a reasonable head proclaim, there was light in the different halls of that mansion.! It was the lamp that illumined them. There was nothing in the several halls of their own that gave light. The same is the case with Bliss. The mother, the toys, the games, the fables, the sciences, money, the wife and the son have nothing in themselves of their own that constitutes Bliss, but it is something quite different.

If a man were asked to choose between himself and his son, (leaving aside exceptions) I dare say he will choose in favonr of himself. Every body gives up a smaller Bliss for the greater one. One's self is the cause then, of his loving the son and the wife but these things are not loved for themselves.

Now brothers! what is this Self that seems a superior sort of Bliss? Is it the limbs of the body that is Bliss? No, for if a particular limb were suffering from some disease, it would readily be cut off, if this could save the rest. Is it life then, that

is bliss ? No, for when an individual passes through some hard ordeals, he is heard to speak out " When will I get rid of this life ? "

Now then it is something that thinks which is in itself a superior Bliss in life. Thus at last it is Mind—the thinking organ—that is the Reservoir from which flows Bliss into several objects. And this current of Bliss flows into an object at the command of the Self—the Rational Self.

Dearest friends ! let your Rational Self command your Reservoir to flow into a thing and that thing is Bliss to you. Let the Self command it to flow into your friends and friends are Bliss unto you. Let your Self allow your Resevoir of Bliss to flow over the Universe and the whole Universe is Bliss for you. Seek and you will find Bliss everywhere, with the help of your Rational Self.

## " कान्त अने केतकी. " *

કાન્ત—" અરે પેલી બારીમાંથી ઝળક પ્રકાશે શીદને,
અહા તે કોઇ પૂર્વ હોય ને પ્રિય મુખ તે સુર્ય છે;
અરૂણુ અરૂણુ ઉદય થા ને ચંદ્રિકા લજાવને,
તે ચંદ્રિકા જે દુઃખોથી અસહ્ય પીડિત થાય છે.
કે તું તેની બાળકી કાંઇક તેજ ઝળકાવતી,
મા થવી તું દાસી એની ઇર્ષા જ્વાળે બળતી;
એતો મારી પ્રિય રસિકા એતો મારી પ્રેમીલી,
અરે એ શું જાણુતી કે અંતર વસી એ કંચની.
ચક્ષુ ક્યાં ચમકાર કરે હૃદયને તલપાવતી,
અંતર ઉર્મી ઊઠતી કે શું મને બોલાવતી;
નાચતાં હરણીનાં નયનો નવિન તેજ ખીલવતાં,
અખીલ આકાશેથી બે ધ્રુવ કિરણો ફેંકતાં.
અરે શી ભભક એની સુષ્ટિમાં શી ચંળકતી,
પક્ષીઓ સંગીત કરે અરે ભાન રાત્રીનું ભુલી;
કોમળ હસ્ત ટેકવી સુંદર સુંદર સુંવાળા ગાલને,
મૃદુ હસ્ત પર હું મુદ્રિકા ઇષ્ટ ઇચ્છા પુરી પાડને. "
કેતકી—" અરે પ્રભુ.

* ' શેક્સપીયર ના ' રોમીઓ–જુલીએટ ' નાટકમાં રોમીઓ પ્રિય જુલીએટને મધ્ય રાત્રીએ મળે છે તે ભીતારનું વર્ણન. '

કાન્ત—" અરે કોમળ વચનો કેવાં મેહની ફરી બોલને,
રાત્રી સમયે રસિકા મુજ શીરપર શું ગાન કરે."

કેતકી—" કાન્ત ? કાન્ત ? તું કયાં હશે ભુલી ગયો શું પ્રિયને,
નામ તુજ તજી દેઇ ઊંચકી લેને મુજ દીનને:
એમ નહિ તો કાન્ત મારા એકજ પ્રિયા મને ગણે;
તો નામ મારૂં તજી દેઇ અર્પી દઇશ દેહ તુજને."

કાન્ત—" સમય કેવો સમય છે, ઓષ્ટ શીતળ થઇ ગયા,
હૃદયને સળગાવીને પરસ દીપાં ટપકતાં.

કેતકી—" કાન્ત શું એ નામ તારૂં કંટક સમું મુજ માતને,
પણ નામ મારે ફેર શું કહું કાન્ત કે ચંદ્ર તને;
એજ મુખ એજ કાન્તી એજ નયનો તારાં,
હાસ્ય પણ તેજ છે કાન્ત કે ચંદ્રનું ને વળી એજ મૃદુલતા.
ચંપા કળીને જોઇને ગુલ છડી જો કોઇ કહે,
મંદ વાસના તે ફુલની તો પણ એની એ રહે;
તેમ પ્રિય પ્રેમીલા વીસારી દે તુંજ નામને,
પ્રિયે હસ્ત પકડી લેઇ કોમળ હૃદયે ચાંપને."

કાન્ત—" કેતકી પ્રિય કેતકી નામ મારૂં વિસારીશું,
તુજ પ્રિયના નામથી હવે ઓળખાઇશ હું;"

કેતકી—" હાય ! હાય ! અરે કોણ છે કઈ ઝાડીમાં ભરાઇને,
મારી શીતળ શાંતીને ભરમાવેરે હુ શીદને;"

કાન્ત—" પ્રિયં શું કહીને ઓળખાવું નામ મુજ કંટક સમું,
કર્ણથી જો સત્ય સાંભળ્યું એક પ્રેમી કહી બોલાવું હું."

કેતકી—" સ્વર શો મધુર લાગે સુણ્યો છે મેં કોઇકવાર,
પણ એ સ્વર તે પ્રેમીનો હૃદય પર ખંજર નાંખનાર;
કેવી રીતે અંહી આવ્યા કહો પ્રિય શો ખેલ રચ્યો,
કંટક ભરી આ રક્ષિત બાગ કયાં ઓળંગીયો.
જાણશે જો તાત મારા હાણ થશે પ્રિય તારી,
શું કરીશ વ્હાલા વિના એ સ્વપ્નથી છું વ્હાવરી."

કાન્ત—" પ્રેમને રે પાંખ છે તે વડે ઉડી આવીને,
કંટક રક્ષિત કયાં રહી ભાન નથી રે મુજને."

કેતકી—" દેખશે જો કોઈ તને જરૂર પ્રિય વીંધશે,
તો તો હાય દીન વિનંતી ઇષ્ટ પ્રિય રક્ષણ કરે."

કાન્ત—" શાંન્ત-શાંન્ત-પ્રિયા વ્હાવરી કામણ કટાક્ષો તારાં,
લક્ષ ખંજર નાંખીને હૃદયના કકડા કરતાં;
એક મધુર ચમકાર જો તે નયનોમાંથી ચમકે,
કંઇક દુશ્મનો સંહારવા આ તરવાર સમર્થ છે."

કેતકી—" નિશાન કોણે આપ્યું અહો બોલો પ્રેમી વ્હાલાં,
બાગ કોણે બતાવ્યાં મને કહોને પ્રિય શાણા."

કાન્ત—" પ્રેમ પોપટ મારો બોલે અંતર વ્હોય,
પ્રિય મંદીર બતાવ્યું તો બીજે જાઉં હું કયાંય."

is bliss ? No, for when an individual passes through some hard ordeals, he is heard to speak out " When will I get rid of this life ?"

Now then it is something that thinks which is in itself a superior Bliss in life. Thus at last it is Mind—the thinking organ—that is the Reservoir from which flows Bliss into several objects. And this current of Bliss flows into an object at the command of the Self—the Rational Self.

Dearest friends ! let your Rational Self command your Reservoir to flow into a thing and that thing is Bliss to you. Let the Self command it to flow into your friends and friends are Bliss unto you. Let your Self allow your Resevoir of Bliss to flow over the Universe and the whole Universe is Bliss for you. Seek and you will find Bliss everywhere, with the help of your Rational Self.

## " कान्त अने केतकी. " *

કાન્ત—" અરે પેલી બારીમાંથી ઝબક પ્રકાશે શીદને,
અહા તે કોઇ પૂર્વ હોય ને પ્રિય સુખ તે સુર્ય છે;
અરૂણ અરૂણ ઊદય થા ને ચંદ્રિકા લજ્જાવને,
તે ચંદ્રિકા જે દુઃખોથી અસહ્ય પીડિત થાય છે.
કે તું તેની બાળકી કાંઇક તેજ ઝળકાવતી,
મા થતી તું દાસી એની ઇર્ષા જ્વાળે બળતી;
એતો મારી પ્રિય રસિકા એતો મારી પ્રેમીલી,
અરે એ શું જાણતી કે અંતર વસી એ કંચની.
ચક્ષુ કયાં ચમકાર કરે હ્રદયને તલપાવતી,
અંતર ઉર્મી ઊઠતી કે શું મને બોલાવતી;
નાચતાં હરણીનાં નયનો નવિન તેજ ખીલવતાં,
અખીલ આકાશેથી બે ધ્રુવ કિરણો ફેંકતાં.
અરે શી ભભક એની સૃષ્ટિમાં શી ચળકતી,
પક્ષીઓ સંગીત કરે અરે ભાન રાત્રીનું ભુલી;
કોમળ હસ્ત ટેકવી સુંદર સુંદર સુંવાળા ગાલને,
મૃદુ હસ્ત પર હું મુદ્રિકા થઇ ઇચ્છા પુરી પાડને. "

કેતકી—" અરે પ્રભુ.

* ' શેક્સપીયર ના ' રોમીઓ-જુલીએટ ' નાટકમાં રોમીઓ પ્રિય જુલીએટને મધ્યરાત્રીએ મળે છે તે ચીતારનું વર્ણન. '

કાન્ત—" અરે કોમળ વચનો કેવાં મેહની ફરી બોલને,
રાત્રી સમયે રસિકા મુજ શીરપર શું ગાન કરે. "
કેતકી—" કાન્ત ? કાન્ત ? તું કયાં હશે ભુલી ગયો શું પ્રિયને,
નામ તુજ તજી દેઇ ઊંપશી લેને મુજ દીનને.
એમ 'નહિ' તો કાન્ત મારા એકજ પ્રિયા મને ગણે;
તો નામ મારૂં તજી દેઇ અર્પીશ દઇશ દેહ તુજને. "
કાન્ત—" સમય કેવો સમય છે, ઓષ્ટ શીતળ થઇ ગયા,
હૃદયને સળગાવીને પરસ ટીપાં ટપકતાં.
કેતકી—" કાન્ત શું એ નામ તારૂં કંટક સમું મુજ માતને,
પણ નામ મારે ફેર શું કહું કાન્ત કે ચંદ્ર તને;
એજ મુખ એજ કાન્તી એજ નયનો તારાં,
હાસ્ય પણ તેજ છે કાન્ત કે ચંદ્રનું ને વળી એજ મૃદુલતા.
ચંપા કળીને જોઇને ગુલ છડી જો કોઇ કહે,
મંદ વાસના તે ફુલની તો પણ એની એ રહે;
તેમ પ્રિય પ્રેમીલા વીસારી દે તુંજ નામને,
પ્રિય હસ્ત પકડી લેઇ કોમળ હૃદયે ચાંપને. "
કાન્ત—" કેતકી પ્રિય કેતકી નામ મારૂં વિસારીયું,
તુજ પ્રિયના નામથી હવે ઓળખાઇશ હું; "
કેતકી—" હાય ! હાય ! અરે કોણ છે કેઈ ઝાડીમાં ભરાઇને,
મારી શીતળ શાંતીને ભરમાવેરે તુ શીદને; "
કાન્ત—" પ્રિય શું કહીને ઓળખાવું નામ મુજ કંટક સમું,
કર્ણથી જો સત્ય સાંભળ્યું એક પ્રેમી કહી બોલાવું હું. "
કેતકી—" સ્વર શો મધુર લાગે સુણ્યો છે મેં કાંઇકવાર,
પણ એ સ્વર તે પ્રેમીનો હૃદય પર ખંજર નાંખનાર;
કેવી રીતે અંહી આવ્યા કહો પ્રિય શો ખેલ રચ્યો,
કંટક મયી આ રક્ષિકા બાગ કર્યો ઓળંગીયો.
જાણશે જો તાત મારા હાણ થશે પ્રિય તારી,
શું કરીશ વ્હાલા વિના એ સ્વપ્નથી હું બ્હાવરી. "
કાન્ત—" પ્રેમને રે પાંખ છે તે વડે ઉડી આવીને,
કંટક રક્ષિકા કયાં રહી ભાન નથી રે મુજને. "
કેતકી—" દેખશે જો કોઈ તને જરૂર પ્રિય વીંધશે,
તો તો હાય દીન વિનંતી ઇષ્ટ પ્રિય રક્ષણ કરે. "
કાન્ત—" શાંન્ત-શાંન્ત-પ્રિયા બ્હાવરી કામણ કટાક્ષો તારાં,
લક્ષ ખંજર નાંખીને હૃદયના કકડા કરતાં;
એક મધુર ચમકાર જો તે નયનોમાંથી ચમકે,
• કાંઇક દુશ્મનો સંહારવા આ તરવાર સમર્થ છે. "
કેતકી—" નિશાન કોણે આપ્યું અહો બોલો પ્રેમી વ્હાલાં,
બાગ કોણે બતાવ્યો મને કહોને પ્રિય શાણા. "
કાન્ત—" પ્રેમ પોપટ મારો બોલે અંતર મ્હાંય,
પ્રિય મંદીર બતાવ્યું તે બીજે જઈ ફું કયાંય. "

કેતકી—" રજનીએ છાયા નાખી છે મ્લાન મારા મુખપર,
નહીં તો પ્રિય જોત તું લાલ શેરડા ગાલપર;
હાય પીયુ શું બોલી હું ન બોલી હોત તો કેવું,
પણ વ્યર્થ એ વાદ મુકી કહે પ્રેમી વિણ જીવન નકામું."
" શું પ્રિયતું પ્રેમાળ છે કવચિત તું તો હા કહે,
મધુર શબ્દ બોલીને વ્હાલા તું તો સમ લીયે,
પણ પ્રેમી સર્વ કૃતધ્ની છે તેનું પ્રિય તું શું કહે;
પ્રેમાળાપ્રિયને ભરમાવીને પ્રેમી સર્વે ત્યાગ કરે".
પ્રેમ હોય જો સત્ય તારો એક વારજ બોલજે,
ફરી ફરી તલસાવતા નહીં શોકિત દુઃખી અબળાને;
કવચિત જો એમ લાગે પ્રેમ મારો તુચ્છ છે.
પણ જોઇને મુખડું તારૂં હૃદય મારૂં તૃષિત છે.
શું કરૂં પ્રિય સાંભળ્યા ઉદ્દગાર મારા હૃદયના,
સંતાડીને હવે કયાં જઉં ઉઘડયા અંતરના પડદા; "
કાન્ત—" જો જો પેલી ચંદ્રિકા કેવી શીતળ શોભતી,
પ્રેમ મારો અરપું તને હું ચંદ્રિકાના સમ લઈ."
કેતકી—" ના ના એ ચંદ્રિકા તો અહો અતી કૃતધ્ન છે,
એક માસે કોઈકવાર મુખાકૃતિ બદલાય છે
સમ જો લેવા હોય તો લેજે પ્રિય તુજ નામના,
તું મુજ દેવ મંદીર મારાં અંતરસ્થાનમાં."
કાન્ત—" ઇચ્છા તારી કહેને પ્રિય આમ તું શરમાય શું,
પ્રાણ સમ મુજ વ્હાલી તું કહે તેજ સમ લઈશ હું."
કેતકી—" ના ના પ્રિય, સમ નહી લે વિશ્વાસ છે મને તારો,
વચન તારૂં પ્રિય મને છે પ્રિય અતિપ્રિય તું મારો;
રજની અંધારી વિભાવરી સાક્ષી દરજે મારી,
હવે પ્રિય સાથે લુબ્ધાઈ હું એક પ્રેમ રેખા બાંધી.
હવે પ્રિય હું જાઉં ફરી મળજેરે કોઈકવાર,
ભરમાવી છે તેં પ્રિય મને વ્હેલો આવજે એકવાર."
કાન્ત—" શું પ્રિયા આમજ જશો ઉભી રહે એક પળવાર,
તુજ મુખનું દર્શન કઇ સ્વપ્ન રહેવા દે સહુજવાર."
કેતકી—" કાન્ત વચન સંભારજે ભુલતો નહીં આ કીંકરીને-
હાં-હાં-તુજ હૃદયમાં થાય શું પ્રિય તે તું મુજને કહે."
કાન્ત—" કેતકી એ શીદ કહું સમઝણ નથી પડતી મને-
પણ-અંતર રમે તુજ પ્રતિમા ને પ્રેમનું એ ગાન કરે."
કેતકી—" આવજે પ્રીય આવજે સ્વર કોઈક અહીં આવતો,
નામ મુજ મુખે લઈને મને ત્યાં બોલાવતો;
ના ના ઉભોરે કાન્ત મારા સહુજવારે આવીશ,
અધીરો થતો નહીં પ્રેમીરે પળવારમાં હું સાર લઇશ."

× × × ( અંદર જાય છે. )

× × × ( પાછી આવીને )

" કાન્ત ! કાન્ત ! અરે કેવો ક્રૂર પડઘો પડે,
નામ મારા પ્રિયનું કેવો ઘોર ભયંકર ઉચારે. "
કાન્ત—અહો પ્રિય પાછી બોલાવતી ઊભી રહી,
શી મધુરતા એ કંઠની સંગીત કરતી મોહિની.
કેતકી—" કાન્ત-કાન્ત-જઇશ મધ્ય રાતે ફરી મળજે,
ત્યાં સુધી તુજ નામની જપમાળ જપીશ અરે;
હસ્ત મારો પ્રિય ગૃહી વચન ફરી આપને,
પ્રેમાળ પ્રેમી બાળાને કાન્ત શીતળ કરજે."
કાન્ત—" કોમળ કર હસ્તે લઈ ચુંબન કરી પ્રિય હસ્તને,
અર્પી દીધી પ્રિય કેતકી સર્વસ્વ આ દેહ તને."
કેતકી—" બસ બસ જવાદે કાન્ત હોઈ મને બોલાવશો,
મધ્યરાત્રીએ ફરી આવજે ભુલતો નહી પ્રિય મને. "
કાન્ત—" એકવાર—ફરી એકવાર—પ્રિય હસ્ત તુજ આપને,
અહાહા—ચુંબનની શી મધુરતા છેદ્યું પ્રિયા હૃદયને. "

" આવજે આવજે "
( Cupid. )

---

## — काव्य अने ते केम जाणवुं ? —

( કુન્દન; સુહૃદસંઘ. )

કાવ્યના લક્ષણ બાબત ઘણા ઘણા ભિન્ન મતો છે. દરેક લક્ષણની તરફેણમાં તેમજ વિરૂદ્ધમાં જૂદા જૂદા વિદ્વાનોને કંઇ નહિ તો કંઇ પણ કહેવાનું તો હોયજ છે; જેથી પ્રથમ તો કાવ્યનું લક્ષણ શું લેવું તેજ મુશ્કેલ અને વિવાદગ્રસ્ત બાબત છે. આપણે વિવાદમાં ન ઉતરતાં જે લક્ષણ, વિદ્વાનોમાં ઝાઝી વ્યક્તિઓના ધ્યાનમાં ઉતર્યું છે તે સ્વિકારીશું.

**काव्यं-रसात्मकं वाक्यं ।** જે જે કૃતિમાં **રસ** છે તે બધી કૃતિઓ કાવ્ય કહેવાય. **રસ** તે કાવ્યનો આત્મા છે અર્થાત્ દરેક કાવ્યમાં **રસ** પ્રધાન હોવો જોઇએ.

રસ, આઠ પ્રકારના ગણાય છે. શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ અને અદ્ભૂત. આમાંનો કોઇ પણ રસ લખાણમાં પ્રધાન હોય, વાંચકની રસવૃત્તિ પોષે તે કાવ્ય કહેવાય.

કોઈ પણ કૃતિ કાવ્ય છે કે નહિ તે બાબતનો નિર્ણય, ત્રણ રીતે કરવામાં આવે છે. ( ૧ ) ઐતિહાસિક દૃષ્ટિથી, ( ૨ ) વ્યક્તિથી, ( ૩ ) વાસ્તવિક દૃષ્ટિથી. આમ પહેલી બેઉ રીતિ તે વ્યાજબી રીતિઓ નથી, પરંતુ ત્રીજી માત્ર સત્યદર્શક રીતિ છે.

( ૧ ) અમુક અમુક લખાણ ભાષાની પ્રાથમિક દશામાં ઉદ્ભવ પામેલું હોવાથી, તે ઐતિહાસિક દૃષ્ટિથી ઘણુંજ ઉપયોગી હોઇ શકે, પરંતુ તે, કાવ્ય ગણાય કે નહિ તેનો નિર્ણય કરવામાં તેની ઉત્પત્તિના સમયને લક્ષમાં રાખવો ન જોઇએ.

( ૨ ) કોઈ પણ કૃતિના નિરીક્ષણમાં, તેના કર્તાનો, કર્તાના નિવાસસ્થાનનો અથવા કર્તાના ધંધા, હોદ્દાનો વિચાર, ભેળવવો ન જોઇએ. કારણ તેમ થતાં, ગમે તેવી કૃતિ કાવ્ય

ગણાઈ જવા અને ખરૂં કાવ્ય વખોડાઈ જવા ઘણો સંભવ છે. નિરક્ષકનો જો કર્તા સંબંધી હોય, તો તે કર્તાની કૃતિ નિરક્ષકને કાવ્યજ જણાવાની. તેવીજ રીતે નિવાસસ્થાન હોદ્દો વિગેરે ગમે તેવી કૃતિને કાવ્ય ગણાવવામાં સ્હાયભૂત થવા સંભવ રહે છે. એથી ઉલટું જો કર્તા અને નિરક્ષકમાં વિરોધ હોય તો અગર કર્તા કોઇ હલકા હોદ્દાની વ્યક્તિ હોય તો તેવું ઉત્તમ કાર્ય પણ વખોડાઇ જવાનો ઘણો સંભવ છે. આમ હોવાથી પહેલી રીતિ પ્રમાણે આ બીજી પણ કાર્યની પરિક્ષામાં ખરા માપનું કામ કરતી નથી.

( ૩ ) ઉપરની બન્ને રીતિઓને બાજુએ મુકી કૃતિનેજ તપાસવાથી આપણને સત્ય જણાય છે. આ તપાસ કરવા માટે સારાં સારાં ગણાયેલાં કાવ્યમાંના સારા સારા ભાગનો ખાસ અભ્યાસ કર્યા બાદ, તપાસવા માટેની કૃતિને અભ્યાસ કરેલી કૃતિઓ સાથે સરખાવવાથી બન્નેનો તફાવત જાણતાં નવી કૃતિ કાવ્ય ગણાય કે નહિ? તે આપોઆપ સ્પષ્ટ થાય છે.

કાવ્ય જાણ્યા પછી તે કઇ પંક્તિનું છે તે જાણવું આવશ્યક છે. આપણે કાવ્યની બે પંક્તિઓ પાડીશું. ઉત્તમ અને સાધારણ ( કારણ હલકું કાવ્ય તે કાવ્યમાં ગણવાજ જરૂર નથી ).

જે કાવ્ય રસવૃત્તિ પોષવા સાથે સાથે કંઇ પણ ઉપદેશ આપે છે, તે ઉત્તમ કાવ્ય ગણાવું જોઇએ. અને જે માત્ર રસ વૃત્તિનેજ પોષે છે તે સાધારણ ગણાવું જોઇએ.

**कान्तासंमिततयोपदेशयुजे ।** એ ઉત્તમ કાવ્યનું લક્ષણ છે, જેથી ઉપદેશ સાથે રસ બન્ને ઉત્તમ કૃતિમાં પ્રધાન હોવાં જરૂર છે.

ઉપરની રીતિથી તપાસતાં ઉત્તમ કાવ્ય ગણાતી, કેટલીક કૃતિઓમાં અલંકારાદિની વિવેક રહિત યોજના, તે કૃતિને કાવ્યના વર્ગ બહાર કાઢી નાખે છે. એક અંગ્રેજી દાખલા પરથી તે સ્પષ્ટ થશે.

> " Sir, Sir, I smell a rat;
> It is floating in the air:
> I will nip it in the bud. "

કંઇક હુચાઇની યોજના પકડતાં, પકડનાર કહે છે. " હું ઉંદરનો પરીમળ અનુભવું છું. તે હવામાં ઉડે છે, તેને કળીની અવસ્થામાંજ હું છુંદી નાંખવાથી વક્તાનો ઉદ્દેશ સધાતો નથી. એકની એક વસ્તુને ઉંદર, પક્ષી, અને ફુલ તરિકે જણાવવામાં એકમેકના સામ્યનો વિચાર રાખ્યા વિના વક્તાએ ખરો ખીચડો બનાવી દીધો છે!!!

આવી રીતે, કેટલીક કૃતિઓ ઉપદેશક તથા રસમય હોવા છતાં વિવેક રહિત અલંકારવાળી હોવાથી તેમાં રસનો લોપ થાય છે. અને લોપ થતાં તે કાવ્યની ગણનામાંથી દૂર થાય છે.

કાવ્ય પરખવાના આ સાધારણ નિયમ છે, પણ તે નિયમો પરિક્ષકના કાર્યમાં સત્ય સહાય અર્પે છે.

---

## વિનંતિ.

### શ્રી ભક્ત માસિકનો બહોળો ફેલાવો કરવા સારૂ

**મી. સી. એમ. ત્રિવેદીને** સોલ એજન્ટ નીમવામાં આવ્યા છે માટે ગ્રાહકો મેળવવા માટે પ્રયત્ન કરનાર સજ્જનોએ નીચેને સરનામે પત્ર વ્યવહાર કરવા કૃપા કરવી. કમિશનથી કામ કરવા ઇચ્છનાર સજ્જનને સારૂં કમિશન આપવામાં આવશે.

સી. એમ. ત્રિવેદી.
ચાંસ્લારટીટ
અમદાવાદ.

---

## ગ્રાહકોને નિવેદન.

શ્રી ભક્ત સચિત્ર માસિકની કોરોનેશન વર્ષની ભેટ અમારાં ગ્રાહકોને વી. પી. થી પ્રતિદિન મોકલવામાં આવે છે. ગ્રાહકોની સંખ્યા મોટી હોવાને લીધે ભેટનું પુસ્તક મળવામાં થોડા દિવસ વાર લાગે તો ગ્રાહકોએ ધૈર્ય ધરવા કૃપા કરવી. અમે ધારતા હતા કે આ શ્રાવણી પૂર્ણિમા સુધીમાં બધાજ ગ્રાહકોને ભેટ પહોંચાવવાને અમે શક્તિવાન થઇશું, પણ તેમ ઘણાં કારણોને લીધે બની શક્યું નથી. ગ્રાહકોનો વધારો અસાધારણ છે અને તે આ ભેટના પુસ્તકની માગણી કરે છે. તેથી તેઓ સારૂ બીજી આવૃતિ છાપવાની અમે તૈયારી કરીએ છીએ. માટે નવાં ગ્રાહકોએ પોતાનું નામ નોધાવવા કૃપા કરવી. જુનાં ગ્રાહકોને તેમની ભેટ શ્રાવણ માસ પુરો થતા સુધીમાં પહોચી જશે.

**સૂચના.**—ઘણા ગ્રાહકો એક બે મહિના વહી ગયા પછી પોતાને અંક ન મળ્યાની ફરીયાદ કરે છે અને પાછળથી અંકો ખલાસ થતાં નિરાશ થવું પડે છે. માટે સર્વ ગ્રાહકોને વિનંતી કરવાની કે પોતાને અંક ન મળે અથવા મોડો મળે તો પૂર્ણિમા પછી દશથી વિશ દિવસમાં અમારી ઓફિસપર પત્ર લખી મોકલવા કૃપા કરવી.

અધિપતિ અને પ્રકાશક.
શ્રી ભક્ત ઓફિસ.
અમદાવાદ.

# नारायण हेमचन्द्र.



(શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા.)

માર્ચ ૧૯૧૧ ના બુદ્ધિપ્રકાશના અંકમાં " સ્વ. સાધુચરિત નારાયણ હેમચન્દ્ર " વિશેનો લેખ રા. રમણીક મ્હે. મ્હેતાનો લખેલો વાંચીને આ લેખ લખવાની સ્ફુરણા મ્હને થઇછે. રા. રમણીકનો નારાયણ સાથેનો પરિચય ઈ. સ. ૧૯૦૩થી શરૂ થયેલો જણાયછે, અર્થાત્ બેએક વર્ષનો જ હેમને પરિચય જણાયછે. મ્હારો સ્વ. નારાયણ સાથે સંબન્ધ ઈ. સ. ૧૮૮૬ થી ૧૮૯૯ સુધી બહુ અંશે સતત હતો, અને હેનાં અનેક સ્મરણો નોંધવા લાયક અને ગુર્જર પ્રજાને રસ પડે હેવાં મ્હારી કને હોવાથી, ગુર્જર સાહિત્યમાં વિચિત્ર પ્રકારનાં પુસ્તકોની રેલ રેલાવનાર એ " વિચિત્ર પુરુષ વિશે 'છૂટક સ્મરણો' રૂપ લેખ લખવાની યોગ્યતાનો હું દાવો કરૂં તો અનુચિત નહિં ગણાય.

આરમ્ભમાં એક વાતનો ખુલાસો કરવાની જરૂર છે. ' કુસુમમાળા ' મ્હેં નારાયણને અર્પણ કરી હતી; એ અર્પણમાં " સાધુચરિત નારાયણ હેમચન્દ્ર " એમ સંબોધન હતું. બીજી આવૃત્તિમાં એ જ અર્પણ ( એ સંબોધનસહિત ) કાયમ રાખીને " પ્હેલી આવૃત્તિની અર્પણપત્રિકા " એમ મ્હેં મથાળું મૂક્યુંછે. તે ઉપરથી રા. રમણીકને સંશય ઉત્પન્ન થયોછે કે નારાયણ માટેનો અભિપ્રાય મ્હેં બદલ્યો હોવો જોઇયે. આ સંશય કેટલેક અંશે સાધાર છે; પરંતુ હેનો અર્થ એમ હોય કે નારાયણ તરફનો મ્હારો સ્નેહભાવ ઘટ્યો હતો, તો તે ખરૂં નથી. અભિપ્રાય માત્ર હેમના સ્વભાવ ગુણને સંબન્ધે બદલાયો હતો. અને તે માટે કારણ હું આગળ ઉપર પુરાવા સાથે આપીશ. અહિં માત્ર એટલુંજ કહુંછું કે આ લેખ લખવાનો આરમ્ભ હું કરૂંછું તે ઉપરથી જ જણાશે કે નારાયણનું નામ ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં સારૂં સ્થાન પામવાને યોગ્ય છે એમ હજી પણ હું માનુંછું, તેમ જ હેના અનેક સદ્ગુણો માટે મ્હારી માનવૃત્તિ અચલિત છે.

આ અપ્રિય વાત હાલ છોડી દેતા પ્હેલાં એક શબ્દ નારાયણને ન્યાય ખાતર ઉમેરવાની જરૂર છે. નારાયણ તરફની વૃત્તિ બદલાવાને સંબંધે નારાયણે મ્હને મરતા સૂધી દોષ દીધો નથી એટલું જ નહિં, પણ નારાયણને મ્હારે માટે ઘણું જ માન હતું, અને મ્હને પૂરો ગૃહસ્થ છેવટ સુધી એ માની રહેલા,–એમ રા. રમણીકના આ લેખમાંથી પ્રથમ જ મ્હને માહિતી મળી અને તે સાથે જ નારાયણ ઉપર મ્હારી પૂર્વ કાળની ઊર્મિ સ્ફુરી આવી; અને આ લેખ લખવાની ઇચ્છા પ્રબળ થઈ.

નારાયણ જોડે જાતે ઓળખાણ મ્હારે ઈ. સ. ૧૮૮૬માં થયું—એ ખરૂં; પરંતુ હેમનું પરોક્ષ ઓળખાણ તો લગભગ ઈ. સ. ૧૮૭૫–૭૬થી હતું. એ સમયથી મ્હારા સ્વર્ગસ્થ પિતાની જોડે હેને મુલાકાત પ્રથમ થઈ હતી; અને બાબુ નવીનચન્દ્રના પુત્રવત્ થયેલા

યુવક તરીકે હેમને હમે સર્વે નામથી જાણતાં હતાં. મ્હારા પિતા જોડે એ પોતાની વિચિત્ર શૈલિવાળી સંસ્કૃત–બંગાળી–ગુજરાતી ભાષામાં પત્રવ્યવહાર સતત ચલાવતા હતા; તે એટલે સુધી કે હમને કંટાળો આવતો કે આ કોઇ અડધા જંગલી મનુષ્યને કાગળો લખી નકામું ટિકિટખરચ શું કામ કરતા હશે. મ્હેં અદ્યાપિ નજરે તો હેને જોયો જ ન્હોતો; નારાયણ હેમચન્દ્રનું અસ્તિત્વ માત્ર નામ રૂપે જ હતું; અને તે કોઇ ગૂઢ ભેદમય મૂર્તિરૂપે જ.

ઈ. સ. ૧૮૮૬ માં મ્હારા પિતાના મરણ પછી ચોમાસામાં મ્હારા કેટલાક સ્નેહી સંબન્ધીઓની સાથે નારાયણ શોલાપુર મ્હારી પાસે થોડોક સમય ગાળવાને આવ્યો અને એકાએક સ્નેહસંબન્ધ ઉત્પન્ન થવાથી, અન્યોન્ય ઉપર રુચિ વધવાથી, બધાં વદાય થયા પછી મ્હેં હેને મુંબાઇથી પાછો બોલાવ્યાથી કેટલીક મુદતે પાછો આવ્યો, અને મ્હારી સાથે રહ્યો. મ્હારા સરકારી કામને અંગે જિલ્લામાં હું ફરવા નીકળ્યો ત્યારે પણ મ્હારી સાથે એ ફરતો હતો. આ સમયમાં અનેક સાહિત્ય વિષયક રચનાઓ થઈ; કેમકે હેનું કારખાનું તો અવિરત ચાલતું જ હતું. મ્હારી ગતિ તો મન્દ હતી.

'કુસુમમાળા'નાં કાવ્યો હજી બધાં આ વખત રચાયાં ન્હોતાં. કેટલાંક થયાં હતાં તે હેને વંચાવેલાં. પછી કવિતાઓ લખવી બંધ થઇ હતી, તે ખાતે વારંવાર મ્હને નારાયણ ટોકણી કર્યા કરતો હતો કે—"મહાશય ! કાંઇ કાવ્ય હવે રચો ને." હું ચીઢાતો કે એમ તે વળી કાવ્ય કોઇને કહ્યે રચાતાં હશે ? ઈ. સ. ૧૮૮૬ માં દીવાળીને બીજે દિવસે નવા વર્ષ ખાતે કાંઈ કાવ્ય રચીને અમદાવાદ મ્હારા બન્ધુ વગેરેને મોકલવાની હેણે પ્રેરણા કરી. આ વખત મ્હારા શરીરમાં તાવ ભરેલો હતો; પણ જાણે તાવની ઉશ્કેરાયલી લોહીની સ્થિતિમાં અપૂર્વ ઊર્મિ આવી અને પ્રેરણા ઉત્પન્ન થઈ, અને નારાયણની મ્હરણીને જોરે ' અભિનન્દનાષ્ટક ' લખાયું. પછી કાવ્યપ્રવાહ ચાલ્યો. અને મ્હારૂં ' કુસુમમાળા 'નું ' અર્પણ '–લાંબી મુદત પછી–રચાયું છે ત્હેમાં એ પ્રસંગને અનુલક્ષીને જ

> ભમન્તો દેશોમાં અજબ કહીં જાદૂગર તહિં,
> ચઢ્યો આવી સાધુ દીઠી સરિત ડૂબી રણ મહિં;
> ભણી મન્ત્રો મોંઘા કદણ પથરે દંડ પ્રહર્યો,
> અને જો ! ચાલ્યો ત્હાં ઊછળી બળવેગે જળઝરો.

ઇત્યાદિ કલ્પના રચાઈ હતી.

આ વખતે મ્હારી જોડે શોલાપુર જિલ્લામાં નારાયણ ફર્યો તે અરસામાં હેનાં બંગાળી પુસ્તકોનાં ભાષાન્તરોની ભાષાને ગુજરાતી બનાવવાનું કાર્ય મ્હને એ આપતો હતો. કેટલાં અને કિયાં પુસ્તકો તે અત્યારે સ્મરણમાં નથી, પણ ન્હાનાં મ્હોટાં અનેક હતાં. એ કાર્યની વિષમતાનો અનુભવ થયેલો હોય ત્હેને જ હેની કલ્પના આવી શકે. બંગાળી ભાષાની રૂઢિ, વિચિત્રતા, ઇત્યાદિનો ત્યાગ કર્યા વિના જ ક્રિયાપદાદિકને અને પ્રત્યયોને ગુજરાતી બનાવી દઇને હસવા જેવું મિશ્રણ કરીને નારાયણ તો મૂકતો. આ સ્થિતિ ઉપરાંત બંગાળી ભાષાનું મ્હારૂં અજ્ઞાન એ વિષમતામાં ઉમેરો કરતું. બંગાળી ભાષામાં કેટલીક બહુ જ કઢંગી વિચિત્ર-

તાઓ-દૂષણરૂપ જ છે, *તે વિશે હું કાંઈક કંટાળો અને અરુચિ બતાવતો—અનેક વાર એ વિચિત્રતા ઉપર હું ચીડાતો—તે વખત, જાણે કોઇ પોતાનાં સગાંને અપમાન થતું હોય તેમ નારાયણને ખોટું લાગતું ! હું તે જોઈને હસતો; અને પછી તો એ ટેવાઈ જઈને પોતે પણ હસવામાં કોઇ કોઇવાર શામેલ થતો.

ભાષાની બાબતમાં નારાયણનાં ભાષાન્તરોમાં ઉપર કહેલાં કારણોથી દોષ આવતા હતા, હેમાં એક ખાસ કારણ એ હતું કે હેને જેમ બને તેમ જલદી અને સંખ્યાબન્ધ પુસ્તકો પ્રગટ કરવાની ઉતાવળ અત્યન્ત ઘેલાઈભરેલી હતી. એક દિવસમાં એક 'ફરમા' જેટલું ભાષાન્તર કરવું જ એમ વ્રતનિયમ જેવું જ હેને હતું–અને એ એમ કહેતો જ. હેના

---

* બંગાળી કઢંગાઈ ચાર પ્રકારની નજરે પડેછે:—

(૧) નિત્યની વપરાશના સંસ્કૃત શબ્દો છોડી દઈને અપરિચિત અને ઓછા પ્રચારના સંસ્કૃત શબ્દો વાપરવા;

(૨) સંસ્કૃત શબ્દો મૂળ અર્થમાં હોય તે છોડી દઈ નવા જ કલ્પિત અને ખોટા અર્થમાં વાપરવા;

(૩) વ્યાકરણદોષવાળા શબ્દો યોજવા;

(૪) નવા શબ્દ ઘડી કાઢવામાં અર્થદોષ, કઢંગાપણું, અવિશદત્વ, અથવા ક્લેશ આણવો.

(૧) નું ઉદાહરણ:—सुवर्ण ને બદલે स्वर्ण;

(૨) નાં ઉદાહરણ:—बाध्य-obliged, compelled; उपन्यास novel;

(૩) નાં ઉદાહરણ.

(a) आश्चर्य—વિશેષણ તરીકે; 'આશ્ચર્યજનક'ના અર્થમાં;

(b) संभव, असंभव તે પણ વિશેષણ તરીકે, સંભવિત, અસંભવિતના અર્થમાં;

(c) नारायणकर्तृकप्रणीत (અથવા-कर्तृक अनुवादित, અથવા—कर्तृक प्रकाशित). અર્થ માત્ર એટલો કે નારાયણે ભાષાન્તર કરેલું પ્રકાશિત કરેલું, ઇત્યાદિ. कर्तृक તે બહુવ્રીહિનું ઉત્તરપદ કેવળ અંગ્રેજી "by" ને ઠેકાણે જ ભ્રમથી માની લીધું હશે.

(૪) નાં ઉદાહરણ:—

विश्वविद्यालय—University;

स्तम्भ—a column of a Newspapor;

दायित्व—duty;

साधारण—the public; people. (અંગ્રેજીમાં વિશેષણ નામરૂપે આમ વપરાયછે હેની નકલ કરી સંસ્કૃતમાં ખોટી રીતે ઉપયોગ.)

આ બધાં ઉદાહરણો માત્ર થોડાક નમુના રૂપ છે. અનેક બીજાં જડશે.

એક પુસ્તકનું ટૂંકું અવલોકન લેતાં મ્હેં નારાયણના પ્રયાસને પુસ્તકોના 'કારખાના'નું નામ આપ્યું હતું, તે શબ્દશઃ ખરું હતું. આ કારણથી મૂળ ભાષા તરફ લક્ષની ખામીને વિશેષ દોષોની પુષ્ટિ મળતી; બાળપણથી જ ગુજરાતી છોડીને બંગાળી કુટુમ્બમાં વાસ અને સહવાસ થવાથી ગુજરાતી ભાષા બાબત ખામી નારાયણમાં આવી હશે એમ પણ અનુમાન થાયછે. "સંન્યાસી" નામની ઉત્તમ ગુણોથી ભરેલી વાર્તાનું સવિસ્તર વિવેચન કરતી વેળાએ એ વાર્તાના અનુપમ ગુણોનું સાન્દ્ર પ્રદર્શન કરીને એ ગુણોવાળું પુસ્તક આ ભાષા-દોષથી કલુષિત થયું હતું તે માટે મ્હેં ટૂંકામાં પણ સબળ શબ્દોમાં ખેદ બતાવ્યો હતો.

નારાયણનાં પુસ્તકો ઉપરાઉપરી ઝડપથી કાઢવા માટે ઉતનપાત માટે હું હેને બહુ વાર કહેતો કે જૂના વિચારનાં માબાપોને છોકરાં ન્હાનપણમાં પરણાવી દેવાની ઉતાવળ હોય-છે ત્હેવી જ ઉતાવળ ત્હમે પુસ્તકો છપાવી દેવામાં કરોછો;—એ તેટલો જ અપરાધ કહેવાય. એ સાંભળી એ ફક્ત હસતો!—પણ દોષ કબૂલ કરતો.

ભાષા બાબતના આ દોષ નારાયણના ભાષાન્તરોમાં વિશેષ આવતા; કેમકે મૂળ બંગાળી-ના સંસ્કારોનું બન્ધન હેમાં નડતું. સ્વરચિત પુસ્તક હેણે જવલ્લે જ લખ્યાંછે—પણ તે પ્રસંગે ભાષામાં બંગાળીસંસ્કૃતમયતા શિવાય બીજા દોષ આવતા નહિં. પરંતુ વાતચીત-માં નારાયણની રીત્ય પ્રથમ દર્શને તો લગભગ લવારા જેવી જ હતી. હેની વાત સાંભળીને કોઇ માને પણ નહિં કે આ હાવાં પુસ્તકો (ભાષાન્તરો પણ) લખતો હશે. સ્વ. ગોવર્ધન-ભાઈ હેને વિશે કહેતા કે—"'Some people talk like idiots, and write like angels'—એ ન્યાય નારાયણને લાગૂ પડેછે."

રા. રમણીકના મન ઉપર નારાયણના વાર્તાલાપથી જુદા જ પ્રકારની અસર શી રીતે થઈ હશે, હેમને એ વાર્તાલાપમાં mighty mind of the hero ઇત્યાદિકનું દર્શન શી રીતે થયું હશે,—તે સમઝાતું નથી.

નારાયણનાં વાર્તાલાપમાં હેના ગડબડિયા ઉચ્ચારો પણ દૂષણ ઉમેરતા; બોલતે લોચા વળતા તે ઉપરાંત કેટલાક અક્ષરોનો ઉચ્ચાર કરવાની અશક્તિ જ હેનામાં હતી. "ગયો"ને બદલે "ગય્યો" ઇત્યાદિ વિલક્ષણતા તો હતી જ; પણ કેટલાક અક્ષરો બોલી જ સકાતા નહિં; શ્નને બદલે સ જ બોલાતો! લખવામાં પણ હેના ગડબડિયા અને ઉતાવળિયા સ્વભાવનું એક પરિણામ એ થતું કે અનુસ્વાર કોઇ ઠેકાણે એ મૂકતો નહિં. તેથી હું નારાયણને 'અનુસ્વારશત્રુ" કહીને હસતો, પોતે હસતો—પણ સુધારવાની વાત નહિં!

બીજી એક હેને વિચિત્રતા એ હતી કે છોકરાના નામને બદલે બાપનું જ નામ હેને યાદ રહેતું અને બાપના નામથી જ બહુ વખત છોકરાનો નામોચ્ચાર કરતો. એ હરિદાસ કહે તો આપણે ન્હાનાભાઇ હરિદાસ સમઝવું!

બીજી વળી હેની એક ખાસિયત હતી. એ ખાસિયત હેની પેઠે બીજા ટૂંકી નજરના (short-sighted) માણસોમાં ઘણીવાર જોવાયછે એ લોકોમાં equilibrationg'

સાતમું જ્ઞાનેન્દ્રિય કાંઈક ખામીવાળું હશે, તેથી રસ્તામાં આપણી અમુક બાજૂએ રહીને આપણી સાથે ચાલે ત્હારે આપણા શરીર જોડે અથડા અંથડા કરે. મ્હારી જોડે ફરવા જતે ઘણીવાર મ્હને એ રીતે અજાણતાં ધક્કા મારતો મારતો છેક રસ્તાની ગટર સુધી એ લઈ જતો! પછી મ્હને કૂંચી જડી; હેની બીજી બાજૂ રહીને જ મ્હારે ચાલવું; પછી એ પરિણામ નહોતું આવતું.

ભાષાન્તર કરવામાં ઉતાવળને પરિણામે મૂળ તરફ સત્યદૃષ્ટિનો આદર ના રાખતાં અમે તેમ તરજૂમો ઘસડી કાઢવાને લીધે ઘણીવાર રમૂજી નમૂના ઉત્પન્ન થતા. સર્વમાં હાસ્ય ઉપજાવનારો એક નમૂનો નોંધવા જેવો છે. "અશ્રુમતી નાટક"નું ભાષાન્તર નારાયણે પ્રથમ "વિજ્ઞાનવિલાસ"માં કે બીજા કોઈક માસિકમાં કડકે કડકે છપાવ્યું હતું—તે જાણવામાં અપૂર્ણ હતું. હેને પુસ્તકાકારમાં પ્રગટ કરવાનો વિચાર મ્હને હેણે જણાવ્યો, અને મૂળ ગ્રન્થ+ ગદ્યમાં જ હતો, હેમાંથી કાવ્યક્ષમ ભાગને કવિતામાં મૂકવાનું કાર્ય નારાયણે મ્હને સોંપ્યું હતું. તે પ્રમાણે મ્હેં કર્યું હતું.§ આ કામ હમે બે એ ભાષાન્તર સાથે વાંચીને કરતા હતા ત્હેવામાં એ માસિકમાં છપાઈ ચૂકેલા ભાગમાં નીચેનું વાક્ય દીઠું:—

"કપામન કપામન પારા છે."

હું તો છક થઈ ગયો! મ્હે પૂછયું—"આ શું? આ ગુજરાતી ન્હોય."

નારાયણ:—"મહારાજ, જે છે તે એ છે; હું નથી જાણતો. મૂળ બંગાળીમાં એ વચન છે. તે શું તે હું જાણતો નથી."

આ જોઈને મ્હને ક્રોધ અને હાસ્ય બન્ને ઉત્પન્ન થયાં. આખરે બંગાળીના અજ્ઞાનને લીધે નવું જ વાક્ય જોડી કાઢીને મૂકવું પડયું. મહા મહેનતે ઉકેરીને મ્હોટી કરીછે—કે હેવું કાંઈક મૂકયું.×

'કુસુમમાળા'નું અર્પણ નારાયણને મ્હે પોતાની ઊર્મિથી કર્યું હતું; અને હેની પ્રત ભેટ તરીકે નારાયણને મ્હેં મોકલી ત્હેની પ્હોંચ સ્વીકારતાં, ક્રોધના આવેશવાળો ઉત્તર મ્હારા ઉપર હેણે લખ્યો. હેણે લખ્યું કે:—"મ્હેં દુનિયાદારીનો વ્હેપાર જેવો ધંધો

---

+માત્ર બે ગીતો "મદન કુસુમ કુંજમાં જ" અને "સુખદ આ વસન્તમાં"—એ બે ગીતોનાં મૂળ બંગાળી પદ્યમાં હતાં.

§ "આઠીના સાહિત્યનું દિગ્દર્શન" નામના પોતે લખેલા ગ્રન્થમાં રા. ડાહ્યાભાઈ દેરાસરીએ આ 'અશ્રુમતી નાટક' માટે. બધો જશ મ્હને જ આપ્યોછે; 'બધું જ નવે લખી' આપ્યું; છયા પ્રકારનો રસ રેડીને અને ઉંચે પ્રકારે પાત્રતા જાળવીને આ નાટક સર્વાનુભવકવિત્વમય કરી દીધુછે"—એમ લખ્યુછે. આ યથાર્થ નથી. ગદ્ય ભાગમાં ભાષાના સુધારા નારાયણના અન્ય ગ્રન્થોમાં હું કરતો તેથી કાંઇક વિશેષ કર્યાં હતા એટલુંજ. રસ, પાત્રતા, ઇત્યાદિ અંશોમાં તો મૂળ લેખક જ્યોતિરિન્દ્રનાથ ટાગોરને જ માન ઘટે.

× 'અશ્રુમતી'નું પુસ્તક તપાસ્યું તો જણાયછે કે એ વાકય જ નારાયણે છપાવતી વખત કાઢી નાંખ્યું હશે.

હવે દીઠો. હું ન્હોતો ધારતો કે આમ બદલો વાળવાનો ન્હેપાર ત્હમે કરશો." ઇત્યાદિ. પ્રથમતો આ હું કાંઇ સમઝી સક્યો નહિં, કેમકે "અશ્રુમતી નાટક" તે જ અરસામાં હેણે પ્રગટ કર્યું તે મ્હારા જોવામાં આવ્યું ન્હોતું. હેણે મોકલ્યું તો જણાયું કે એ નાટક હેણે મ્હને અર્પણ કર્યું હતું. મ્હેં હેને ઉત્તર લખી ખાતરી આપી કે કોઇ પણ રીતે બદલો વાળવાનો મ્હારો હેતું હતો જ નહિં, કેમકે "અશ્રુમતી"ના અર્પણથી હું તદ્દન અજાણ હતો. ત્હાર પછી હેને ખાતરી થઈ સંતોષ થયો.

શોલાપુરમાં મ્હારાથી છૂટા પડતા પ્હેલાં નારાયણે મ્હારા ફોટોગ્રાફ માટે વારંવાર માગણી કરી હતી. "મહાશય! ત્હમારો ફોટો એક મ્હારે જોઇયે." એમ ઉપરા ઉપરી મ્હને ટકોરા માર્યે જ જતો હતો. મ્હેં કહ્યું "ત્હમારે વળી ફકીરને એ વસ્તુની શી જરૂર? ક્યહાં સાચવી રાખશો!" તોપણ માગણી ચાલૂ રાખી. મ્હેં છબિ ના જ આપી એટલે પાછળથી મુંબાઈ જઇને એક મિત્ર કનેથી મ્હારી છબિ મ્હારાથી છાની લીધી અને "અશ્રુમતી નાટક"ની એક પ્રત સુન્દર મોરોક્કો ચામડાથી બાંધેલા, અને સુનેરી ચિત્રામણથી શોભિત પૂંઠામાં બંધાવીને મ્હને મોકલી, ત્હેના ઉપરના પૂંઠામાં લંબગોળ બાકું–સુનેરી નકશીની કિનારીવાળું–રખાવી કાચ મૂકાવી, તે પાછળ પેલી જ મ્હારી છબિ નંખાવીને મોકલી; ત્હારે જ હેની બાળકની જક જેવી માગણીનો હેતુ હું સમઝ્યો. એ પુસ્તક મ્હેં હેના સ્મરણ તરીકે સંઘરી રાખ્યુંછે.

ઉપર સ્થળે સ્થળે "મહાશય" શબ્દ વાપર્યોછે ત્હેનો ઇતિહાસ જરાક આપવા લાયક છે. એ શબ્દ નારાયણને જ મુખે પ્રથમ મ્હેં સાંભળ્યો અને ગુર્જર સાહિત્યમાં એ શબ્દને પ્રવેશ તે વખત સૂધી મળ્યો ન્હોતો. મ્હેં પૂછ્યું 'મહાશય' શબ્દ શા અર્થમાં વાપરોછો? તો કહે બંગાળીમાં હમેશાં 'સાહેબ'ના અર્થમાં એ શબ્દ વપરાયછે તે હું ઉપયોગમાં લઉંછું. હેની આ શબ્દ વાતચીતમાં વારંવાર વાપરવાની ટેવને લીધે હેતું નામ જ હમારા મંડળમાં 'મહાશય' એમ પડી ગયું હતું. પ્રેમાનન્દનાં કહેવાતાં નાટકોમાંના એકમાં ('તપત્યાખ્યાન'માં) આ શબ્દ વપરાયલો જોઈને મ્હેં શંકાનું કારણ એ આધારે પણ દર્શાવ્યુંછે.* આ શબ્દ નારાયણે આ સમયમાં જ એટલે ઈ. સ. ૧૮૮૬ અથવા તે અરસામાં જ ગુર્જર ભાષામાં દાખલ કર્યો; અને પ્રેમાનન્દને નામે નાટકો ઈ. સ. ૧૮૯૧–૯૨ માં પ્રગટ થયાં.

ઈ સ. ૧૮૮૬ નું ચોમાસું અને ઈ. સ. ૧૮૮૭ના ઉનાળાનો શુમાર–એટલો વખત સૂધી નારાયણ મ્હારી સાથે રહ્યો અને જિલ્લામાં ફર્યો; પછી તે મુંબાઈ ચાલ્યો ગયો.

આ ૧૮૮૬–૮૭ના અરસામાં 'જોડણી' વિશેનો મ્હારો નિબન્ધ હું લખતો હતો ત્હેમાં એ વિષયની ચર્ચાઓ મ્હારી સાથે કરીને કેટલીક ઉપયોગી સૂચના નારાયણે મ્હને કરી. 'ત્યહાં' 'જ્યહાં' 'ક્યહાં' એ શબ્દોમાં હકારના સ્થળોનો નિર્ણય કરવામાં હેની સૂચનાની સહાયતા કાંઇક હતી, પણ છાપવામાં ટાઇપની અડચણ પડશે એમ મ્હેં કહ્યું તો નારાયણ કહે—એ યોજના થઈ સકશે; અને તે પછી જ મ્હેં એ શબ્દોમાં હકાર છપાવવો શરૂ કર્યો એમ યાદ છે.

---

* "પ્રેમાનન્દના નાટકો" વિશેના મ્હારા નિબંધના પૃષ્ઠ ૩૭-૩૮ જુવો.

આ સમયમાં નારાયણનું પુસ્તકોનું કારખાનું ધમધોકાર ચાલતું હતું. હું એક દિવસે સાંઝે કોઇ મિત્રને ત્હાં આઠેક વાગ્યા સુધી રોકાયલો હતો; નારાયણ તો ઘેર હેના કારખાનામાં મશગુલ હમેશ માફક હશે એમ હું ધારતો હતો. પણ ઘેર આવીને જોઉંછું તો નારાયણ ના મળે. હેણે ચિઠ્ઠી મુકી હતી તેથી–કે પછીથી તરત કાગળ લખ્યો હતો તેથી–જાણ્યું કે એ મુંબાઈ ચાલ્યો ગયો હતો; પ્રેસમાં કે બીજે કાંઇ પુસ્તકો સંબન્ધી વ્યવસ્થા કરવાનું જરૂરનું કામ હતું. નારાયણના પૈસા મ્હારી કને હતા તેથી સત્યેન્દ્રનાથ ટાગોર જજ્જ ત્હાં હતા તે હેના ઘણા મિત્ર હતા ત્હેમની કનેથી દસ રૂપિયા ઉછીના લઈને મુંબાઈ ચાલ્યો ગયો; મ્હને બોલાવીને રૂપિયા લેવા જેટલો વખત ન્હોતો, તેમ જ, હું હેને રોકું એમ ભય પણ કાંઈક હતો. કામ પૂરું કરીને તરત નારાયણ પાછો મ્હારે ત્હાં આવ્યો અને કારખાનું ચાલૂ થયું. મ્હારી સાથે જિલ્લામાં વધારે ફરવા માટે મ્હેં બહુ આગ્રહ કર્યો પણ નારાયણે માન્યું નહિં, અને મુંબાઈ ગયો. હેનાં "છોકરાં પરણાવવાનું" કામ–બહુ જરૂરનું ને ઉતાવળનું હતું.

આ સમયમાં નારાયણના મનમાં એમ ઊર્મિ સ્ફુરી આવી કે કોઇ પણ પ્રકારે ઇંગ્લાણ્ડ જવું; મ્હેં કહ્યું–"ત્હમને અંગ્રેજી નથી આવડતું તે શું કરશો!" આ અડચણ ટાળવા માટે અંગ્રેજીનો અભ્યાસ હેણે શરૂ કર્યો; અંગ્રેજી પ્રાઇમર લઈને શબ્દો ગોખતો હેને હું જોતો, તે વખતે કાંઈક હાસ્ય, કાંઈક દયા, અને કાંઈક માનની વૃત્તિ, એમ મિશ્ર ભાવ ઉત્પન્ન થતા. હેણે પણ કંટાળીને એ રીત્યનો ગોખણનો પ્રકાર છોડી દીધો. મ્હોટી ઉમરે એ પદ્ધતિ નિષ્ફળ જ ઘણે ભાગે નીવડે આ પછી એક બે વર્ષમાં ઈ. સ. ૧૮૮૯–ના આખર ભાગમાં નારાયણ ઇંગ્લાણ્ડ જવાને ઊપડી ગયો. ત્હાં ગયો તે વખત સુધી અંગ્રેજી હેને આવડતું ન્હોતું. મિસ મેનિંગને એ મળયો હશે, ત્હેણે મુંબાઈમાં એક મિત્ર ઊપર કાગળ લખી લખ્યું કે આ માણસ અહિં આવ્યો છે, પણ હેને અંગ્રેજી લગારે આવડતું નથી, હેતુ શું થશે ?વખતે મરી જશે તો એ હેતું કોઇ નથી, માટે બહેતર છે કે હેને હિન્દુસ્થાન પાછો બોલાવી લેવો. આમ છતાં એ આગ્રહ પકડી રાખીને ઇંગ્લાણ્ડ લાંબી મુદ્દત રહ્યો; અને પાછો આવ્યો ત્હારે ભાગૂતૂટું અંગ્રેજી I do spanish (સ્પાનિશ) do; I do French do (અર્થાત્–હું સ્પેનિશમાંથી ભાષાન્તરો કરૂંછું ફ્રેન્ચમાંથી ભાષાન્તરો કરૂંછું;)–એમ બોલતો થયો હતો; થોડુંક જર્મન પણ શીખી આવ્યો હતો–જર્મનીમાં જઈને રહીને× ગમે તે રીતે પણ અંગ્રેજી ભાષામાંથી કેટલાંક રત્નોનો સંગ્રહ કરી Sayings of Sages નામે પુસ્તક હેણે પ્રગટ કર્યું. હેમાં ઉપોદ્‌ઘાત મ્હારી કને હેણે લખાવ્યો હતો. ઈ. સ. ૧૮૯૫ ના માર્ચ માસમાં એ ઉપોદ્‌ઘાત મ્હેં લખેલો હતો. અને રામચરિતમાંથી કાંઈક ભાગ હેણે પ્રગટ કરવો ધારેલો ત્હેમાં થોડોક ભાગ પદ્યનો ખૂટતો હતો, અને અંગ્રેજી ગદ્યમાં હેની કને હતો, તે અંગ્રેજી પદ્યમાં મ્હારી કને હેણે મૂકાવ્યો હતો.

---

× કારવારથી હમે ગેરસપ્પાના ધોધ જોઈને પાછા કારવાર આવતા હતા તે વખતે સ્ટીમરમાં એક જર્મન મિશનનો પાદરી મળ્યો ત્હેની જોડે નારાયણ જર્મનમાં ઝપાટાબંધ વાદ કરતો હતો તે જોઈને એટલું કાંઇક લાગ્યું કે અંગ્રેજી કરતાં જર્મન હેણે સારૂં શીખી લીધું હશે. પછી ભાષા ના સમજાવાને લીધે હોય તો કોણ જાણે.

આ ભાગ ખૂટવાનું કારણ એ હતું કે નારાયણ હમેશાં વર્તમાનપત્રો, માસિકો, ઇત્યાદિમાંથી પોતાને ઉપયોગી ભાગ કાપી લઈને એ કકડાઓનાં પડીકાં બાંધીને સંગ્રહ રાખી મૂકતો. હેમાંથી આ ભાગ કાંઈક ગૂમ થયેલો. હારાં પડીકાંના ગાંસડા મુંબાઈમાં, અમદાવાદમાં, વગેરે ઠેર ઠેર એ મૂકીને બધે ભટકતો હતો.

ઈંગ્લાણ્ડ જવાની પૂર્વના વખતમાં નારાયણે પોતાના જીવનની અનેક વાતો મ્હને તથા મ્હારા કુટુમ્બમંડળમાં કરેલી;—કુટુમ્બના માણસ તરીકે જ એ હળીમળી ગયો હતો. એ વાતો એટલી બધી રસિક હતી કે હમે હેને ઘણીવાર કહેતાં કે ત્હમારું આત્મજીવન લખો અને પ્રસિદ્ધ કરો. એ સૂચના બહુ વર્ષે હેણે અમલમાં આણી; અને "હું પોતે"+ એ મથાળાથી એ વૃત્તાન્ત પ્રગટ કર્યો. એ પુસ્તકમાં કેટલાક અનિષ્ટ અંશને પ્રવેશ મળ્યો છે એ બહુ ખેદની વાત છે. "ઓલિયા ફકીર" ને જેમ બધાને ગાળો દેવાનો હક મનાયછે હેવો કાંઈક હક નારાયણ કોણ જાણે કરતો હશે. પરંતુ આ સાથે આપણે વિ-શેષ પ્રસંગ નથી.

હેની આત્મવૃત્તાન્તની વાતો અહિં લખવાની જરૂર નથી; વખતે ', હું પોતે" માં તે આવી ગઈ હશે. પરંતુ એક બે વાતો નોંધવાનું મન થાય છે. બાબુ નવીનચન્દ્રરાયે નારાયણને ખંડવા પાસે પોતે લીધેલી જમીનમાં ખેડુતો વસાવી ગામ વસાવવાને મોકલ્યો તે વખતે પગ રસ્તે લાંબી મુસાફરીમાં રૂપિયા પોતે અનાજના કોથળા કે માટલાંમાં સંતાડી રાખતો—હેની ઉમર તે વખત ચોવીસ વર્ષની હશે; એ મુસાફરીમાં એક ગામડામાં મુકામ કર્યો ત્યહારે ગામના લોકો દૂધ ન્હોતા આપતા તે વખત નારાયણે ધામધૂમ કરી જબરદસ્તીથી લોકોને ધમકાવી બ્હીવરાવીને દૂધ વગેરે આણ્યું; એકવાર જંગલમાં સ્હામું રીંછ મળ્યું એટલે બ્હીકથી જ હેનાથી "હો! હો! હો! હો!" એમ અવાજ થઈ ગયો તેથી રીંછ જ ભડકીને નાઠું;—ઇત્યાદિ અનેક વાતો નારાયણ હેની 'પેટંટ' ગુજરાતીમાં હમને કહેતો અને હેમાં બહુ રસ પડતો, તે હેની ભાષાથી નહિં, પણ હેના વૃત્તાન્તથી અને હેના સરલતા ઇ-ત્યાદિ સદ્‌ગુણથી.

આ વાતોમાં "બાબુ" એટલે નવીનચન્દ્રરાય, "પહાડ" એટલે હિમાલય, 'ગામ' એટલે (નવીનચન્દ્રરાયે વસાવેલું–ખંડવા પાસેનું) બ્રહ્મગ્રામ–એમ હમારે સમજી લેવાનું હતું. એ હેની સાંકેતિક સંજ્ઞાઓ થઈ ગઈ હતી. હિમાલયમાં દક્ષણી જોડા પ્હેરીને બરફમાં મુસાફરી કરેલી, ટિબેટ જવા નીકળ્યો અને સરકારી અમલદારોએ હેને પાછો વાળ્યો, વગેરે વૃત્તાન્તોપણ હેને મુખે સાંભળવાની મઝા પડતી.

(અપૂર્ણ).

નરસિંહરાવ ભોળાનાથ.

+ આ મથાળું નારાયણે મ્હારી પોતાની ખાનગી નોંધપોથી ઉપરનું જોઈને ઉપાડી લીધું હતું. હું એ ચોરી માટે હેને મ્હોએ ઠપકો પણ દેતો હતો.

# महात्मा एलन.

ભારતીની સુંદર વીણાના તારને
સુર મીઠાનું કરવા આજે પાનજો,
કર બે જોડી વિનવું છુ મારા હરે;
જે પાનેથી ગાઉં એલન ગાનજો.—
જોસફના મોટા આત્માનું બિમ્બ તું;
બાળ પ્રકાશી દીધી થોડી આશજો,
પણ મધ્યાન્હે સૂર્ય સમો ઝળકી રહ્યો,
ના ગણકાર્યો બંડ—વાદળનો ત્રાસજો.—
ત્હારા એ સુખદાતા તેજ પ્રતાપથી;
નાશ પમાડ્યું હિંદતણું અજ્ઞાનજો,
નેશનલ કોંગ્રેસે સ્હાય ઘણી કરી;
વળી ઉજવાળ્યો સરકારી કાર્યભારજો.—
ત્હારા અસ્તે આજ નયન બીડ્યાં ઘણાં,
ક્યાંથી મળવો એ તુજ અવલ પ્રકાશજો;
કોઈક ચંદ્રે તારાં કિરણો પ્રેરીને,
જૂદી રીતે કરજે નેત્ર વિકાસજો.—

* * * * * *

ઉદાર તું આત્માને, શાંતિ મળજો એવું સૌ ઇચ્છે,
ભારતનાં સંતાનો, " કોંગ્રેસના પિતા " સંભારીને.

—કુન્દન.—

---

મહાત્મા એલન હ્યુમ હિંદની પ્રશંસનીય સેવા બજાવી અમર કીર્તિ પામ્યા છે. તેમને ઘણા હિંદવાસીઓ " કોંગ્રેસના પિતા " તરીકે ઓળખે છે.



# મહાત્મા એલન હ્યુમનું જીવનવૃત્ત.



—કુન્દન, સુશ્રુત્સંસદ્.—

કોઈ પણ મનુષ્યની બુદ્ધિ તથા શક્તિનો સ્વાર્થને બદલે કુટુંબના અન્ય જનના લાભમાં ઉપયોગ પ્રશંસનીય છે, તે કરતાં તેની જ્ઞાતિના લાભમાં શક્તિઓનો ઉપયોગ વધુ પ્રશંસનીય છે. જ્ઞાતિ કરતાં પોતાના દેશીય બાંધવોના લાભમાં મનુષ્યનો પ્રયાસ અત્યુત્તમ છે. પણ આ બધા કરતાં વળી, વિદેશીય માનવ બાંધવોના ઉત્કર્ષ માટે ભગીરથ પ્રયત્ન કરનારના હૃદયમાં મહાત્માનો આત્મા નિવાસ કરતો હોય છે.

જોસફ હ્યુમ, ઇંગ્લાન્ડના જુદા જુદા પરગણાના જૂદા જૂદા શહેર તરફથી ભિન્ન ભિન્ન સમયે પાર્લામેન્ટના મેમ્બર તરીકે ચુંટાવાનું માન પામ્યા હતા. આ મહા પુરુષને હિંદુસ્તાન માટે ઘણીજ સારી લાગણી હતી. પાર્લામેન્ટમાં હિંદુસ્તાનના પક્ષમાં વારંવાર તે ઉભા રહેતા. જ્યારે સતારાની સત્તાને અંગ્રેજ અમલદારોએ હિંદમાં કબજે કરી હતી ત્યારે જોસફ હ્યુમે પાર્લામેન્ટમાં સતારા ને ન્યાય આપવા માટે ભારે હીલચાલ કરી હતી. આવા ઉદારચિત્ત નરવીરના પુત્ર રત્ન—આપણા એલનહ્યુમ હતા. " Such a father such a son—બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા."

મહાત્મા એલનનો જન્મ ઇ. સ. ૧૮૨૯ માં થયો હતો. બચપણમાં તેઓ ઘણાજ રમતીઆળ અને તોફાની હતા રમત ગમત આગળ વિદ્યાભ્યાસ તરફ દુર્લક્ષ આપવાથી હોંશીઆર અને સારા વિદ્યાર્થી તરીકેનું માન તેઓ મેળવી શક્યા નહિ. લગભગ તેર વર્ષની ઉમ્મરે તેમણે એકાદ વહાણપર સાધારણ નોકરી મેળવી, તેમાં આનંદ માન્યો. પરંતુ તેમના પિતાને આથી ઘણુંજ માઠું લાગ્યું અને મહા પ્રયત્ને જેમ તેમ કરી તે નોકરી છોડાવી એલન હ્યુમને તેમના પિતાએ ઘણું ઘણું સમજાવી ફરીથી અભ્યાસ માટે વ્યવસ્થા કરી.

વિદ્યાભ્યાસ કરી કારવી એલન હ્યુમે લગભગ વીશ વર્ષની ઉમ્મરે તદ્દન જૂદાજ પ્રકારના સ્વભાવને ધારણ કર્યો હતો. હવે તે શાંત, ગંભીર અને ઉદાર બન્યા હતા. તેમને લાગ્યું કે ઇંગ્લાંડમાંજ પડી રહેવા કરતાં હિંદુસ્તાનમાં " ઇસ્ટ ઇંડીઆ કું० " માં નોકરી મેળવવી વધારે સારી કહેવાય.

ઇ. સ. ૧૮૪૯ માં " ઇસ્ટ ઇંડીઆ કું० " ના નોકર તરીકે તેઓ કલકત્તા આવ્યા. શરૂઆતમાં કામ કાજના માહિતગાર ન હોવાથી, ઉમેદવાર તરીકે જૂદાં જૂદાં ખાતાંમાં ચાકરી કરી નોકરી મળવી. પછીથી તેમને આસિસ્ટન્ટ માજીસ્ટ્રેટની જગ્યા મળી. તેમની હોંશનાના બળે વાયવ્ય પ્રાંતમાં, ઇ સ. ૧૮૫૬ માં, ઈટાવાના કલેક્ટરની જગ્યા તેમને મળી. તેમના શાંત, ગંભીર અને ઉદાર સ્વભાવથી ઈટાવાની પ્રજાની પ્રીતિ તેમણે મેળવી લીધી. તેમના માયાળુ સ્વભાવથી પ્રજામાં તેમના તરફ માનના વિચાર ફેલાઈ ગયા અને નાના મોટા સર્વના તે પ્રેમપાત્ર બન્યા.

ઇ. સ. ૧૮૫૭ ના બળવા વેળાએ તેઓ ઇટાવામાંજ હતા કાળી સરકારી ટુકડીઓએ

ભય અને ત્રાસ સર્વત્ર ફેલાવા માંડયો હતો, એવા સમયમાં સરકારી ત્રીજોરી ઇટાવામાં રાખવી તે તેમને સહીસલામત જણાયું નહિ. તેમના માયાળુ સ્વભાવથી તેઓએ કેટલાક દેશી કુંવરો સાથે મૈત્રી બાંધી હતી અને આવા પ્રસંગે લછમનસિંહ અને અન્ય પ્રતાપનેરના કુંવરોની સહાયથી મહાત્મા એલને સરકારી ત્રીજોરી આગ્રા મોકલાવી દીધી હતી.

પ્રજાની પ્રીતિ સંપાદન કરવા છતાં, તેઓ સરકારી અમલદાર હોવાથી બંડખોર બદમાશોએ તેમને દાઢમાં ઘાલ્યા હતા. દરેક પળે તેમની જીંદગી જોખમમાં હતી, અને જો તેમના એક નિમક હલાલ સીપાઈની સહાય ન મળી હોત તો પરિણામ વિપરીતજ આવત. પરંતુ સત્યનો સહાયક શ્રી હરી છે,

તેમનો એક બાહોશ અને નિમક હલાલ સિપાઈ ગયાદીન સમય વર્તી ગયો. તેણે સાહેબની જીંદગીનું જોખમ લક્ષમાં લઇ એક યુક્તિ શોધી કાઢી. બંડખોરમાંથી પસાર થઇ જવા માટે વેશ બદલવાની જરૂર તેને જણાઇ; અને સાહેબને મુસલમાનનો પહેરવેશ સજાવી ગયાદીને બંડખોરની મધ્યમાં થઇને સહી સલામત પસાર કરી દીધા.

થોડો સમય વીત્યા બાદ બંડખોરનું બળ ઓછું થયું ત્યારે એલન સાહેબે પાછા આવી ઇટાવામાં અંગ્રેજ સત્તા બેસારી. પણ બળવાખોરોએ ફરીથી હુલ્લડ કર્યું. ગ્વાલીયરથી છૂટેલી લશ્કરી કાળી ટુકડી ઇટાવા આવી પહોચતાં ભારે બળવો થવા સંભવ હોવાથી તેમણે ત્રીશ યુરોપીયન સ્ત્રીઓ અને બાળકોને પ્રતાપનેરના મિત્રોની સહાયથી આગ્રા પહોંચતાં કર્યાં, બળવાખોરનું જોર વધતાં જુલાઇ માસમાં તેઓ પાછા આગ્રા ગયા; જ્યાંથી બળવો શમ્યે ઇટાવા આવી સત્તા હાથમાં લીધી. આ સમયમાં અનેક આપત્તિમાં તેઓ તેમના અવર્ણનીય સ્વભાવના પ્રતાપે સહાય મેળવી શકયા હતા.

તેમણે ના. સરકારની—ગવર્નમેન્ટની નિમકહલાલી ભરી બાહોશ નોકરી કરી, પ્રજાની પ્રીતિ સંપાદન કરી અને તેઓ ઈ-સ-૧૮૬૧ માં રજા પર ઈંગ્લાંડ ગયા. ત્યાં તેમને ઘણુંજ માન મળ્યું હતું. તેમને ઘણી ઘણી સારી માન ભરી જગાઓ લેવા વિનવવામાં આવ્યા હતા, પણ તે કશાની દરકાર ન રાખતાં તે હિંદુસ્તાન પાછા આવ્યા. હિંદમાં તેમને મીઠા ખાતાના મુખ્ય અધિકારીની જગા આપવામાં આવી.

કેટલોક વખત મીઠા ખાતામાં સંતોષકારક નોકરી બજાવ્યા પછી લૉર્ડ મેયોએ તેમને હિંદુસ્તાનમાં સેક્રેટરીનો હોદ્દો આપ્યો હતો. સેક્રેટરી તરીકે તેમણે હોમ ડીપાર્ટમેન્ટમાં ઘણીજ કાળજી પૂર્વક કામ કર્યું હતું. રેવન્યુ, ખેતીવાડી વગેરેમાં તેમણે ઘણું લક્ષ આપ્યું હતું. ખેતીવાડી સંબંધમાં ના. સરકારનું ધ્યાન તેમણે વારંવાર ખેંચ્યું હતું. સેક્રેટરીનો ઉચ્ચ હોદ્દો તેમણે દશ વર્ષ સુધી ભોગવ્યો હતો.

ના. સરકાર તરફથી તેમને લેફટેનન્ટ ગવર્નરનો હોદ્દો આપવાનું જણાવવામાં આવ્યું હતું. પણ મહાત્મા એલને પોતાનું બાકીનું જીવન હોદ્દા ભોગવવાને બદલે હિંદના ભલા માટે, હિંદની સેવામાં ગાળવાનો પ્રશંસનીય નિશ્ચય કરવાથી, તે માગણી સ્વીકારી નહિ. ઇ. સ. ૧૮૮૨માં તેમણે નોકરી પરથી ઉતરી પેન્શન સ્વીકાર્યું અને હિંદની સેવા શરૂ કરી.

મહાત્મા એલનને હિંદના ભિન્ન ભિન્ન વિભાગના પ્રતિનિધિઓએ ભેગા મળી રાજ્યકીય બાબતમાંના—સરકારને જણાવવા યોગ્ય વિચારોની ચર્ચા કરી તે વિચારોને અરજી દ્વારા ના. સરકાર સમક્ષ મૂકવા માટે એકાદ મંડળની જરૂર જણાઇ. ના. સરકારના પવિત્ર શાંત રાજ્યમાં પ્રજા સુખી હોવા છતાં, સત્તાના હાથે અણજાણતાં પ્રજાને અન્યાય મળવાના

સંભવ મહાત્મા એલનને જણાયા, જેથી ના. સરકારને સહાય કરવા પ્રજાની જાગતી અર્થે, હિંદના જુદા જુદા વિભાગમાં ફરી તે તે વિભાગના પ્રતિનીધીઓ મેળવી, ઇ. સ. ૧૮૮૫ના ડીસેમ્બર માસમાં, મુંબઇમાં, ૭૫ પ્રતિનિધીની, બાબુ વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખ પણા નિચે એક મહાન્ સમર્થ સભા મેળવી. તેનું નામ " ધી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ " રાખવામાં આવ્યું.

ઉત્તરોત્તર કોંગ્રેસની પ્રગતી વધતી ચાલી. ઇ. સ. ૧૯૦૮ સુધી તેની પ્રગતી અસ્ખલિત થતી ચાલી. જંગી મંડપો, વિદ્વતા ભર્યાં વ્યાખ્યાનો વિગેરેથી તે પ્રજાનું ધ્યાન ખેંચી રહી. પ્રતિનિધીની સંખ્યા લગભગ ૧૫૦૦થી ૨૦૦૦ સુધી વધતી ચાલી અને સભાજનોની સંખ્યા ૧૦૦૦ થી ૭૦૦૦ સુધી આવી પહોંચી. ના. સરકારને આથી ઘણી સહાય મળી અને તેનુ કાર્ય સરળ થવા પામ્યું.

મહાત્મા એલને કોંગ્રેસ સ્થાપી ત્યારે કેટલાંક રજવાડાં તથા અંગ્રેજ અમલદારોએ આ ચળવળ ને રાજ્યદ્રોહી ઠરાવવા જબ્બર પ્રયત્ન કર્યો હતો, પરંતુ હ્યુમના પક્ષકારોની સંખ્યા તથા કોંગ્રેસની સાહાનુભુતિવાળાં સંસ્થાનો તથા અંગ્રેજી અમલદારોની સંખ્યા વધારે હતી અને તેથી દુશ્મનોનું કંઇ ચાલ્યુ નહિ. સત્યનો જય થયો.

ઇંગ્લાંડના પ્રખ્યાત પ્રધાન મહાત્મા ગ્લેડસ્ટનનો કોંગ્રેસની તરફેણમાં ઘણોજ સારો મત હતો અને તે મહાત્માએ કોંગ્રેસની ફતેહ ઇચ્છી હતી.

ઇ. સ. ૧૮૮૫થી ૧૮૯૨ સુધી એલન હ્યુમે " ધી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ " ના જનરલ સેક્રેટરીનું કાર્ય ઘણુંજ દીલથી અને હોંશીઆરીથી કર્યું હતું. એમ કહેવાય છે કે તે મહાત્માએ કોંગ્રેસના માટે પોતાના ખીસ્સામાંથી સુમારે વીસહજાર રૂપિયા ખર્ચ્યાં છે.

ઇ. સ. ૧૮૯૨માં એલન સાહેબને શરીર બગડવાથી મરજી વિરૂદ્ધ હિંદનો કાંઠો ત્યજી ઈંગ્લેન્ડ જવું પડયું. આ વેળાએ તેમણે અનેક હિંદવાસીનાં ચિત્ત હરી લીધાં હતાં. હિંદવાશીઓએ તે સમયે તેમની પુઠ નિગળતાં નયને જોઇ હતી; અને આખરે સાદે " ગુડ બાય " ઉચ્ચાર્યાં હતા. મહાત્મા એલનની પણ તેવીજ સ્થિતિ થઇ હતી. તેમના છેલ્લા શબ્દો હૃદય વેધક તેમજ પ્રીતિ ભર્યા હતા. તેમણે જણાવ્યું હતું કે તેમનું ખોળીયું ઇંગ્લન્ડ જતું હતું છતાં તેમનો આત્મા હિંદમાં રહેતો હતો; અને ખરેજ તેમણે ગઇ તા. ૩૧ મીએ તેમના મૃત્યુ પર્યંત તેમનું દીલ હિંદના વિચારમાંજ રોકયું હતું. તેમણે ૮૪ વર્ષની ઉત્તમ જીંદગીના અંતે હિંદના કમભાગ્યે આ સંસાર ત્યજ્યો છે. તેમના મહાન્ આત્માને ઇશ્વર શાંતિ અર્પો !!! મસ્તુ.

---

# બુકર ટી વૉશીંગટન.

શ્રીયુત કે. એચ. વકીલ, બી. એ. શાન્તાક્રુઝ.

( ગત વર્ષના વૈશાખ, પૃષ્ટ ૪૨૪ થી ચાલુ. )



બુકર **ટી વૉશીંગટન** જ્યારે ગ્રેજ્યુએટ થયો ત્યારે હેની પાસે રાતી પાઈ પણ ન્હોતી અને એ કારણને લીધેજ લાચારીએ તેને બટલરની નોકરી થોડાક મહિના કરવી પડી. થોડોક વખત આવી રીતે કામ કર્યા પછી તે પોતાને ગામ ગયો. ત્યાં હેને સીધ્ધીઓને શીખવવા માટે શિક્ષક તરીકે ચુંટી કહાડવામાં આવ્યો. **બુકર ટી વૉશીંગટન** લખેછે કે મ્હારા જીવનના સુખી દિવસોની આ શરૂઆત હતી મ્હારા ગામના લોકોને ઉચ્ચ જીવન ગાળતાં શીખવવાને આ એક તક હતી એમ મ્હને લાગ્યું. ગામના અજ્ઞાન યુવક વર્ગને પુસ્તક જ્ઞાન શિવાય બીજું પણ શીખવવાનો મ્હેં પ્રથમથીજ વિચાર કર્યો. એ અજ્ઞાન વર્ગને માત્ર પુસ્તક જ્ઞાનની જરૂર ન્હોતી. મ્હારૂં કામ સ્હવારના આઠથી તે રાત્રીના દસ વાગ્યા લગી ચાલતું હતું, એ અરસામાં મ્હારા શિષ્યોને સુઘડતાના નીયમો શીખવવાનું પણ હું ચુકતો નહીં. સ્ત્રી પુરૂષોને દિવસના કામમાં રોકાવું પડતું હતું; એટલે એક રાત્રીશાળાની પણ જરૂર પડી. તે તરતજ ઉઘાડવામાં આવી અને તેમાં પણ દિવસની શાળા જેટલીજ ભીડ થવા માંડી. રાત્રીશાળામાં પચાસ વર્ષની ઉમરનાં સ્ત્રીપુરૂષો પણ કેળવણીનો લાભ લેવા વલખાં મારતાં હતાં. તે જોઈ તેઓનો આવો બેહદ થેલો ઉત્સાહ જોઈ મ્હારૂં હૃદય પીગળી જતું હતું. પગારની સ્હેજ પણ આશા કે વિચાર વગર હું કોઇને પણ મ્હારી શક્તિ પ્રમાણે મદદ કરવા શીખવવા તત્પર હતો હું બીજાને મદદ કરૂંછું એ વિચારજ મ્હને સંતોષ પમાડતો હતો.



હું જે સમયે હેમ્પટનમાં હતો તે સમયે એક બે વિચારોએ હમારા અજ્ઞાન બંધુઓના મનમાં બહુજ ઉથલ પાથલ કરી મૂકી હતી એ બે વિચારોમાં એક તો ગ્રીક અને લેટીન ભાષા જેમ તેમ શીખવાની ઘેલાઈ અને બીજો વિચાર ઑફિસમાં નોકરી લેવાની ઉતાવળ — **જે પ્રજાએ યુગયુગાંતર ગુલામીની ઝુંસરી ખેંચવામાં અને અજ્ઞાનતાના અંધકારમાં ગોથાં ખાવામાં ગાળ્યાં હોય તે પ્રજા કેળવણીનો ખરો અર્થ, રહસ્ય કે મહીમા એકદમ કેમ સ્હમજી શકે?** દક્ષિણમાં દરેક શહેર તથા ગામડામાં આતુર વિદ્યાર્થીઓની ભરતી ભરાવા માંડી, પણ તેમાંના ઘણાકોને તો એવો ખોટોજ ખ્યાલ પેસી ગયો હતો કે કેળવણીના સ્હેજ પ્રસાદથી દુનિઆની હાડમારીમાંથી મુક્ત થઈશુ અને મ્હેનત કે મજુરી તો સ્વપનામાં પણ ન કરવી પડે. એવીજ રીતે ગ્રીક અને લેટીન વિષે લોકોને ખોટા વિચારો આવતા હતા. પરિણામ એ આવ્યું કે થોડું શીખેલા કયાં તો શિક્ષકો બન્યા કે કયાં તો ધર્મ ગુરૂમાં ખપી ગયા આથી ઢોંગી ધર્મ ગુરૂઓ અને

સંભવ મહાત્મા એલનને જણાયા, જેથી ના. સરકારને સહાય કરવા પ્રજાની જાગૃતી અર્થે, હિંદના જૂદા જૂદા વિભાગમાં ફરી તે તે વિભાગના પ્રતિનીધીઓ મેળવી, ઇ. સ. ૧૮૮૫ના ડીસેમ્બર માસમાં, મુંબઇમાં, ૭૫ પ્રતિનિધીની, બાબુ વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખ પણા નિચે એક મહાન્ સમર્થ સભા મેળવી. તેનું નામ " ધી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ " રાખવામાં આવ્યું.

ઉત્તરોત્તર કોંગ્રેસની પ્રગતી વધતી ચાલી. ઇ. સ. ૧૯૦૮ સુધી તેની પ્રગતી અસ્ખલિત થતી ચાલી. જંગી મંડપો, વિદ્વત્તા ભર્યાં વ્યાખ્યાનો વિગેરેથી તે પ્રજાનું ધ્યાન ખેંચી રહી. પ્રતિનિધીની સંખ્યા લગભગ ૧૫૦૦થી ૨૦૦૦ સુધી વધતી ચાલી અને સભાજનોની સંખ્યા ૬૦૦૦ થી ૭૦૦૦ સુધી આવી પહોંચી. ના. સરકારને આથી ઘણી સહાય મળી અને તેનુ કાર્ય સરળ થવા પામ્યું.

મહાત્મા એલને કોંગ્રેસ સ્થાપી ત્યારે કેટલાંક રજવાડાં તથા અંગ્રેજ અમલદારોએ આ ચળવળ ને રાજ્યદ્રોહી ઠરાવવા જબ્બર પ્રયત્ન કર્યો હતો, પરંતુ હ્યુમના પક્ષકારોની સંખ્યા તથા કોંગ્રેસની સાહાનુભૂતિવાળી સંસ્થાનો તથા અંગ્રેજી અમલદારોની સંખ્યા વધારે હતી અને તેથી દુશ્મનોનું કંઇ ચાલ્યુ નહિ. સત્યનો જય થયો.

ઇંગ્લાંડના પ્રખ્યાત પ્રધાન મહાત્મા ગ્લેડસ્ટનનો કોંગ્રસની તરફેણમાં ઘણોજ સારો મત હતો અને તે મહાત્માએ કોંગ્રેસની ફતેહ ઇચ્છી હતી.

ઇ. સ. ૧૮૮૫થી ૧૮૯૨ સુધી એલન હ્યુમે " ધી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ !" ના જનરલ સેક્રેટરીનું કાર્ય ઘણાજ દીલથી અને હોંશીઆરીથી કર્યું હતું. એમ કહેવાય છે કે તે મહાત્માએ કોંગ્રેસના માટે પોતાના ખીસ્સામાંથી સુમારે વીસહજાર રૂપિયા ખર્ચ્યા છે.

ઇ. સ. ૧૮૯૨માં એલન સાહેબને શરીર બગડવાથી મરજી વિરુદ્ધ હિંદનો કાંઠો ત્યજી ઈંગ્લેન્ડ જવું પડ્યું. આ વેળાએ તેમણે અનેક હિંદવાસીના ચિત્ત હરી લીધા હતા. હિંદવાશીઓએ તે સમયે તેમની પુઠ નિગળતા નયને જોઇ હતી; અને ખોખરે સાદે " ગુડ બાય " ઉચ્ચાર્યા હતા. મહાત્મા એલનની પણ તેવીજ સ્થિતિ થઇ હતી. તેમના છેલ્લા શબ્દો હૃદય વેધક તેમજ પ્રીતિ ભર્યા હતા. તેમણે જણાવ્યું હતું કે તેમનું ખોળીયું ઇંગ્લેન્ડ જતું હતુ છતાં તેમનો આત્મા હિંદમાં રહેતો હતો; અને ખરેજ તેમણે ગઇ તા. ૩૧ મીએ તેમના મૃત્યુ પર્યંત તેમનું દીલ હિંદના વિચારમાંજ રોક્યું હતું. તેમણે ૮૪ વર્ષની ઉત્તમ જીંદગીના અંતે હિંદના કમભાગ્યે આ સંસાર ત્યજ્યો છે. તેમના મહાન્ આત્માને ઇશ્વર શાંતિ આપો !!! અસ્તુ.

---

કપડાં પોઈ ચલાવતા હતા. અને એજ પૈસામાંથી એ ઉદાર માતાઓ પોતાની પુત્રીઓને કેળવણીનો લાભ આપવા દૂર શાળામાં મોકલતી હતી. જ્યારે આ કન્યાઓ શાળામાં જઈ ૭ સાત વર્ષે વિદ્યાભ્યાસ પુરો કરી પોતાને ઘેર પાછી ફરતી ત્યારે ગરીબ માતાઓની ઉપાધીમાં ઉમેરો થતો હતો અને આ ભણેલા વર્ગ માટે કીમતી પોષાક, કીમતી ટોપીઓ, અને કીમતી બુટ પુરાપાડવાની મોટી ગુંચવણ થઈ પડતી. ટુંકમાં કહીએ તો શોખનું પ્રમાણ તેઓની કમાવવાની શક્તિના પ્રમાણ કરતા મ્હોટું હતું. ૭ વર્ષના પુસ્તક જ્ઞાનથી માતાઓના નીચ લાગતા ધંધાપર તેઓને કંટાળો આવતો હતો અને એજ કારણને લીધે તેઓ કેટલીકવાર કુમાર્ગે ઉતરી પડતી હતી. પુસ્તક જ્ઞાન સાથે આ **નિર્દોષ બાનુઓને ઉપયોગી ધંધા શીખવ્યા હોય (તો કેવું સારૂં!) તો કેળવણી વગોવાય નહિ, ખર્ચાળ ટેવ પડે નહિ, કુમાર્ગે ઉતરાય નહિ અને કોઈ પણ પ્રમાણિક ધંધો કરતાં બાળાઓ અચકાય નહિ.**

વૉશીંગ્ટન થોડાક મહિના અભ્યાસ કરી, ત્યાંની કેળવણીની પદ્ધતિ જોઈ, કેળવાયલા લોકોની કુટેવો અને કઢંગી સ્થિતિ જોઈ હું મ્હારા ગામ તરફ ફર્યો. ત્યાંથી મ્હને જનરલ આર્મસ્ટ્રોંગે હેમ્પટનમા શિક્ષકનું કામ કરવા બોલાવ્યો. જંગલી રેડઈન્ડીયનોને શીખવવાનું કામ મ્હને સોંપવામાં આવ્યું હતું. એ કામ મ્હેં ઉત્સાહની ઉપાડી લીધું અને બે વર્ષ તેઓની સાથે માથાકુટ કરી ભણાવ્યા, ત્યારે મ્હને લાગ્યું કે ગમે તેવા જંગલી મનુષ્યો પણ ખરેખરી ઉત્તમ કેળવણીની મદદથી પોતાનું જીવન સુધારી શકે છે. હેમ્પટનની શાખા અને જનરલ આર્મસ્ટ્રોંગનું નામ પ્રખ્યાત હતાં એટલે કોઈને પણ શાખા ઉઘાડવી હોય યાતો શિક્ષક જોઈતો હોય તો તે જનરલ આર્મસ્ટ્રોંગની સલાહ પુછતા. એક દીવસે જનરલ આર્મ સ્ટ્રોંગે મ્હને ઓફીસમાં બોલાવી ટસ્કીજીના લોકોનો વિચાર ત્યાં શાળા ઉઘાડવાનો છે અને ત્યાં એક સારા શિક્ષકની જરૂર છે એમ જણાવી મ્હને એ કામ ઉપાડી લેવાનું કહ્યું. મ્હેં હા કહી અને ટસ્કીજી જે હમારા ગામથી થોડુંક દૂર હતું ત્યાં જવાની તૈયારી કરી.

ટસ્કીજી પ્હોંચ્યા પહેલાં મ્હને એવો ખ્યાલ હતો કે મ્હારી શાખા માટે મકાન વિગેરેની સર્વ સામગ્રીઓ ત્યાં તૈયાર હશે, પણ હું ત્યાં પ્હોંચ્યો ત્યારે મ્હને માલમ પડ્યું કે સર્વ હવાઈ કીલ્લા હતા. મકાન વગેરેની ગોઠવણ ત્યાં બીલકુલ માલમ પડી નહિ; વળી **મકાન કે ગમે તેવી કિમતી સામગ્રી પુરી ન પાડી શકે એવું કાંઈક મ્હેં ત્યાં જોયું. મ્હેં સેંકડો આતુર ભુખ્યા ઉત્સાહી આત્માને જ્ઞાન મેળવવા માટે તર-**ફડીયા મારતા જોયા. આવો ઉત્સાહ જોઈ મ્હારો ભય ઉત્સાહમાં ફેરવાઈ ગયો. પહેલાં તો શાળા માટે મકાનની પંચાતી પડી. અંતે એક જુના દેવળની આગળ ભાગેલા તુટેલા ઝુંપડામાં શાળા ખોલવાનો મ્હેં વિચાર કર્યો અને ખંડીયર દેવળની પણ થોડીક જગ્યા હમારા કામ માટે રોકી. એ ઝુંપડીમાં પહેલાં હમને બહુજ મુશ્કેલી પડી. જ્યારે પરસાદ પડતો ત્યારે એક વિદ્યાર્થી ઉઠી પોતાના પાઠ છોડી, છત્રી પકડી મ્હને શીખવવા સગવડ કરી આપતો. કેટલીક વાર મ્હારૂં ભોજન પણ આરીજ રીતે લેવાતું હતું.

ટસ્કીજીની શાળા માટે મ્હારે ગામેગામ ખચ્ચર પર કે ખટારામાં રખડવું પડતું હતું. પણ એ રખડવાથી મ્હને ત્યાંના લોકોની સ્થિતિ અને તેઓના જીવનનો અભ્યાસ કરવાની તક મળી. એકજ ન્હાના ઓરડામાં મ્હેં આખા કુટુંબને એકની પાસે એક એમ જોડા જોડ સુતાં જોયાં. ન્હાવાની સોઇ પણ કોઈ પણ ઠેકાણે હતી નહિ. રાંધવાનું પણ તેજ ઓરડામાં થતું હતું. તેઓનો ખોરાક પણ એટલોજ ખરાબ હતો; કારણ કે કપાસ ઉગાડવાના લોભમાં શાકભાજી બનાવવાનું તેઓને સુઝતું નહિ. આવાં નિર્ધન કુટુંબો પૈસાની વ્યવસ્થા બરાબર કરી શકતા નહિ કેટલેક ઠેકાણે એક ખૂણામાં નકામા સીવવાના સાંચા પડી રહેતા. કેટલેક ઠેકાણે ભપકાબંધ ઘડીયાળો ગોઠવેલાં હતાં અને વળી કેટલાકોએ તો ઓર્ગન વાજાં પણ મૂક્યા હતા આમાંના ઘણાખરા સામાનના પૈસા દર મહિને થોડું થોડું આપી તેઓ આંકડો ચુકવતા એ પૈસા એ લોકો નકામા વેરી નાંખતા હતા એમ કહીએ તો ખોટું નહિ; કારણ કે સીવવાના સાંચાનો ઉપયોગ એમાંના ઘણા થોડાને આવડતો હતો. ઘડીયાળમાં વખત જોતાં કોઇને આવડતું ન્હોતું અને ઓર્ગન-વાજાં તો ફકત દિવાનખાનાના શણગાર તરીકેજ મૂકાતાં. **ઘરમાં જ્યાં શાકભાજી અને વાસણોના ફાંફાં ત્યાં આવો ભપકો અને ડોળ દમામ જોઈ હું છક થઈ ગયો!!** આ સ્થિતિ અને આવું જીવન જોઇ મ્હારા ઉત્સાહમાં ઉમેરો થયો નહિ. મ્હને લાગ્યું કે આવી નીચી સ્થિતિએ પહોંચેલા લોકને ઉંચી સ્થિતિનું ભાન કરાવવાનું કામ મ્હારા એકલા માટે અસંભવિત હતું, તો પણ એ કામ મ્હેં માથે લીધું હતું, એટલે હું પાછો હઠયો નહિ. ભય અને નિરાશાના ચિન્હો જ્યાં ત્યાં જોવામાં આવતાં હતાં. ગોરા લોકોને હમારી આ યોજના પસંદ પડી નહિ. તેઓને એમ લાગ્યું કે સીદીઓ છોડી જશે અને ઘરમાં ચાકર રહેવા માટે ના પાડશે.

જે સ્હવારના મ્હેં ટસ્કીજીમાં શાળા ઉઘાડી તે સ્હવારના ત્રીસ વિદ્યાર્થીઓ દાખલ થયા. આ વિદ્યાર્થીઓમાં સ્ત્રી પુરૂષોની સંખ્યા લગભગ સરખી હતી આ વિદ્યાર્થીઓનો મ્હોટો ભાગ તો આસપાસના ગામડાના શિક્ષકોનો હતો. તેમાં કેટલાક તો ચાળીશ વર્ષના પણ હતા. શિક્ષકો સાથે તેમના વિદ્યાર્થીઓ પણ શાળામાં દાખલ થયા હતા. કેટલીકવાર એવું બનતું હતું કે શિક્ષકો અને શિષ્યોની પરિક્ષામાં શિષ્યો ઉંચા કલાસ માટે લાયક ઠરતા. કેટલાકો મ્હોટી ચોપડીઓ તથા જેમ બને તેમ મ્હોટાં નામ ગોખી લાવતા હતા. તેઓને એવો ખયાલ હતો કે જેમ મ્હોટી ચોપડી અને ચોપડીનું મ્હોટું નામ તેમ મ્હોટા વિદ્વાન!!! કેટલાકે વ્યાકરણ અને ગણિતના નિયમો મ્હોડે કર્યા હતા અને કેટલાક "બેન્કીંગ" લગી પણ પહોંચી ગયા હતા; પણ આ સર્વ ઉપર ટપકે જુજ જ્ઞાન હતું કારણ કે બેન્કીંગના પુસ્તક ઉથલાવનાર વિદ્યાર્થીને ગુણાકારનું ભાન ન્હોતું અને મ્હોટા મ્હોટા ગ્રીક અને લેટીન વ્યાકરણ શીખનારને પોતાનું નામ લખવા માટે પણ પંચાતિ પડતી હતી. ન્હાની બાળાઓને સ્હારા-ના જંગલ અને ચીનની રાજ્યધાનીનું કાંઇક ભાન હતું; પણ પોતાના ગામની ભુગોળમાં તેઓ તદન અજ્ઞાન હતી, તો પણ આ પ્રિય વિદ્યાર્થીઓના જેવા ઉત્સાહી અને ઉમંગી વિદ્યાર્થીઓ મને ઘણી થોડીજવાર મળ્યા છે. ખરું શું તે તેઓ સમજતા ન્હોતા, તોપણ જ્યારે ખરા ખોટાની સમજ પાડવામાં આવતી હતી ત્યારે ખરું ગ્રહણ કરવામાં તેઓ વાર ન્હોતા લગાડતા. શાળાના સુભાગ્યે હમને થોડા મહિનામાં મીસ ડેવીડસન નામની હોંશિયાર નમ્ર મહેનતુ અને સદગુણી સ્ત્રીશિક્ષક મળી આવી.

અપૂર્ણ.

# દાખલો.

અરજદાર હીરજી પ્રભાશંકરની તા. ૨૯–૩–૧૧ ની અરજી નીચે હ. પ. આ. નં. ૪૪૨૦ તા. ૩–૭–૧૧ ની નકલ આપવા હ. પ. આ. નં. ૧૧૯૮ તા. ૨૬–૧૧–૧૧ થી હુકમ થતાં તે હુકમની નકલ. હ. પ. આ. નં. ૪૪૨૦

## હુકમ.

અરજદારની માગણી મુજબ સદરહુ જમીન દરબારી મંદીર લંકેશ્વર સાથે ભેળવવાની સરતે ગાયત્રી દેવીનું મંદીર બાંધવા માટે ધર્માદા ઉપયોગ અર્થે ધર્માદા તરીકે રાખવા દરજ્જે આપવાનું મંજુર કરવામાં આવે છે. તે ઉપર આ ધર્માદા કાર્ય શીવાય બીજા કોઇનો હક રહેશે નહીં, તેમ તેનો બીજી કોઇ પણ રીતે બીજા કોઇ ઉપયોગ કરી શકશે નહીં.

અરજદાર તે જગ્યાનો કમ્પાઉન્ડ સ્ટેટ તરફથી બંધાવી આપવા માગણી કરે છે તે પ્રમાણે થઇ શકશે નહિ. તે કામ પણ તેણે કરવું જોઇએ. તા. ૩ જુલાઇ ૧૯૧૧ સંવત ૧૯૬૭ ના અશાડ સુદ ૭. Sd. Vajsurvala.

એડમીનીસ્ટ્રેટર સે. પોરબંદર.

નકલ કરી તા. ૨૮–૧૧–૧૧ ખરી નકલ.

સહી સહી

સરવેયર શહેર મામલતદાર.

દાખલો આપવામાં આવે છે કે પોરબંદરના રહીશ જોષી હીરજી પ્રભાશંકર અત્રે શ્રી ગાયત્રી દેવીનું દેવળ બંધાવવા વાસ્તે ફાળો કરવાનો પ્રયત્ન કરે છે. આજ સુધી ફાળાની ભેળી થએલીxxxxરકમ તેમણે સ્ટેટ ત્રોજેરીમાં અનામત જમા કરાવેલી છે. અને હવે પછી જે જે ઉપરાંત ભેળી થાય તે ઉપર મુજબ સ્ટેટ ત્રીજેરીમાં ફાળો એકંદર પુરો થતા સુધી તેઓ અનામત રાખવા ધારે છે. તા. ૧૩–૧૧–૧૧ Sd. Vajsurvala.

સિનીઅર એડમીનીસ્ટ્રેટર. સ્ટે. પોરબંદર.

જે ગ્રાહકોનાં ચાલુ સાલનાં લવાજમ આવ્યાં નહિ હશે તેમને **આવતો અંક. વી. પી. થી મોકલવામાં આવશે માટે તેનો સ્વીકાર** કરી અમારાં ગ્રાહકો અમને આભારી કરશે. અધિપતિ.

## ખાસ વિજ્ઞપ્તિ.

અમારા ગ્રાહકોની સંખ્યાના પ્રમાણમાં શ્રી ગૌરાંગ મહાપ્રભુ નામનું ભેટનું પુસ્તક છપાવ્યું હતું, પરંતુ આ પુસ્તક છપાતું હતું અને ચિત્રો તૈયાર થતાં હતાં તે સંબંધમાં ઘણાઓના જાણવામાં આવવાથી છેલ્લા મહિનાઓમાં શ્રીભક્ત સચિત્ર માસિકના ગ્રાહકોની સંખ્યા ઘણીજ વધી પડી. અમારા ગ્રાહકોની સંખ્યા વધ્યાજ જતી હતી અને તેને પહોંચી વળવા અમારી ભેટની ચોપડીની સંખ્યા પુરતી થશે નહિ એવો અમને પ્રથમથી ભય હતો અને તે ખરો પડયો. ઘણા ગ્રાહકોને અમારે દીલગીરી સાથે આઠમા વર્ષના ગ્રાહક તરીકે સ્વીકારવાની ના કહેવી પડી છે. તેમાંના ઘણા સજ્જનો નવમા વર્ષથી અમારા ગ્રાહક થયા છે. વળી આ પુસ્તકની ઘણા તરફથી માગણી પણ કરવામાં આવે છે તેથી અમારે.

## શ્રી ગૌરાંગ મહાપ્રભુજીના

### સચિત્ર ચરિતા મૃતની

સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ જલદીજ બહાર પાડવી પડશે એમ લાગે છે.

અમારા નવા ગ્રાહકોને આ બીજી આવૃત્તિ અમે અડધી કિમતે એટલે માત્ર રૂ ૧-૮-૦માં આપીશું અને બીજા સજ્જનો જેઓ અમારા માસિકના ગ્રાહક નહિ હશે તેમને તે રૂ ૩-૦-૦માં આપવામાં આવશે પેકીંગ પોસ્ટેજ જુદું પડશે.

કેટલી નકલો છપાવવી તે પ્રથમથી નક્કી કરવામાં સુગમ પડે માટે વાચક વર્ગને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે જેમને આ પુસ્તક જોઇતું હોય તેમણે અમને એક પોસ્ટ કાર્ડથી લખીને ખબર આપવા કૃપા કરવી અથવા જેમને અર્ધી કિમતે એ પુસ્તક લેવું હોય તેમણે શ્રીભક્ત સચિત્ર માસિકના સત્વર ગ્રાહક થવા કૃપા કરવી પાછળથી ઇચ્છા કરનારને પુસ્તક માટે ત્રીજી આવૃત્તિ બહાર પડતા સુધી ધીરજ ધરવી પડશે. માટે સત્વર ગ્રાહક થવા કૃપા કરવી.

નવમા વર્ષ માટે આઠમા વર્ષ કરતાં વધારે સુંદર ભેટ તૈયાર થાય છે.

## શ્રી વલ્લભાચાર્યજી મહાપ્રભુજીનું

સચિત્ર લીલામૃત. લખો. અધિપતિ અને પ્રકાશક
શ્રીભક્ત સચિત્ર માસિક. રાયપર—અમદાવાદ.

---

# નૂરજ્હાં.

( નલિનકાન્ત ભોળાનાથ દીવટિયા )

ગતાંકથી ચાલુ.

## પ્રકરણ ૨ જું.



મલેકમાસુદ તે વીશીમાં, ગયાસબેગની સ્ત્રીનું દુઃખ ઓછું થયા પછી નીકળવાનું ધારીને પંદર દહાડા રહ્યો. ત્હેને (ગયાસબેગની સ્ત્રીને) શક્તિ આવ્યા પછી તે લોકો ઉપડ્યાં. તે લોકો સૂર્યોદય પ્હેલાં જ્હારે અસંખ્ય પક્ષીઓ દહાડાને જાણે આવકાર આપતાં હોય તેમ અવાજ કરતાં તે વખત ઉપડતાં, ને બહુ તાપ થઈ જતા પ્હેલાં હેમના મુકામે પ્હોચતાં. પાછાં રાત્રે જ્હારે ચન્દ્ર પીળા મૃદુ અજવાળાથી હિન્દુસ્થાનના ઉષ્ણ આકાશની સુન્દરતામાં ઉમેરો કરતો હતો, ને શીતળવાયુવાળા લીલોતરીવાળાં ખેતરોમાં પોતાનું શાન્તિ ભરેલું અજવાળું નાંખતો હેવે વખતે ઉપડતાં હતાં. મોડી રાત્રે એકાદ વીશીમાં તેઓ થોભતાં, ત્હાં ત્હેમને લોકો ને ખર્ચે જમવા કરવાનું મળતું એમ કડકે, કડકે કુચ કરતાં એક સુન્દર રહવારે ગયાસબેગ, મલેક, ને ગયાસબેગની સ્ત્રી લાહોર આવી પ્હોચ્યાં. આ વખત મહાન્ અકબર પોતાનો દરબાર અહિં ભરતો હતો. જ્હારે તે લોકો રસ્તા ઉપર થઈને જતાં હતાં ત્હારે ગયાસબેગ તે શેહેરમાં ફેલાયલો આનન્દ ને ખુશ મિજાજીપણું જોઈને ખુશ થતો હતો. જુવાનીયાની ટોળીઓ બરફજેવાં સફેદ વસ્ત્ર પ્હેરીને, ગુલાબ જળ મેળવેલાં રંગબેરંગી ને સુગન્ધીદાર પાણી અને ગુલખાર રંગનો ભૂકો એક બીજા ઉપર છાંટતા હતા. રસ્તાની બે બાજૂએ આવતાં ઘરોમાંથી વાજીંત્રના ને ગાયનના મધૂર સુરો સંભળાતા હતા. ને વાતાવરણને મીઠાશથી ભરપૂર કરતા હતા. બાદશાહી હજુરીયાઓને સીપાઈઓ તેમના ચળકતા સોનેરી રંગના પોષાકો પ્હેરીને મગરૂરીથી કૂકડાની પેઠે અકડ ચાલતા હતા. ને વચમાં કોઈ ખૂબસુરત પાન વેચનારી જોડે અથવા તો કોઇ-પોતાની જાતના સ્વભાવ પ્રમાણે-આકર્ષતી વારાંગનાની મશ્કરી કરવા ઊભા રહેતા. કોઇ કોઇ વખત ઉમરાવોના એક એક કરતાં ઠાઠને ભપકામાં ચડીયાતા રસાલા જતા હતા, જ્હાં જુવો ત્હાં આનન્દ, ભપકો ને ઠાઠ હતાં.

ગયાસબેગે કહ્યું, "ઘણુંજ સરસ, આ ઘણુંજ સુન્દર શેહેર છે, ને ગમ્મત અને આનન્દ રેલી રહ્યાં છે."

મલેકે કહ્યું "તે લોકો હોળી તેમ જ નવું વર્ષ ઉજવે છે. આપણે બરોબર વખતે આવ્યા છીએ. શેહેનશાહ આવતી કાલે દરબાર ભરવાના છે. તે વખતે હું ત્હમને ત્હેમની હજુરમાં લઈ જવાનું ધારૂં છું. બધા શહેનશાહને એટલા બધા ચ્હાય છે કે બધા બેસતું વર્ષ ઉજવવામાં ભાગ લે છે."

ગયાસબેગે કહ્યું. "બધા હર્ષથી ભરપૂર જણાય છે. ને મ્હને ત્હમે શેહેનશાહની હજુરમાં લઇ જનાર છો એ જાણી ત્હમારો આભાર માનવાને મ્હને શબ્દ જડતા નથી. મ્હારા શરીરનાં બધાં રૂંવાની જો જીભ બને તો પણ ત્હમારો ઉપકાર માનવાને તે પુરતી નથી. સાહેબ તમારા શેહેરમાં હાવો ઠાઠ હોવા છતાં પણ તે સુખદાયક શેહેર લાગે છે.

મલેકે કહ્યું. "અહિં ત્હમારૂં થોડીવાર પછી રહેવાનું સ્થાન થશે ને પછી ત્હમને વળી વધારે ગમશે."

દરમ્યાન મલેકને આવકાર આપવાને મિત્રો અને ચાકરોનું ટોળું આવ્યું.

મલેક ઊંટ ઉપરથી ઉતર્યો એક પછી એક મિત્રોને ભેટી રહ્યા પછી પોતાના નોકરો જોડે મીઠાશથી બોલ્યો. નોકરોએ માન પૂર્વક નમન કર્યાં ને પાછળ એક બાજૂએ જઈને ઊભા. મલેક પોતાના સગા સ્નેહીઓ, અને મિત્રો સાથે ગયાસબેગને પોતાના બેસવાના ખંડમાં લઈ ગયો, ને ત્હાં સર્વે ગાદી તકીયે બેઠા. તરત પાન સોપારી વ્હેંચવામાં આવ્યાં; ને સુન્દર કોતરણી વાળી ચાંદીની ધૂપદાનીમાંના ધુપના સુવાસિત ધુમાડાથી ખંડ ભરાઈ ગયો. પોતાના મિત્રો જોડે થોડીવાર સુધી વાતો કર્યાં પછી ગયાસબેગને માટે ખાસ તૈયાર કરાવેલા ખંડમાં ગયાસબેગને તેડી ગયો.

પોતાના મિત્રોને મળવાને આતુર હોવાથી મલેકે કહ્યું "હાલ તરત તો સલામ આપણે કાલ્યે તે માંગલિક પ્રસંગે શેહેનશાહ કને જઈશું. દરમ્યાન આ ત્હમારું પોતાનું ઘર જાણીને નિરાંતે રહો."

મલેકના ગયા પછી એક ચાકરે આવી નમન કરીને તે ખંડમાં જેટલી પેટીઓ હતી ત્હેની કુંચીઓ ગયાસબેગને આપી.

ગયાસબેગે કહ્યું, "આ કુચીઓ મ્હારી નથી તે ત્હારા શેઠને લઈ જઈને આપ."

તે નોકરે ગમ્ભીરતાથી નમન કરીને કહ્યું "મ્હારા ભલા શેઠે કહ્યું છે કે તે ત્હમારી છે," એમ કહીને તે જતો રહ્યો. ગયાસબેગે મ્હોં ફેરવીને પોતાની સ્ત્રી તરફ પ્રશ્ન પૂછતા ચેહેરે જોયું.

ત્હેની સ્ત્રીએ કહ્યું " તે ત્હમારી છે. તે માયાળુ મલેકે આ બધું તમને ભેટ આપ્યું છે. "

ગયાસબેગે કહ્યું, આપણે આપણા મિત્રની દયા અને ઉદારતાનો શી રીતે બદલો વાળી શું?

ત્હેની સ્ત્રીએ કહ્યું, "ઇશ્વર મહાન છે, તે આપણને કોઈક દહાડો તો એ મલેકનો બદલો વાળવાને શક્તિવાન કરશે."

ગયાસબેગે પેટીઓ ઉઘાડી. અંદર ત્હેણે પોતાને માટે તથા પોતાની બેગમ માટે દરબારમાં જતી વખત પ્હેરવાના ને બીજા સાધારણ પોષાકો જોયા; શણગારની ઝીણી ઝીણી વસ્તુઓ પણ બાકી રાખી નહોતી.

ગયાસબેગે ને ત્હેની બેગમે ઘુંટણીએ પડીને પરમેશ્વરની પ્રાર્થના કરીને ત્હેની યા માટે ઉપકાર માન્યો, ને જમી રહીને તે રાત્ય સુખમાં ગાળી.

બીજે દહાડે સ્હવારે ગયાસબેગને ત્હેનો મિત્ર મલેકમાસુદ એક સરસ રથમાં બેશીને શેહેરમાં થઈને ગયા. આ રથને જોડેલા બે ઘોડાનો સામાન ઘણોજ સરસ હતો. અંદર બેઠેલાઓનો પોષાક પણ સરસ હતો. ગયાસબેગ એક પૈસાદાર માણસ જેવો જ જણાવા લાગ્યો.

શેહેરમાંથી તે કિલ્લા સુધીને ત્હાંથી તે છાવણી સુધી બધે ખૂબ દમામને ભપકો હતો. બજારમાં ને દમામ ખાનાઓમાં બધે કીમતી ખાદી પાથરેલી હતી. સરસ પોષાક પ્હેરેલા હુરાનીઓ સુવાસિત ફૂલો બધે વેરતા જતા હતા. ત્હેની સુગંધ જાણે બોતાનથી કસ્તુરીની

પોઠયો આવી હોય તેમ બધે ફેલાઈ ગઈ હતી. શેહેનશાહે બક્ષેલા અધિકારના ચિહનથી થી પ્રખ્યાત જણાતા બહાદુર રાજાઓ અને રજપૂત ઉમરાવો જતા હતા. ત્હેમની આગળ રૂપાની પટી મઢેલી રામઢોલો હતી અને સરસ પોષાક પ્હેરેલા નોકરો રૂપાની લઢાઇની કુહાડીઓ ને નકુર સોનાની છડીઓ હાથમાં લઈને ચાલતા હતા, રૂપાની પાલખીઓ ઉપર સોનાના અનત્રાસ હતાં. ભરતકામની ઝુલોવાળા હાથીઓ પોતાની ઉપર ન્હાની અસલી ધાટની દેહેરાના આકારની અંબાડીઓ લઈ જતા હતા. ને તે અંબાડીની અંદર મગરૂર રજપૂત કુંવરો બેઠા હતા. આ બધાથી દેખાવ ઘણો જ ભપકાદારને સુન્દર દેખાતો હતો. પણ શેહેરની બ્હાર ગયા પછી જે દેખાવ ત્હેમની નજરે પડયો હતો તે તો અવર્ણનીય હતો.

કિલ્લો જાણે સોનેરી કપડામાં વિંટી લીધો હોય ત્હેવો જણાતો હતો. ને ત્હેના ઉપર સૂર્યનાં કિરણો પડતાં ત્હારે બહુ સરસ જણાતો હતો. ને અંદરથી મંડપના ઘુમ્મટો તારાની પેઠે ચળકતા હતા, અથવા તો જ્હારે સુર્યનાં કિરણ ત્હેમની ઉપર પડતાં ત્હારે વિજળીની પેઠે ચળકતા હતા. માંહિં પડઘમોના અવાજ થઈ રહ્યા હતા તે ઉપરથી જણાતું કે કાંઈ ખૂબ ધામધૂમ થતી હશે. રાવીનદીના શાન્ત પાણી ઉપર સો બસો સોનાની ક્રીડા નૌકાઓ ચાલતી હતી. ત્હેમના રંગ બેરંગી વાવટાઓથી રાવીનદીના કાદવવાળા પાણીમાં પણ મેઘ ધનુષ્યના રંગો થતા હતા;

કિલ્લાના તે ભાગમાંથી દિવાને આમમાં જવાના દરવાજાથી થોડે દૂર ગયાસબેગને મલેક રથમાંથી ઉતર્યાં અને ત્હાંથી અકબર જે મંડપમાં દરબાર ભરવાનો હતો ત્હાં જનારા સરસ ઝાડની ઘટાવાળા રસ્તા ઉપર થઈને તે લોકો ધીમા ધીમા ચાલવા મંડયા. ત્હાં પ્હોચતા પ્હેલાં તે લોકો ઘણીજ સરસ રીતે શણગારેલા ખંડમાં થઈને એક મ્હોટા ખંડમાં આવ્યા. ત્હાં રાજ્યાધિકારીઓ ને ઉમરાવો બેઠા હતા. અહિં તેઓને ( ગયાસબેગ અને મલેકને ) થોડીવાર પછી દરબારનો વ્યવસ્થાપિક–ફૈઝી–મળ્યો. તે મલેકને ભેટયો ને ત્હેની સાથે વાતચિત કરવા મંડયો. ફૈઝીએ કહ્યું, " આજ મ્હને શી ખુશાલી થઈ છે, મ્હને નવા વર્ષને દહાડે પણ ત્હને મળવાની આશા ન્હોતી તે તું અહિં કહાંથી ? શેહેનશાહ ત્હારે માટે ઘડીએ ઘડીએ પુછતા હતા."

મલેક માસુદે જવાબ દીધો " તું ઘણોજ માયાળુ છે. રખડનારો હેની મેળે આખર આવ્યો, પણ જે મ્હારો પ્યારો મિત્ર મ્હને અત્યારે જોઈને એટલો બધો ખુશી થાય છે ત્હેણે (ફૈઝીએ) મ્હને એક પણ પોતાની તરફ આકર્ષનારો શબ્દ લખ્યો નથી. ! "

ફૈઝીએ વ્હાલથી કહ્યું, ઇશ્વર મ્હારો સાક્ષી છે. તું હમેશાં મ્હારા અંતઃકરણમાં જ નિવાસ કરી રહ્યો હતો. જ્હારે મ્હને મરજી થતી ત્હારે હું ત્હારૂં મનન કરતો. તે મ્હારૂં અંતઃકરણ મ્હારા મિત્રના કાનમાં કહેતું. ત્હારે પછી હું શા માટે લખું ? "

મલેકે કહ્યું, " મ્હારા મીઠી જીભવાળા પોપટ ! તું દિવ્યદૂતને પણ પ્રીતી બતાવી શકે. જો કે હું ત્હારી જોડે રોજ વાતો કરતો હતો, ને ત્હારી મારફત પરમેશ્વર જોડે વાતો કરતો હતો, તો પણ ત્હારા હોઠમાંથી નીકળતા મધુર શબ્દો સાંભળીને મ્હને બહુ ખુશી થાય છે. "

દરમ્યાન જોશીએ નક્કી કરેલી મંગળ ઘડીએ અકબર ન્હાયો, ને હિન્દુ અને મુસલ-

માન રીતીના નાચને ગાનતાન ચાલતાં હતાં ત્યહારે બાદશાહી પોશાક પ્હેર્યો. જ્યહારે તે શુભ મુહુર્ત આવ્યું ત્યહારે તે ગાદી ઉપર બેઠો. તતુડાના અવાજને તોપોના ધડાકા ઉપરથી બધાને ખબર પડી કે શેહેનશાહ ગાદીએ બેઠા. મ્હોટાં બંધ થાય ઉઘડે હેવાં (Folding) બારણાં ઊઘડયાં ને દરબારમાં આવનારા લોકો દરબાર મંડપમાં આવ્યા. બધાએ કુરનીશ કરીને પોતાની પદવી પ્રમાણે ગાદીની આસપાસ પોતપોતાની બેઠક ઉપર આસન લીધાં.

અકબર એક ભવ્ય સુનાના ને રૂપાના સિંહાસન ઉપર બેઠો હતો. ગાદીની નીચે ચાર રૂપાના સિંહ હતા ને ત્હેના ઉપર સુનાનું હીરા-જડિત છત્ર હતું. તે છત્ર ઉપરથી મોતીની માળાઓને ચળકતા સુનાના ને રૂપાના ગોળાઓ લટકતા હતા. શેહેનશાહે ઘણો જ સરસ પોશાક પ્હેરેલો હતો. ત્હેનો કેસરી રંગનો લાંબો ઝબ્બો ત્હેના મજબુત શરીરની આસપાસ ઘણી કરચોલીઓ વળીને પડયો હતો. ત્હેને કમ્મરે એક રત્ન જડિત પટાથી બાંધ્યો હતો. ત્હેની પાઘડી ઉપર સાચાં ને કીમતીમાં કીમતી હીરાને મોતી જડિત મુગટ હતો. પણ સૌ કરતાં જોવા લાયક તો અકબર શેહેનશાહ પોતે હતો. તે કાંઈ ખાસ બહુ ઊંચો ન્હોતો પણ મધ્યમ ઊંચાઈ કરતાં સ્હેજ ઊંચો હતો, આથી તે બધા કરતાં તરત જણાઈ આવતો. ત્હેની છાતી એટલી બધી ખીલી નીકળેલી ને પ્હોળી હતી કે આખું મસ્કરતું લશ્કર ત્હેના ઉપર થઈને કુચ કરી જાય તોએ ભાર ન લાગે. ત્હેના ઝંભાની બંધબેસતી બાંહમાંથી લોખંડની ગાંઠોના જેવા ત્હેના હાથના સ્નાયુઓ જણાતા હતા. ત્હેના શરીરના આકાર કરતાંએ ત્હેનું મ્હોં સારૂં હતું. ત્હેનો ચ્હેરો સિંહ જેવો ને દઢ હતો; પણ ત્હેના હસતા અને મલકાતા હોઠથી તે એક માયાળુ પિતા જેવો જણાતો હતો. ત્હેના ઉઘાડા પ્હોળા કપાળ ઉપર દિવ્ય ભપકો જણાઈ આવતો હતો. ત્હેની મળી જતી ઘાડી ભ્રમરો નીચેથી ત્હેની વ્હાલસોઈ આંખો જણાઈ આવતી હતી.

શેહેનશાહની ડાબી બાજૂએ શાહજાદો સલીમ બેઠો હતો. ત્હેની ઉમ્મર ત્રણ વર્ષની હતી. ત્હેના વાળ કાળા હતા, ને ત્હેની આંખો પણ કાળીને સરસ હતી. તે સ્વરૂપે પણ દેખાવડો હતો. કાનમાં ત્હેને સુનાનાં લવીંગીયાં સલીમે ચીસ્તી નામના પીરના દાસત્વ તરીકે પ્હેરાવેલાં હતાં. સલીમનાં માબાપ આ પીરની મેહેરબાનીથી સલીમનો જન્મ થયો એમ માનતાં હતાં.

ગાદીની જમણી બાજૂએ પ્રખ્યાત રાજમંત્રીને તત્વજ્ઞાની અબુલફઝલ, રાજદરબારમાં પ્હેરવાનો લાંબો ઝબ્બો પ્હેરીને પૂર દમામથી ઊભો હતો; ને ત્હેની કને ત્હેનો ભાઈ, રાજ કવિ ફૈઝી હતો. તે વ્યવસ્થાધિશ હતો. ડાબી બાજૂએ ખુશમિજાજી રાજ્યદ્વારીઓ એક હાર્યમાં ઊભા હતા. ને દરેક શબ્દે નમન કરતા. જમણી બાજૂએ મગરૂર, રજપૂત રાજાઓ કેસરી રંગની પાઘડીઓ પ્હેરીને એક હાથે મુછ મરડતા ને બીજે હાથે તલવાર ઝાલીને ઊભા હતા. તે રાજાઓ, સિંહ પોતાના શિકાર ઉપર તલપ મારવાને તૈયાર હોય ત્યહારે જેવો વિકાળ દેખાય ત્હેવા દેખાતા હતા તખ્તની પાછળ પંખા નાખનારાઓ અને નકીબ પોકારનારાઓ ઊભા હતા. નકીબ પોકારનારાઓ જ્યહારે કોઈ કુરનીશ કરવા આવતો ત્યહારે ત્હેનું નામ ને ઈલકાબ તોરથી બોલતા જ્યહારે બધા સરદાર લોકો પોતાની કુરનીશો પુરી કરી રહ્યા ને બેઠા શેહેનશાહના રાજ્યાસન કને મૂકી રહ્યા ત્યહારે મનોરમાસુંદ ને

ગયાસબેગ આગળ આવ્યા. નકીબે ત્હેમનાં નામ જોરથી પુકાર્યાં. તે લોકો રાજ્યાસન સામે ઘુંટણીએ પડ્યા, ને પોતાનો જમણો હાથ કપાળે અડકાડીને ત્રણવાર નમન કર્યાં. મલેકે પોતાના નોકર પાસેથી એક ફુલોને જવાહિરથી ભરેલો ટોપલો લીધો ને ગાદીની આસપાસ ( આરતી ઉતારતો હોય ત્હેવી રીતે ) ત્રણવાર ફેરવ્યો, ને ત્હેના નીચે પડેલા જવાહિરના ઢગલા ઉપર મૂક્યો.

શેહેનશાહે તે લોકોને ઉઠવાનું કહ્યું ને પ્રેમથી પૂછ્યું. " તમે પાછા આવ્યા ખરા, મ્હને તમારી બહુ ખોટ પડતી હતી. ને તમે પાછા આવ્યા તેથી હું બહુ ખુશી થયો છું. અરે ! પણ આ બીજા ગૃહસ્થ તમારી સાથે છે તે કોણ છે ?"

મલેકે કહ્યું. મહા દયાળુ શેહેનશાહ ! સૂર્ય જ્યહાં સુધી તપે ત્યહાં સુધી આપનું આયુષ્ય હજો ને ખીજર જેટલું આપનું, આયુષ્ય હજો. આપના દાસે ત્હેની જોડે આપના દરવાજાની ધુળ ને ચુમ્બન કરવા ઇચ્છતા એક ઇરાનના ઉમરાવને આવવાની હિમ્મત ધરી છે, ત્હેનું નામ ગયાસબેગ છે ને તે તેહમાસ્પ રાજાના વખતમાં ઇરાનના રાજમંત્રી મિરઝા મહમદ શરીફ જે હુમાયૂન રાજાની ( જેના વાસથી સ્વર્ગ પ્રકાશિત હજો. ) જ્યહારે તે શેહેનશાહ ઇરાન ગયા હતા ત્યહારે જે ચાકરી કરવાને નસીબદાર હતો ત્હેનો આ છોકરો છે. તે શેહેનશાહે ત્હેને ત્હેની નોકરીના વખાણવાળો એક કાગળ લખીને આપ્યો હતો. જેમ એક પતંગિયું દીવાથી આકર્ષાય છે તેમ આ આપના પ્રકાશિત તખ્ત આગળ પોતાનો ભોગ આપવા આવ્યો છે !

ગયાસબેગ પાછો ઘુંટણીએ પડ્યો, પોતાનું કપાળ જમીનને અડકાડ્યું ને ઉભા થઈને કાગળ અબુલફઝલને આપ્યો. તે ત્હેણે માનપૂર્વક લીધો, ને ધીમે ધીમે આકબર ને વાંચી સંભળાવ્યો.

આકબરે તે પત્ર અબુલફઝલ કનેથી લીધો, ત્હેને ચુમ્બન કર્યાં ને તખ્ત ઉપર મુક્યો, પછી ગયાસબેગ તરફ જોઈને કહ્યું. " સાહેબ તમને ખુશીથી હું આવકાર આપું છું, જે માણસે મ્હારા પિતાની વિપત્તિમાં નોકરી કરી છે ત્હેના છોકરાનો મ્હારી કને માગવાનો ઘણો હક છે. "

શેહેનશાહે અબુલફઝલને નિશાની કરી. તરત જ કીમતી ઝભ્ભા, અને બેટો લઈને નોકર આવ્યો. અબુલફઝલે આ બધું ગયાસબેગને આપીને કહ્યું. શેહેનશાહે તમને ત્હેમના પોતાના અધિકારી મંડળમાં નીમવાની ખુશી બતાવી છે. ને હું શેહેનશાહની ખુશી તમને કહેવરાવાને ઘણો ખુશી થયો છું. "

ગયાસબેગ નમ્યો ને બોલ્યો. "મહાપ્રતાપી શેહેનશાહ ! આખું વાતાવરણ આપના વખાણથી ભરપૂર છે તો પછી મ્હારે મ્હારો ઉપકાર શાં વખાણ કરીને બતાવવો ! ને સૂર્ય પણ આપનો હુકમ માને છે." આમ કહી પૂંઠ ફેરવ્યા વગર તે પાછો પોતાની જગો ગયો.

જ્યહારે બધા મુજરો કરી રહ્યા ને બધી આગળ આવ કરવાની ક્રીયાઓ થઈ રહી ત્યહારે આકબર ઉભો થયો અને રજપૂત રાજા સિવાય બધાએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં. શેહેનશાહે બધાને ઉઠવાનું કહ્યું. ને બધી મંડળી સહિત બીજા મંડપમાં ગયો. શેહેનશાહની પાઘડીમાં હીરાનો શીરપેચ હતો ને ત્હેના ઝભ્ભામાં હીરાને મોતી ઝગઝગતાં હતાં. તે મંડપમાં એક

ત્રાજવામાં તે શેહેનશાહ એક પછી એક એમ બાર વખત સુના રૂપાને સુગન્ધમય પદાર્થોથી જોખાયો. ત્રાજવાની દાંડી પણ સુનાની હતી. તે જે સુના રૂપા વગેરેથી તે જોખાયો હતો તે તથા ગાદી પાસે મૂકેલા જવાહિર લોકોમાં વેર્યાં, તે લેવાને હાવકામાં હાવકા રાજ્યાધિકારીઓ મંડી ગયા આ બધું થઈ રહ્યા પછી શેહેનશાહ અબુલફૈઝલના હાથ ઉપર ટેકીને છજામાં જતા દાદરા ઉપર ચઢયો, ને ત્હાં સુખડના સુનાના છત્ર વાળા સિંહાસન ઉપર બેઠો જે'વા બ્હારની દીવાલ આગળના લોકોના ટોળાએ શેહેનશાહને જોયો કે તરત આકાશ સુધી પ્હોંચે એટલા જોરથી ખુશાલીના પોકારો કર્યા. અકબરે ત્હેના બદલામાં પોતાની હમેશની રીત પ્રમાણે નમન કર્યું. આ બધા પછી ૫૦૦૦૦) શણગારેલા હાથીઓ સરઘસના આકારમાં ચાલ્યા ગયા ! દરેક ટોળીના પ્હેલા હાથીને કપાળે ને છાતીએ સુનાનાં પતરાંની ચકતીઓ પ્હેરાવેલી હતી. હાથી પછી ૧૨૦૦૦ ઘણીજ સરસરીતે શણગારેલા ઘોડાઓ ચાલ્યા ગયા પછીઃ ગેંડીઓ, સિંહો, વાઘ, ચિત્તા, દિપડા, શિકારી કુતરા, ને શકરા એમ એક પછી એક ગયા. સરઘસને છેડે મ્હોટું પાયદલ ને ઘોડેસ્વારનું લશ્કર સરસ સોનેરી ભરત ભરેલા પોષાક પ્હેરીને ચાલ્યું ગયું. પછી શેહેનશાહ આરામ લેવાને ગયા. ને મ્હેમાનો તથા અમીર ઉમરાવોને સુગન્ધીદાર શરબતો, મીઠાઈઓ અને સરસ જાતનાં ફળો આણીને નોકરોએ આપ્યાં. અને પછી બધા વાતચિત કરવા મંડી ગયા.

મલેક માસુદે ગયાસબેગને કહ્યું, હું ત્હને ખરા અંતઃકરણથી મુબારકબાદી આપું છું. ને ત્હને ત્હારી નવી નોકરીમાં દરેક બાબતમાં ફતેહ ઇચ્છુંછું. ”

ગયાસબેગે કહ્યું, “મ્હારા વ્હાલા મિત્ર હું કોણ છું ? એ હું જાણું છું. એ બધું ત્હારે લીધે જ છે. આ બધું મ્હને સ્વપ્ના જે'વું લાગેછે. ”

દરમ્યાન એક જાડા સરસ હજામત કરેલા માણસે કહ્યું, “ આ શું હું સ્વપ્નું જોઉં છું કે ખરેખરું મ્હારી સ્હામે મ્હારો જૂનો મિત્ર ઊભો છે ? ”

મલેક માસુદે કહ્યું, અરે ! બિરબલ તું તે આકાશમાંથી પડયો કે શું ! હું ત્હને બધે શોધી શોધીને થાકયો. ”

રાજા બિરબલે કહ્યું, “ ત્હમારૂં મગજ કાંઈ સ્વર્ગલોકમાં ભમતું હશે, નહિંતો ત્હમે મ્હને શેહેનશાહની પાસેની મ્હારી હમેશની જગ્યાએ જોયેજ હોત ફૈઝી ! હું ત્હાં હતો કે નહિં ? ”

મલેક માસુદે કહ્યું “ અહા ! ત્હમે કદી છૂટા ન પડનારા બે જણા છો. હું ખરેખરો આંધળો જ હતો કે ત્હમને ન જોયા, ચાલો હું ત્હમને તેહેરાનના મિરઝા ગયાસબેગ સાથે ઓળખાણ કરાવું.”

રાજા બિરબલ અને ફૈઝી ત્હેની જોડે ઓળખાણ કરાવ્યા પછી ખુશી દર્શાવવાને નમ્યા.

બિરબલે મલેકને પૂછયું “ આટલો બધો વખત તું શું કરતો હતો ? હું ધારૂં છું કે હવે ત્હારૂં રખડવાનું પુરૂં થયું હશે ને થોડા વખત સુધી અહિં રહીશ. ”

ફૈઝીએ કહ્યું, “ તે અશકય છે. આપણો મલેક એક પણ જગ્યાએ રહી શકનો નથી, તે ડુંગરી ઝરા જે'વો છે, ત્હેને હરહમેશ ચાલ્યા જ કરવું ગમેછે. ”

બિરબલે કહ્યું, “ મ્હને પણ થોડુંક ફરવું તો ગમેછે મ્હારી પ્હેલાની સ્વતન્ત્ર

જીંદગી ગાળવાનું મન થાયછે, પણ શેહેનશાહ મ્હને લોહચુમ્બકની પેઠે આકર્ષેછે અને તેથી હું તેમ કરવાને બળહીનછું."

ફૈઝી કમકમી ખાઇને બબડયો, "ખરેખર પ્હેલાંની જીંદગી! જ્યારે શેખ-ઉલ્લ-સદર જોડે અબુલફૈઝલ વાદવિવાદ કરતો હતો ત્હારે મ્હેં કહ્યું હતું કે હું વિશ્વાસિ અને પાખંડ મત માનનાર વચ્ચે વાદવિવાદ થતો સાંભળી અચરજ પામુંછું. કારણ મસ્જીદ અને દેરાં ઉપર એક જ સૂર્ય પ્રકાસેછે એમ મ્હેં કહ્યું ત્હારે મ્હને ઘરમાંથી કાઢી મૂકયો!

બિરબલે હસતે મ્હોએ કહ્યું, "તમે ત્હમારૂં વેર વાળ્યુંછે. બિચારો ઘરડો શેખ મક્કે હજ કરવા ગયોછે."

ફૈઝીએ કહ્યું, "પણ મ્હારા ભાઇના તત્ત્વજ્ઞાન ભરેલા વાદવિવાદ કરતાં ત્હારા હાજર જવાબે ત્હેનું અંતઃકરણ વધારે દુખવ્યુંછે."

મનેકે કહ્યું "ખરીવાત કારણ કે બિરબલે જે તીર ફેંકાં હતાં તે હેના અંતઃકરણમાં જઈને છેક વાગ્યાં. કેવું અજબ નસીબ! થોડા દહાડા ઉપર જ તે રાજાની હજુરમાં હતો તે આજ મક્કાને રસ્તેછે."

ફૈઝીએ કહ્યું "હેને લાયક બધું થાયછે હેવો ભક્તિવાન પુરૂષ તો પરમેશ્વરના ઘરની પાસે જ જોઇએ."

બિરબલે હશીને કહ્યું, અરે નાસ્તિક! ત્હને ત્હારા નાસ્તિકપણાનું ને ત્હારી કલ્પના શક્તિ બહુ જ દોડાવવાનું ફળ મળ્યા વગર રહેશે જ નહિં."

ફૈઝીએ કહ્યું, "અરર! તે લોકોનું પોતપોતાના ધર્મથી કલ્યાણ થાઓ. હું તો પીઠાંના બારણાંની તપકમાંથી દિવ્ય અજવાળું જોઉંછું. લોકોને મન જે પીઠું તે મ્હારે મન દેવઘરછે."

ગયાસબેગે અચંબો પામીને પૂછ્યું "શું! ત્હારા કહેવાની હેવી મતલબ છે કે ત્હને મદ્યપાન બહુ ગમે છે."

ફૈઝીએ કહ્યું મ્હારા મિત્ર હું દારૂના પ્યાલામાં મ્હારી પ્રિયાના મ્હોંનું પ્રતિ બિમ્બ જોઉંછું ને તેથી મ્હને મદ્યપાન બહુ ગમેછે. તું પણ શેહેનશાહે વફાદાર માણસો માટે પડાવેલો દારૂ પીશ ત્હારે ખબર પડશે.

હાંના પછી મિજબાની આપવાના ખંડનું બારણું ઊઘડયું ને શેહેનશાહ આવીને એક આરસના રાજાસન ઉપર બિરાજમાન થયા. સુગન્ધીદાર મિણબત્તીઓથી ને ઉત્તમોત્તમ ફૂલોની સુગન્ધથી તે ખંડ ભરપૂર હતો. ફૂલોથી ભરપૂર ઝાડના આકારની મિણબત્તીઓ મૂકવાની દીવીઓ હતી. એક ઉપર કબુતર બેઠેલું હતું. હેવી જાત જાતની દીવીઓમાંથી કસ્તુરી જેવા સુગન્ધ આવતી હતી.

ઉત્તમ રીતે ચીતરેલી ને ઢોળ ચઢાવેલી છતમાંથી મ્હોટાં ભપકાદાર ઝુમ્મરો લટકતાં હતાં. ને બધા એકઠા થયેલા સદ્ગૃહસ્થોના પોશાકમાંના જવાહિરોને પ્રકાશમાન કરતાં. દસ્તરખાન ઉપર જાત જાતનાં આંખ્યોને અને મનને લચાવે ત્હેવા મેવા, મીઠાઇ હતાં. શેહેનશાહ હમેશની રીત્ય મૂકી દઇને ખૂબ વાતોચિતો કરવા મંડ્યા. ઘણી જ ખૂબસુરત અને પોતાની કળામાં પ્રવીણ એક વારાંગનાની ટોળી ઝીણા સુન્દર રેશમી લેસ લગાડેલા પોશાક પ્હેરીને નૃત્ય કરવા આવી. ત્હેમનું બુલબુલ જેવા મધુર સુરવાળું ગાયન ને પુષ્પોની

સુગન્ધથી બધું ભરપૂર હતું. બધા મેહેમાનો આ પૃથ્વીપરના સ્વર્ગીય આનન્દમાં એટલા બધા તલ્લિન થઈ ગયા હતા કે રહવાર થયાની પડઘમો વાગી ત્હારે તે લોકો સ્વપ્નામાંથી જાગૃત થયા. પછી શેહેનશાહ આરામ લેવા ગયા ને બધા પોતપોતાના ઘર તરફ વળ્યા.

મલેકે જ્હારે ગયાસબેગ ત્હેની જોડે રથમાં બેસતો હતો ત્હારે પૂછ્યું "કેમ આજ ત્હેને મઝા પડી કે?

ગયાસબેગે કહ્યું "મ્હારી જીંદગી, મ્હારી હાલની પદવીને માન બધું ત્હારે લીધે જ છે. મ્હારૂં સર્વસ્વ ત્હારે લીધે જ છે. શેહેનશાહ કે'વો પૈસાદાર, માયાળુ, ને પરોપકારી છે?"

મલેકે કહ્યું "તે એટલોબધો પૈસાદાર છે કે એક વખત ત્હેનો ખજાનો, ઘરેણાં ને જવાહિરો જોખવાને ૪૦૦ ત્રાજવાં એક સામટાં કામે લાગ્યાં હતાં, તે પાંચ મહીના સુધી ત્હેનો એકંદર સરવાળો ન્હોતો થયો. તે બધો ખજાનો તે વખત શીત્તેર કરોડ હતો. ને ત્હાર પછી તે વધતો જ જાયછે ને હમણાં કેટલો હશે તે તો કોણ જાણે. તે બધાને તે લાયકછે. તે માયાળુ શેઠ, સાચો મિત્રને બાપના જે'વો ક્ષમા કરનારછે. પરમેશ્વર ત્હેને ત્હેની પ્રજાને સંભાળવાને ઘણાં વર્ષ જીવતો રાખો!"

ગયાસબેગે કહ્યું "તથાસ્તુ" તે પછી તે બંને આરામ લેવાને ગયા.

## પ્રકરણ ૩ જું.

બીજે દહાડે રહવારે ગયાસબેગ અધિકારી મંડળમાં દાખલ થયો. થોડા દહાડામાં ત્હેને કારભારીની જગ્યા મળી. ત્હેની હુશિયારીને શક્તિ એટલી બધી હતી કે અકબરે ત્હેને ત્રણ વર્ષ પછી ૧૦૦૦) ઘોડે સ્વારની ટુકડીનો ઉપરી બનાવ્યો, ને એકાદ બે વરસ પછી ત્હેને ઘરનો ખાનગી કારભારી બનાવ્યો. પંદર વર્ષ પછી ત્હેની હુશિયારીથી ને સારા નસીબથી તે મુખ્ય ખજાનચી થયો ને ઇતમદ ઉદ્-દૌલાનો ખિતાબ મળ્યો. એ રીતે જે, રણમાં ભૂખ અને તરસથી મરવાની તૈયારીમાં હતો તે પંદર વર્ષમાં એક મુખ્ય માણસ થયો. અકબર બાદશાહની રજપૂત પટરાણી અને સલીમની મા, ગયાસબેગની બેગમ ને પોતાની સગી બ્હેન ગણતી, ને તે બે જણાં કલાકના કલાક સુધી વાતો કર્યાં કરતાં હતાં, અને મિહાર-ઉન-નિસા મેહેલમાં રમ્યા કરતી હતી.

પંદર વર્ષમાં તે ન્હાનું બાળક મટી એક મ્હોટી ખુબસુરત છોકરી થઈ હતી. તે એક સુન્દર ઊંચા સરોના ઝાડ જેવી હતી. ત્હેના મુખ ઉપર અનેક જાતનાં આકર્ષક ચિહ્ન હતાં. દરેક બોલ બોલતી વખતે ત્હેની મુખ મુદ્રા બદલાતી, જેથી વળી ખુબ સુરતીમાં ઊમેરો થતો. ત્હેની કાળી આંખ્યો હરણીની આંખ્યોની પેઠે પ્યારથી ભરપૂર હતી, ને ત્હેની ઉપર સુન્દર કમાનદાર આંખ્યો કરતાં પણ કાળી ભમ્મરો વધારે સુન્દર દેખાતી હતી. ત્હેની આંખ્યો અને ભમ્મરો ત્હેના સુન્દર મ્હોળાને સફેદ કપાળ જોડે સરખાવતાં ઘણાં સરસ દેખાતાં હતાં અને કપાળ ઉપર ત્હેના સુન્દરને લાંબા વાળ ગુંચળાં થઈને આવતા હતા, ત્હેનું ઘાટદાર નાક, ન્હાના સરખા હોઠ, સરસ રીતે વઘેલા કાન, ને લાંબીને સુન્દર હડપચી એ બધાં એટલાં સુન્દર હતાં કે ઇરાનના મહાકવિઓ પણ ત્હેનું વર્ણન કરી શકે નહિં. તે એટલી બધી ખુબસુરત હતી કે ત્હેનું મલેકમાસુદે મિહાર-ઉન-નિસા (સ્ત્રીઓમાં સૂર્ય.) નામ પાડયું હતું. તે યોગ્ય જ હતું.



जापानना मर्हुम शहेनशाह मिकाडो.

# જાપાનના શહેનશાહ મીકાડો.

જેઓ ધાર્મિક દષ્ટિથી દરેક પ્રશ્નનો વિચાર કરે છે, તેઓના જાણવામાં આવવુંજ જોઇએ કે વિશ્વવ્યવસ્થા દૈવીશક્તિઓના હાથમાં છે કોઈ પણ દેશનો ઉદય થવાનો હોય છે, ત્યારે તેના નાયકોમાં બે ચાર પુરૂષો એવા જન્મે છે કે જે તદ્દન નિસ્વાર્થ હોય છે, અને જે પોતાનું સઘળું બળ દેશના હિતમાંજ વાપરે છે. નિસ્વાર્થતા અને બુદ્ધિબળ ધરાવનાર થોડા પણ પુરૂષો દેશનું કલ્યાણ કેવી રીતે કરી શકે છે, તેનો પુરાવો શોધવાને આપણે દૂર જવું પડે તેમ નથી. જાપાનનો શહેનશાહ મીકાડો તે સિદ્ધાંતના અપૂર્વ દષ્ટાન્તરૂપ છે. જાપાનના ઉદયના અને પ્રગતિના કારણરૂપ, તેમજ બીજાં મહાન્ રાજ્યોમાં તે દેશની સમાન પંક્તિની પ્રાપ્તિના નિદાનરૂપ મીકાડો શહેનશાહ મુત્સુ હીટો હતો.

જાપાનના શહેનશાહ મુત્સુ હીટોનો જન્મ ૧૮૫૨ ના નવેમ્બરની ત્રીજી તારીખે થયો હતો. ૧૮૬૭ માં તેના પિતા ઓસા હીટો મરણ પામ્યા, ત્યારે તે તખ્તનશીન થયો અને રાજ્યાભિષેક ૧૮૬૮ માં થયો. આ રાજકુટુંબ દૈવી પુરૂષોમાંથી ઉતરી આવેલું મનાય છે, તેમાં પ્રથમ સાત દૈવી રાજાઓ ઉત્પન્ન થયા. પછી અર્ધા મનુષ્ય અને અર્ધા દૈવી એવા પાંચ રાજાઓ થયા, તે પછી માનુષી રાજાઓ ઉત્પન્ન થયા, તેમાં આ ચરિત્રનાયક ૧૨૧ મો વંશજ હતો.

જ્યારે તે મીકાડો ગાદીએ બેઠો. ત્યારે તેનું વય માત્ર ૧૫ વર્ષનું હતું. તેના પિતાના અને તેના આગળના રાજાઓના વખતમાં મોટી સત્તા રાજાના હાથમાં નહિ પણ શોગન નામના લોકોના હાથમાં હતી. જેવી રીતે મરાઠા સત્તા રાજાઓના હસ્તક નહિ પણ પેશ્વાના હસ્તક હતી, તેવી રીતે જાપાનની પણ સ્થિતિ હતી. આ સ્થિતિ દૂર કરવાને આગલા રાજાએ કેટલીક પ્રયત્ન કર્યો હતો. તે શોગન લોકોએ કેટલાક બંદરો પરદેશીઓને વેપાર કરવાને ખુલ્લાં મૂક્યાં હતાં, તેથી આ તકરાર થઈ હતી. નવા શહેનશાહે કહ્યું "પરદેશીઓ સાથે વ્યાપાર સંબંધ વધારવામાં હું કાંઇ પણ વિઘ્ન જોતો નથી. પણ તેથી આપણા દેશને લાભજ જોઉં છું." અને ૧૮૬૮ માં પોતાની સમક્ષ જુદા જુદા દેશના પ્રતિનિધિઓને બોલાવ્યા હતા.

પોતાના દેશને આબાદ કરવાને જે જે યોજનાઓ જડે તેનો વિચાર કરવા, અને યોગ્ય લાગે તો તેનો અમલ કરવા તે નિરંતર તત્પર રહેતો હતો. તેના રાજ્યકારભારનાં પાંચ સૂત્રો આ પ્રમાણે હતાં.

( ૧ ) વિશાળ અર્થમાં જેને લોકમત કહે છે તે પ્રમાણે રાજ્યવહીવટનાં પગલાં ભરી શકાય, તે માટે વિશાળ ધોરણે વિચાર ચલાવનારી સભાઓ સ્થાપવી.

( ૨ ) રાજ્યના સર્વ કટાકટીના પ્રસંગે સમાજના સર્વ વર્ગોના એકમતને માન આપવું, એ રાજ્યવહીવટનો પ્રથમ ઉદ્દેશ હોવો જોઇએ.

( ૩ ) કોઇ પણ વર્ણ કે જાતિનો ભેદ રાખ્યા વિના સઘળી વ્યક્તિઓની કાયદેસર ઇચ્છાઓને આગળ વધારવાનાં સાધનો યોજવાં.

( ૪ ) સઘળાં હેતુ વગરનાં પહેલાનાં દષ્ટાંતો અને અનુપયોગી રૂઢીઓને કાઢી નાખેલી હોવાથી ન્યાય અને સામાન્ય વિવેકશક્તિને સર્વ કાર્યોમાં માર્ગદર્શક ગણવાં.

( ૫ ) જાપાનના સામ્રાજ્યનો મોભો વિશેષ ઉચોને ઉંચો વધતો જાય, તે માટે સમગ્ર દુનિયામાંથી જ્ઞાન અને વિદ્યા ( Science ) ની ખોળ કરવી.

આ પાંચ નિયમોને પોતાના રાજ્યના જીવન સૂત્રોરૂપ ગણી સર્વ પ્રકારના સુધારા તેણે કર્યા હતા.

જાપાનમાં ભાયાતી વર્ગની સત્તા બેહદ હતી; અને તે લોકો અતિશય conservative પ્રાચીનસંરક્ષક વૃત્તિવાળા અને અનુદાર સ્વભાવના હતા. જ્યાં સુધી તેમના હાથમાં સત્તા રહે, ત્યાં સુધી જાપાનના ઉદયની આશા રાખવી એ આકાશકુસુમવત્ હતું. માટે મીકાડોએ પ્રથમ તો પ્રગતિના વિરોધી ભાયાત વર્ગની સત્તા ઓછી કરવાને કેટલીક યોજનાઓ ઘડી કાઢી અને નીડરપણે તેને અમલમાં મૂકી.

આ કામમાં ઉચ્ચો લોકના મોટા ભાગે તેને સંપૂર્ણ ટેકો આપ્યો હતો. તેઓએ પોતાની સત્તા, જાગીર અને હક્કો સર્વ શહેનશાહને સમર્પણ કરી દીધાં. આથી મીકાડોની સત્તા વધી અને ભાયાત વર્ગની સત્તા નબળી પડી. અહીંથી પ્રગતિનું બીજ રોપાયું.

જાપાને સઘળી યુરોપીયન બાબતોની નકલ કરવા માંડી. જૂદા જૂદા દેશોમાં પોતાના કાબેલ અને નિપુણ માણસોને જૂદા જૂદા હુન્નરો, કલાઓ, બનાવટો વગેરે શિખવા મોકલ્યા. જ્યાં ત્યાં યુરોપના રીવાજનું અનુકરણ થવા લાગ્યું, તે એટલે સુધી કે અમલદારો પેટ્ટ સેપરનાં બુટો અને ફ્રોકકોટ પહેરવા લાગી ગયા.

નવા રાજ્ય અમલમાં લોકોને શારીરિક વ્યથા આપવાની રીત નાબુદ કરવામાં આવી. અને નેપોલીયનની ધારાપોથીના આધારે કેટલાક કાયદાઓ ઘડવામાં આવ્યા. ૧૮૭૨ માં પ્રથમ ટોકીઓથી યોકોહામા સુધી રેલ્વેનો આરંભ થયો.

દેશના ઉદયને વાસ્તે કેળવણી એ પ્રથમનું અને અગત્યનું સાધન છે, એ સૂત્રને અવલંબી જર્મની, ઇગ્લાંડ વગેરેદેશોમાંથી જૂદા જૂદા ખાતાઓનાં નિપુણ મનુષ્યોને તેણે પોતાના રાજ્યમાં સારો પગાર આપી બોલાવરાવ્યા; અને તેમના હાથ નીચે પોતાના મનુષ્યોને તૈયાર કર્યાં. કેળવણી સંબંધીનું શહેનશાહનું ફરમાન એ હતું કે કેળવાયેલા કુટુંબો વગરનું એક પણ નગર ન હોવું જોઇએ, અને કેળવાયેલી વ્યક્તિઓ વગરનું કોઈ પણ કુટુંબ ન હોવું જોઇએ, અર્થાત દરેક વ્યક્તિને કેળવણી મળવી જોઇએ. આ કારણથી દરેકને અમુક વર્ષ સુધી ફરજ્યાત કેળવણી મળવીજ જોઇએ, એવા નિયમો રચવામાં આવ્યા છે; ત્યાંની સ્ત્રીઓ પણ બધી કેળવાયેલી હોય છે, અને રેલ્વેમાં, ટપાલમાં, તારખાતામાં તથા દરેક ઉપયોગી ખાતામાં સ્ત્રીઓ પણ પુરૂષો સાથે હરીફાઇ કરી શકે છે, અને કેટલીકવાર તો પુરૂષોને પણ હંફાવી દે છે. ત્યાં કોઇ પણ સ્ત્રી નવરી બેસી રહેતી નથી. કોઇ પણ પ્રકારનો હુન્નર તો તે શિખેલીજ હોય છે. આવા સંજોગોમાં તે દેશનો ઉદય થાય તો એમાં આશ્ચર્ય પામવા જેવું શું!

પરદેશી રાજ્યો સાથેના કોલકરાર સુધારવાની યોજના હાથ ધરવામાં આવી, પણ તે નિષ્ફળ નિવડી. આનું પરિણામ એ આવ્યું કે દરેક બીજા દેશની વસ્તુઓ સામે વિરોધ જાગૃત થયો, અને જાપાનના લોકોએ પોતેજ નવાં હુન્નરનાં કારખાનાંઓ જૂદા જૂદા ભાગમાં સ્થાપ્યાં.

૧૮૮૧ ની સાલ સુધી ઘણા જમાનાથી ચાલી આવતી સત્તા એકલા રાજાના હાથમાં હતી. તે નિરંકુશ સત્તાનો જુલમી રાજાના વખતમાં દુરૂપયોગ થવાનો મોટો સંભવ હોય છે,

માટે તે સત્તા મીકાડોએ પ્રજાવર્ગને સોંપવાની કૃપા દર્શાવી, આ તેનું મોટામાં મોટું ઉદાર અને ખરા રાજનીતિજ્ઞ પુરૂષને છાજે તેવું ઉચ્ચ કામ હતું. પ્રજા અને રાજાની સત્તાની હદ બાંધવામાં આવી, અને તે પ્રમાણે પોતે છેક અંત સુધી રાજ ચલાવ્યા કર્યું

આપણે ઉપર વિચારી ગયા કે જાપાન બીજી પરદેશી પ્રજાઓ સાથે કોલકરાર કરવામાં પ્રથમ નિષ્ફળ નીવડ્યું હતું. પણ ધીમે ધીમે જાપાનનું જોર વધતું ગયું, અને ૧૮૯૪ માં ચીન સાથે થયેલા યુદ્ધમાં તેણે પ્રબળ ઉત્સાહ દર્શાવ્યો હતો. ત્યારપછી દશ વર્ષે ૧૯૦૪ માં રૂશીઆ જોડે જાપાને યુદ્ધ કર્યું. અને તે સમયે જાપાને જે અપૂર્વ વીરત્વ અને ધૈર્ય દર્શાવ્યું, તે ચાલુ બનાવોને વાંચનારાના સ્મરણમાંથી હજુ ભૂસાઈ ગયું નહિ હોય.

મીકાડોએ પોતાની પ્રજાને ઊતરતા વર્ગના બંધનમાંથી મુક્ત કરી અને ગ્રેટબ્રીટન જેવી સાર્વભૌમસત્તા સાથે કોલકરારથી જોડાનાર 'પ્રથમ વર્ગની સત્તા' બનાવી તે મીકાડોની રાજ્ય વહીવટ કળાની પરાકાષ્ઠા હતી. રૂશીઆ સાથે યુદ્ધ કરતી વખતે ગ્રેટબ્રીટનની સાથે શાંતિના કોલકરાર છે, તે વિચારે તે જાપાન નિર્ભય બન્યું હતું, અને વિજયી નીવડ્યું હતું. એ મહાન વિગ્રહમાં મળેલો વિજય મોટે ભાગે મીકાડોની કુનેહ, દઢ રાજનીતિ અને પ્રજાના તેની પરના પ્રેમને આભારી છે; અને એ યુદ્ધથી જાપાન દુનિયાની બીજા પ્રજાઓમાં પ્રથમ વર્ગની સત્તા ગણવામાં આવે છે.

હાઉસ ઓફ કોમન્સમાં મીકાડોના મરણના સંબંધમાં શોક પ્રદર્શિત કરતાં મી. એસ્કવીથે ઉચ્ચારેલા શબ્દ સ્મરણમાં રાખવા લાયક છે.

*While we join in the general tribute of the whole civilized* world, we may be permitted to add a special acknowledgement of our own. Ten years ago Japan became bound to us by a *treaty of alliance. Twice since then the alliance* has been renewed and extended and after the test of experience it rests today upon a firm enduring foundation (cheers.) It is an alliance not *for aggression* or for *provocation*, but for the defence of common interests, the development of human ideals and preservation of peace.

આખી સુધરેલી પ્રજાએ મીકાડોને જે માન આપ્યું છે, તેમાં આપણે ભાગ લેઈએ છીએ; તે છતાં આપણે આપણી તરફથી કાંઇક ખાસ ઉમેરો કરીએ. દશ વર્ષ અગાઉ જાપાન આપણી સાથે સંધિના કોલકરારથી જોડાયું, તે પછી બે વાર તે કોલકરારને તાજો કરવામાં આવ્યો છે, અને વધારવામાં આવ્યો છે, અને કસોટીના પ્રસંગો અનુભવ્યા પછી હાલ અડગ પાયાપર તે ટકેલો છે. (ખુશાલીના પોકારો). આ કોલકરાર બીજી પ્રજાઓપર હલ્લો કરવા માટે નથી, તેમજ બીજી પ્રજાઓને ચીડવવા ખાતર નથી, પણ સામાન્ય હિતના બચાવ ખાતર, મનુષ્યોની ઉચ્ચ ભાવનાના વિકાસ અર્થે અને શાંતિના રક્ષણ ખાતર છે.

આ રીતે જાપાનની પ્રગતિ કરનાર મર્હુમ શહેનશાહ મીકાડો લોક દૃષ્ટિએ દેવ સમાન ગણાતો હતો અને તેની નિઃસ્વાર્થતા અને પરહિતબુદ્ધિ એ ખરેખર દૈવીગુણો હતા.

આ તેના રાજકીય જીવનમાંથી બીજી દિશામાં વળી આપણે ટુંકાણમાં તેનું સામાજીક અને કૌટુંબિક જીવન તપાસીએ, કારણ કે મનુષ્યની મહત્તાની પરીક્ષા તેના દરરોજના જીવન પ્રસંગોમાંથી સારી રીતે થઈ શકે છે.

તે રાજા હતો, પણ મોજશોખી ન હતો. કરકસરથી પોતાના મોભાને યોગ્ય ખર્ચ કરતો હતો, અને જે કાંઈ બચતું તેમાંથી લોકોના કલ્યાણ અર્થે તે વાપરતો હતો. અનેક ધર્માદાખાતાંને, કેળવણીખાતાંને, અને હુન્નર ઉદ્યોગ વાસ્તે તે બચેલી રકમમાંથી રાખી તે ખર્ચતો હતો. તેનું શરીરબંધારણ સારા પ્રકારનું હતું. પણ પાછળથી એક રોગ લાગુ પડ્યો હતો, જેથી કેટલાંક વર્ષોથી તબીયત જોઈએ તેવી સારી ન હતી.

યુવાવસ્થામાં તેણે સાયન્સ અને સાહિત્યનો સારો અભ્યાસ કર્યો હતો અને દરેક ખાતામાં પોતાની હાજરી આપી કિંમતી સલાહ તે આપ્યાજ કરતો હતો. તે શાણો, દૃઢનિશ્ચયી, પ્રગતિના વિચાર કરનાર, અને મહત્વાકાંક્ષાવાળો નરવીર હતો. તે રાજનીતિજ્ઞ પુરૂષોની દરેક બાબતમાં સલાહ લેતો, અને પોતાના વિચારોને અમલમાં મૂકતાં તે જરાપણ ડગ્યાવિના કામ કરતો હતો. પોતાનાજ વખતમાં પોતેજ રોપેલાં બીજનું ફળ ચાખવાનો સુપ્રસંગ જો કોઈ રાજાને પ્રાપ્ત થયો હોય તો તે મીકાડોનેજ છે, અને તેનું નામ ઇતિહાસમાં અમર રહી જશે. અને જાપાનની પ્રીવી કાઉન્સીલે આ રાજ્યને "Era of Good Works" "સારાં કામોનો જમાનો" એવું જે નામ આપ્યું છે, તે યથાર્થ છે. કારણ કે તેના રાજ્યમાં અનેક સારાં કામો થવા પામ્યાં છે. આવા એક મહાન્ નરપતિનું આ ટુંકું જીવન ચરિત્ર છે.

દૈવી શક્તિઓની પ્રણાલિકા તરીકે કામ કરીને જાપાનને પ્રગતિ આપનાર તે મીકાડો ઉપર પ્રજાનો પ્રેમ અપૂર્વ હતો. **राजा प्रजारंजनलब्धवर्णः** પ્રજાને રંજન કરીને કીર્તિ મેળવનાર તે રાજાનું નામ ઇતિહાસમાં અમર રહો, અને તેમનો પુત્ર જાપાનનો નવો શહેનશાહ પોતાના પિતાના પગલે ચાલી ગ્રેટબ્રીટન સાથે ઉચ્ચ શાંતિભર્યો સંબંધ ટકાવી રાખી મનુષ્ય જાતિના કલ્યાણમાં ભાગ લેનાર થાઓ, એવી ભાવના સાથે આ ટુંકું ચરિત્ર પૂર્ણ કરવામાં આવે છે.

શ્રી ભક્ત ઓફીસ.

---

# तमे कर्तव्यपरायण छो ?

( શ્રીયુત સુનીલાલ મગનલાલ દેશાઇ. બી. એ. વડોદરા. )

તમે વ્યાપારી હો કે નોકર હો, શ્રીમંત હો કે ગરીબ હો, શિક્ષક હો કે પરીક્ષક હો, વૈદ્ય હો કે ડૉક્ટર હો, તમે ગમે તે હો તો પણ આ પ્રશ્નનો વિચાર કરવાની તમારે ઘણીજ જરૂર છે. તમો સુખને માટે અથાગ પ્રયત્ન કરો છો, દૂર દેશાવર જવાને પણ હિંમત કરો છો, અને એવાં અનેક જોખમો ખેડવાને પણ તમે તત્પર થાઓ છો, તે સુખ તમને આ પ્રશ્નનો વિચાર કરવાથી અને તદનુસાર વર્તવાથી પ્રાપ્ત થાય એમ છે. અને તેમ હોવાથીજ તમને આ સંબંધી વિચાર કરવાની આવશ્યકતા છે.

તમે ભારતવર્ષની પ્રાચીન ઉન્નતિનો વિચાર કરો અને તેનાં કારણો શોધી કાઢો. તમને અવશ્ય ખાતરી થશે કે આ દેશમાં તે પ્રસંગે કર્તવ્યપરાયણ પુરૂષો હતા અને

તેથીજ આ દેશ ઉન્નતિને શિખરે પહોંચ્યો હતો, બ્રાહ્મણો પોતાના કર્તવ્યમાં હમેશાં તત્પર રહેતા અને વિદ્યા ભણવા ભણાવવાના, યજ્ઞ કરવાના, અને પ્રજાને ધાર્મિક બનાવવાના પોતાના કાર્યમાં સંપૂર્ણ લક્ષ આપતા અને તેને પરિણામે ધાર્મિક બાબતોમાં જે મહાન્ વિજય થયો છે તે આપણે સર્વ જાણીએ છીએ, કોઇપણ દેશમાં તત્વજ્ઞાન સંબંધી અહિંના જેટલા ઉત્તમ ગ્રંથો લખાયા નથી અને આટલા પરિવર્તનો છતાં, અનેક પ્રકારના પરધર્મિઓના પ્રયત્નો છતાં, હજી તેમાં લેશ પણ ફેરફાર થયો નથી તે તે સમયના ધર્મવિષયમાં કર્તવ્યપરાયણ પુરુષોનોજ પ્રતાપ છે.

ક્ષત્રીય રાજાઓ પોતાના કર્તવ્યમાં જ્યાં સુધી તત્પર રહ્યા અને પ્રજાનું સુખ એજ રાજાનું સુખ એ નિયમ લક્ષમાં રાખી પ્રજાને પોતાનાં સંતાનો પ્રમાણે ગણતા હતા, ત્યાં સુધી તેમનો વિજય સર્વત્ર જોવામાં આવતો. જ્યારથી ક્ષત્રીય વીગે કર્તવ્યભ્રષ્ટ થયા ત્યારથી તેમની પડતીનો આરંભ થયો તે આપણે ઇતિહાસદ્વારા જાણીએ છીએ. બીજી વર્ણો પણ જે પ્રમાણમાં તે કર્તવ્યભ્રષ્ટ થઇ છે તેજ પ્રમાણમાં આપણે વિનિપાત થયેલો જોઇએ છીએ.

જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે એ અર્થને સૂચવતું આપણું મહા વાક્ય **યતો ધર્મસ્તતો જયઃ** ધ્યાનમાં લાવો. પોતાનું કર્તવ્ય બરાબર કરવું એજ ખરો ધર્મ છે અને તેમાંજ જય છે. આપણા શાસ્ત્રોએ આપણા મન ઉપર તેની મહત્તા ઠસાવવાને અનેક દૃષ્ટાન્તો આપણને પૂરાં પાડયાં છે. શ્રી કૃષ્ણે અર્જુનને કર્તવ્ય સંબંધી જે બોધ કર્યો છે તે દરેકને મનન કરવા યોગ્ય છે. ભીષ્મપિતામહે પોતાના પિતા પ્રત્યેના પોતાના ધર્મને ખાતર જે આત્મત્યાગ બતાવ્યો છે તે ખરેખર અનુકરણીય છે. શ્રી કૃષ્ણે પોતાના ગુરુ પ્રત્યેના કર્તવ્યમાં, જે સેવા કરી છે, તેનું સ્મરણ કરતાં શું આપણને ઓછો આનંદ થાય છે. શ્રી રામે પોતાના પિતાના વચનના પાલન અર્થે, સીતાજીએ પોતાના પતી ધર્મને અનુસરીને, અને લક્ષ્મણે પોતાના ભ્રાતૃધર્મને ખાતર, જે દુઃખો વેઠયા છે તે સર્વને જાણીતાં છે અને તેને અંતે તેમને જે ફળ મળ્યું છે તે કંઇ ઓછું મહત્વનું નથી. આટલા વર્ષ થયા છતાં પણ આપણે તેમના પુણ્ય નામને અત્યંત પ્રેમથી પૂજીએ છીએ અને આપણે એજ દેશમાં જન્મ્યા છીએ એથી ગૌરવ ધારણ કરીએ છીએ.

આપણી એ મહત્તા ક્યાં ગઇ ? આપણા ઉપર એવો કયો દોષ ચઢી બેઠો છે કે આપણને તે મહત્તાને પ્રાપ્ત કરવા દેતો નથી. આપણી પાસે સાધનો સઘળાંએ છે, સર્વત્ર શાંતિ છે અને આપણા પોતાના કર્મમાં ધ્યાનપૂર્વક કામ કરવાની સર્વ સગવડ છે, તેમ છતાં આપણે આપણા કર્તવ્યમાં મંદ છીએ એ કયા દોષને પ્રતાપે ?

એ દોષ તે આલસ છે. શાસ્ત્રોએ આલસને મહાન્ શત્રુ ગણેલો છે તે યથાર્થ જ છે. તે આપણા શરીરમાં રહીને આપણા શત્રુની ગરજ સારે એવો તે મિત્રશત્રુ છે. તેને હજી ક્યાં સુધી રાખી રહેશો ! હવે જાગ્રત થાઓ અને તે દોષને ત્વરાથે હાંકી કાઢો, અને તમારા કર્તવ્યમાં તત્પર થઇ જાઓ.

તમે જે ધંધો કરતા હો તે ધંધામાં બરાબર મન પરોવો. કોઇ પણ કામ અધકચરા મનથી, અધમણીઓ ઝાંસવો તે ઝાંસવો એવી વૃત્તિએ ન કરો. જે કામ હાથમાં લો તે પૂર્ણ વિચાર કરીને લો, પરંતુ તે લીધા પછી, તેને ખરા મનથી પૂર્ણ કરતા સુધી કદી પણ તજો નહિ. આપણા દેશના અનેક ઉદ્યોગોની, આ પ્રમાણે ન કરવાથી, પડતી [illegible]ની છે.

આપણે લોકો શરૂઆતમાં એકાદ ઉદ્યોગનો આરંભ કરીએ છીએ, થોડો વખત ઉત્સાહથી કામ કરીએ છીએ, અને વળી પાછા ' ગઢવી કયાં ગયાડો ? ઘેરને ઘેર ' એવી સ્થિતિમાં આવી પડીએ છીએ તેનું કારણ માત્ર કર્તવ્યપરાયણતાનો અભાવ, એજ છે.

આપણે યૂરોપીયન લોકો પાસેથી જે અનેક સદ્‌ગુણો ગ્રહણ કરવાના છે, તેમાંથી તેમનો આ મહાન્ સદ્‌ગુણ આપણે પ્રથમ ગ્રહણ કરવો જોઇએ. તે લોકોની Sense of Duty કર્તવ્યપરાયણતા એવી દૃઢ છે કે "અર્થં સાધયામિ વા દેહં પાતયામિ" એ વચનાનુસાર, તેઓ પોતાના લીધેલા કાર્યને કદી પાછું હેઠું મૂકતા નથી. મરણ પથારીપર હોય છતાં પણ તેના વિચાર પોતાના કર્તવ્યનાજ હોય છે, નેલસને પોતાના મરણ વખતે પણ શા શબ્દો ઉચ્ચાર્યાં હતા ? England expects every man to do his duty, ઈંગ્લાંડ પોતાના દરેક મનુષ્યે પોતાની ફરજ બજાવવી જોઇએ એમ આશા રાખે છે. આ વાક્ય તેની આખી પ્રજાનો મુદ્રાલેખ છે અને અગ્રેજો તે શબ્દોનું સ્મરણ કરીને આનંદ માને છે અને ઉત્સાહ ધારણ કરી પોતાના કર્તવ્યમાં અધિક વેગથી માર્ગ કાપતા જાય છે.

એ દેશમાં એવા નર રત્નોનાં અનેક જીવનવૃત્તો બહાર પડ્યાં છે અને તે વાંચી તેમની કર્તવ્યનિષ્ઠા માટે આપણને ઘણીજ માનબુદ્ધિ ઉત્પન્ન થાય છે. આપણે ત્યાં પણ એવા અનેક નર રત્નો હતા અને છે પરંતુ આપણામાં હજી એવી જાગ્રતિ આવી નથી કે તેમના જીવનવૃત્તો આપણે સર્વને સુલભ કરી શકીએ. સમય બદલાતો જાય છે બ્રીટીશ સામ્રાજ્યની અપૂર્વ શાંતિવાળી છાયામાં, કેળવણીના પ્રસારને લીધે, આપણી આલસ ઉડવા માંડી છે, પરંતુ હજી આપણે તે પ્રજાના સદ્‌ગુણોનું અનુકરણ કરવા લાગ્યા નથી. તેમના સહવાસથી આપણે તેમના જેવો પોષાક પહેરતાં શીખ્યા છીએ, તેમની પેઠે ચાહા, કોફીને સીગારેટના સેવકો બન્યા છીએ, તથા બીજા એવા અનેક અનુકરણો કરતાં શીખ્યા છીએ, પરંતુ તેમના ' કર્તવ્યપરાયણ, રૂપી સદ્‌ગુણનું અનુકરણ કરતા નથી એ ઓછું નવાઇ જેવું નથી.

તમે કહેશો કે અમે અમારૂં કામ દરરોજ કરીએ છીએ અને શું અમે કર્તવ્યપરાયણ નથી ? હું કહું છું કે તમે યથાર્થ કર્તવ્યનિષ્ઠ નથી. તમે જે ધંધો કરો છો તેમાં હજી એટલું બધું તમારે કરવાનું છે અને એટલું બધું ઉંડા ઉતરવાનું છે કે હજી તમે તેનો ખ્યાલ પણ બાંધ્યો નથી. જો તમે કર્તવ્યપરાયણ હો તો તમારે પછી વલવલાટ અને જે કંટાળો તમે પ્રસંગે બતાવો છો તે કદી રહેજ નહિ. પેટભર અનાજ ખાઇએ અને શું ભૂખ્યા રહીએ એ બનવું સંભવિત છે. તે જેમ સંભવિત નથી તેમ કર્તવ્યપરાયણ થઇએ, અને કોઈ પણ જાતનાં રોદડાં રડવાં પડે તે એજ સૂચવે છે કે તમે તમારા કાર્યમાં કર્તવ્યપરાયણ નથી.

તમે શરીરે રોગી છો ? જો હા તો તમે તમારા શરીરપ્રતિના કર્તવ્યને વિસારી મૂક્યું છે અને તેનું પરિણામ તમે ભોગવો છો, તમારા તે કર્તવ્યમાં સજાગ થાઓ એટલે રોગનું કારણ શોધી કાઢો, અને તે દૂર કરો તથા શરીરને વ્યાયામ વગેરેની તથા યોગ્ય ખોરાકની તથા આહાર વિહારના નિયમો જાણવાની જે તમારી ફરજ છે તે જાણો અને તે પ્રમાણે વર્તો અને તમને સમજાશે કે તમે કદી રોગી નહિ બનો.

તમને તમારા ધંધામાં પ્રતિકૂળતા લાગતી હોય અને તેમાં તમને રસ ન પડતો હોય તો તેને માટે પણ તેજ ઉપાય છે. તે કાર્યમાં અત્યંત તલ્લીન થઇ જાઓ અને તેમાં રહેલી ખુ-

બી તથા આનંદ તમને સમજાશે અને તમે ફરીથી કદી કંટાળો બતાવશો નહિ.

તમે કર્તવ્યપરાયણ થાઓ છો તેથી તમને પોતાને જે લાભ થાય છે તે ઉપરાંત તમે જે લાભ અન્યને કરો છો તેની કિંમત પણ ઓછી નથી. તમારા કુટુંબીઓ તમારા દૃષ્ટાન્તને અનુસરે છે અને તમારા આશ્રિતોને તમારે કર્તવ્યપરાયણ કરવા એ તમારી ફરજ છે. જો તમે તમારા દૃષ્ટાન્તથી અને સમયાનુસાર બોધથી, તમારા બાળકોમાં આ બીજ વાવો છો તો તેનું જે મહાન ફળ ભવિષ્યમાં તમને અને તમારી પ્રજાને મળે છે, તેની કિંમત તમે ગમે તેટલો વારસો પાછળ મૂકી જાઓ તેના કરતાં વધારે છે. માટે તમારા બાળકોને પ્રથમથીજ દરેક કામ, ફરજ તરીકે કરવાની ટેવ પાડો, પછી તે હલકું હોય કે ભારે હોય, તો પણ તે કાર્ય ખરા દીલથી થવું જોઇએ એમ તેને સમજાવો અને તેની પાસેથી તે પ્રમાણે કામ લો.

આ પ્રમાણે કરવાની જો તમે ટેવ પાડી હશે તો તે પોતાના બીજા સર્વ કાર્યો તે દૃષ્ટિથી કરશે અને તેના પરિણામે તેને વિજય મળે એ દેખીતું જ છે.

આટલા વિવેચન ઉપરથી તમારી ખાત્રી થઇ હશે કે કર્તવ્યપરાયણ થવાની કેટલી આવશ્યકતા છે. પ્રિય વાંચક, ! તમે જે ધધો કરતા હો તે ધધો આજથી કર્તવ્યનિષ્ઠ થઇને કરો અને તમને અલ્પ સમયમાં તેમાં રહેલો આનંદ જણાઇ આવશે અને તમારા ધંધામાં તમને ઉત્સાહ અને વિજય દેખાશે. પરમાત્માના અનુગ્રહથી આપણે સર્વ પોતાના કાર્યમાં તત્પર થઇએ અને પ્રાપ્તવ્યને પ્રાપ્ત કરીએ એજ શુભેચ્છા છે.

---

# पुण्यसलिला भागीरथी.

(લેખક. વિપિન. બી. એ. સુહૃત્સંઘ. મુંબાઈ).

तुरगविचयव्यग्रानुर्वीभिदः सगराध्वरे
कपिलमहसामर्पोत्प्लुष्टान्पुरा मपितामहान् ।
अगणिततनूतापं तप्त्वा तपांसि भगीरथो
भगवति तव स्पृष्टानद्भिश्चिरादुदधीधरत् ॥

હે ભગવતિ ! ભગીરથે (રાજાએ) શરીર દુઃખની અવગણના કરીને સખ્ત તપ આદર્યું અને સગર (રાજા)ના યજ્ઞવેળા અશ્વની શોધમાં વ્યગ્ર બની ભૂમિ ખોદતા તેના પિતામહો કે જેઓ કપિલઋષીના કોપથી દગ્ધ થઇ ગયા હતા તેઓનો તારા જળના સિંચનથી લાંબા વખતે ઉદ્ધાર કર્યો.

પથ્થરને રડાવનાર, વજ્ર જેવા સખ્ત અંતઃકરણને ભાગનાર કરૂણારસનું પૂર્ણ આલેખન કરનાર કવિ ભવભૂતિએ પવિત્ર ગંગા નદીના સંબંધમાં ઉપલો શ્લોક ઉત્તર રામ ચરિતમાં લખ્યો છે. મહાભારતમાંથી પણ આપણે શીખીયે છીએ કે ભગીરથ રાજાએ સાઠ હજાર વર્ષ તપ કરી ગંગા નદીના પવિત્ર જળવડે પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો.

આ યુગમાં જડવાદ (Materialism) વધારે પ્રસરતો જાય છે. જડવાદિઓ આ વાતને સત્ય તરીકે સ્વીકારવા ના પાડે છે. પોતાની નજરે જેટલું જુએ તેટલુંજ તેઓ માને છે.

બીજા કેટલાક માને છે ભગીરથે મનમાં નિશ્ચય બળ કીધો હતો કે પોતાના પૂર્વજોને તારવ. આ નિશ્ચય બળના પરિણામેજ તેઓનો ઉદ્ધાર થયો હતો અને ગંગા નદી તો માત્ર એક સાધન થઇ પડી હતી. પ્રાચીન આર્યમતને અનુસરનારાઓ આ ઉદ્ધાર ગંગા નદીનેજ પ્રાથમીક રીતે અર્પે છે અને એને કાલ્પત માનનારને નાસ્તિક ગણે છે. મેક્ષમૂલર ને બીજા પાશ્ચાત્ય પંડિતો એને રૂપકવાર્તા ( Allegory ) માને છે. આ પ્રમાણે ભાગીરથીના પુણ્ય સલિલ સંબંધ મતમતાંતરો ચાલે છે; પણ એમાંના સત્ય મતનો નિર્ણય કરવાનું આ સ્થળ નથી.

એટલું તો સત્ય જ છે લાંબા સમયથી ગંગા નદીનું જળ પવિત્ર ગણાય છે. હજારો યાત્રાળુઓ ત્યાંની યાત્રા કરીને ગંગા નદીનું જળ ગમે તેટલી અગવડ વેઠીને પણ પોતાને નિવાસ લઇ જાય છે. વળી ગંગા નદી પાપમોચીની ગણાય છે. એક રીતે જોતાં તો એ પાપમોચીની છે એમ હવે સર્વત્ર સ્વીકારાય એવું છે.:

પવિત્ર કાશી ક્ષેત્રની નજદીકના ગંગા જળનું અલ્પ સમય ઉપર પૃથકકરણ કરવામાં આવ્યું હતું અને તેની પરીક્ષા કરતાં એમ માલૂમ પડ્યું છે કે ગંગાજળમાં બેકટીરીઆ નામના સૂક્ષ્મ જંતુઓ ઘણા પ્રમાણમાં હોય છે હવે આ જંતુઓ કોલેરા ' અધામણ" cholera અને "ટાઇફોઇડ" " Typhoid " જેવા ઝેરીલા દરદોના કટ્ટા શત્રુઓ છે. જે વ્યાધિગ્રસ્ત હિંદુ એ સરિતામાં સ્નાન કરવા ઉતરે છે અને થોડાક ઘુંટડા જળ પણ પી જાય છે તે આથી કરીને પોતાની કાયામાં આ ઉપયોગી સૂક્ષ્મ જતુઓનું એક મોટું લશ્કર દાખલ કરે છે, જે જંતુઓ રોગના ઝેરીલા જંતુઓને શરીરની અંદર મૃતઃપ્રાય કરી દે છે અને અંતે શરીર રાજ્યમાંથી તેને દૂર હાંકી મૂકે છે.

કુદરતના કાયદાના ભંગનું તથા આરોગ્યતાના નિયમોના ભંગનું પરિણામજ રોગમાં પ્રવર્તે છે અને તેથી કરીને એ કાયદાનો ભંગ–કે જે એક પાપ છે–કરનારને પાપ કરનાર કહી શકાય. આ પાપનું પરિણામ દુર કરનાર પવિત્ર ગંગા નદી તેટલા માટે અવશ્ય પાપમોચીની સરિતા છે.

પવિત્ર ગંગાજળની આ ઉપયોગિતા ઉપર ટીકા કરીને ધી ટ્રીબ્યુન " Tribune " પત્ર લખે છે કે"we are glad to note that after all the medical line has found the advantages of the sacred water of the river Ganges."

" વૈદક વર્ગે ગંગા નદીના પવિત્ર જળના લાભો શોધી કહાડયા તે જાણીને હમે હર્ષિત થયા છીએ. "

અને મહાભારત રામાયણ આદિ પ્રાચીન પુસ્તકોમાં લખવામાં આવેલાં વર્ણનો કપોળકલ્પિત નથી પણ સત્યના આધાર ઉપર રચાયલાં છે એ જાણીને આપણે પણ હર્ષિત થઇશુંજ.

# શ્રી બુદ્ધચરિત્ર.

( લેખક. દોશી. મણિલાલ નથુભાઈ. બી. એ. )

૭ માસમાં તેની ૫૦૦૦ નકલની ચાર આવૃત્તિઓ થવા પામી છે, અને જે ગાયકવાડી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે, તે બુદ્ધમહાત્માનું અપૂર્વ ચરિત્ર પાશ્ચાત્ય તથા પૂર્વના વિદ્વાન અનેક લેખકોના ગ્રન્થોને આધારે લખવામાં આવ્યું છે. દયા અને પરોપકાર કરવાને પ્રેરનાર આ ચરિત્રના સંબંધમાં વિશેષ લખવું અયુક્ત છે. ...

કિ. રૂ. ૦—૮—૦. મળવાનું ઠેકાણું કર્તા પાસેથી-રતનપોળ.—અમદાવાદ.

# પી. પી. રેળે અને કંપની.

## રબર સ્ટૅંપ મેકર્સ અને એન્ગ્રેવ્હર્સ વિગેરે.

૧૯૯ કાલકાદેવી રોડ, મુંબઈ.

જાત જાતના રબરી શીક્કાના નમુના-પેટી, બ્રશ અને શાઈ સાથે નીચેની કીમતમાં મળશે.

નં. ૪૧૭ રૂ. ૪-૦-૦ નં. ૫૧૪ રૂ. ૩-૦-૦

Dr. B. B. BANIKERI,
Twentieth Century
MEDICAL DISPENSARY,
No. 140, Main St., POONA.








### લાખને માટે પીતળના સીલ.

બે અક્ષરોના મોનોગ્રામની કીમત રૂ. ૨-૮-૦
ત્રણ અક્ષરોના મોનોગ્રામની કીમત રૂ. ૩-૦-૦

### સ્ટાયલો પેન.



ફકત એકવાર શાહી ભરવાથી ૧૦૦૦૦ શબ્દ ઝડપથી લખાય એવી.
કીમત આના ૧૪. રૂ. ૧ા. રૂ. ૧॥

### અંગુઠો છાપ.



દસ્તાવેજ જેવા કીમતી કાગળોપર અભણ લોકોનાં અંગુઠા છાપી લેવામાં બહુજ ઉપયોગી પડે છે. અંગુઠાની નિશાની હોવા વગર તે કાગળ કાયદાસર થતો નથી.

નં. ૧ (સામાન સાથે) કીમત આના ૧૨
નં. ૨ રૂ. ૧-૦-૦ નં. ૩ રૂ. ૩-૦-૦
નં. ૩ ની સાથે પ્લેટ, રબરનો રોલર શાહીની શિશી અને છુરી આવશે.




એક નાની પેટી વિજળીના લાઈટ સાથે રોજ થોડીવાર સુધી બળતી રાખવાથી ઘણા મહીના સુધી ટકે છે. કી. રૂ. ૧૦ તથા ઇલેકટ્રીક ડ્રાયબેટરી, પોકેટ લેમ્પ અને કૉલબેલ વિગેરે અમારે અહીંયા મળશે.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક

[ અત્યાર સુધીમાં ૨૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્યસ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે, આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે. તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે; પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો તે એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઈશું; આ મકાન આશ્રમમાં ઘણુજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાવનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે, વધુ વિગત માટે લખો.

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે !

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમ્મરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી લખો:—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ.




હાલ અમારા બાલામૃતની ઘણી નકલો નીકળેલી છે;
માટે અમારું બાલામૃત ખરીદતી વખતે તે ડોંગરેનુંજ છે,
એ વીષે ચોકસ ખાત્રી કરી ખરીદવું. બાટલીની કીંમત
૨ આના, ટ. ખ. ૪ આના.

કે. ટી. ડોંગરેની કં. ગીરગામ—મુંબઈ.

---

બાલોનું ઉત્તમ રીતે જતન કરવા.

—માટે—

## નારાયણ હેઅર ઓઈલ.

### સરવેથી ઉત્તમ સાબીત થઇ ચુકયું છે.

આએ તેલ તમારા બાલોનું દરેક રીતે જતન કરશે, ૧૫ દીવસ ચાલુ વાપરવાથી તમારા સફેદ બાલ એકદમ કાળા થશે અને તે ફરીવાર સફેદ થશે નહિ. માથાનો દુઃખાવો દુર કરી મગજને પુષ્ટી આપી યાદદાસ્તને તેજ કરે છે.
કીમત મોટી શીશીના રૂ.૩-૦-૦, મધ્યમ કદની શીશીના રૂ.૧-૧૨-૦, નાની શીશીનો રૂ. ૧-૦-

### ખાંસીની અકસીર ગોળી.

આએ ગોળી મોઢામાં રાખી સુસવાથી કોઈ પણ જાતની ખાંસી તરતજ નરમ પડી જશે.

કીમત શીશીના આના ૬.

—દરેક ઘરમાં રાખવાની ખાસ જરૂર છે—

લખોઃ—પી. ડી. ડાકટર, છવારાફલી—સીદ્ધપુર—નોર્થ ગુજરાત.

## દાખલો.

અરજદાર હીરજી પ્રભાશંકરની તા. ૨૯-૩-૧૧ ની અરજી નીચે હ. ૫. આ. નં. ૪૪૨૦ તા. ૩-૭-૧૧ ની નકલ આપવા હ. ૫. આ. નં. ૧૧૮૮ તા. ૨૬-૧૧-૧૧ થી હુકમ થતાં તે હુકમની નકલ. હ. ૫. આ. નં. ૪૪૨૦

### હુકમ.

અરજદારની માગણી મુજબ સદરહુ જમીન દરબારી મંદીર લકેશ્વર સાથે ભેળવવાની સરતે ગાયત્રી દેવીનું મંદીર બાંધવા માટે ધર્માદા ઉપયોગ અર્થે ધર્માદા તરીકે રાવળા દરજ્જે આપવાનું મંજુર કરવામાં આવે છે. તે ઉપર આ ધર્માદા કાર્ય શીવાય બીજા કોઇનો હક રહેશે નહીં, તેમ તેનો બીજી કોઇ પણ રીતે બીજા કોઇ ઉપયોગ કરી શકશે નહીં. અરજદાર તે જગ્યાનો કંપાઉન્ડ સ્ટેટ તરફથી બંધાવી આપવા માગણી કરે છે તે પ્રમાણે થઇ શકશે નહિ. તે કામ પણ તેણે કરવું જોઇએ. તા. ૭ જુલાઇ ૧૯૧૧ સંવત ૧૯૬૭ ના અશાડ સુદ ૭.

Sd. Vajsurvala.

એડમીનીસ્ટ્રેટર સે. પોરબંદર.

નકલ કરી તા. ૨૮-૧૧-૧૧ ખરી નકલ.

સહી સહી

સરવેયર શહેર મામલતદાર.

દાખલો આપવામાં આવે છે કે પોરબંદરના રહીશ જોષી હીરજી પ્રભાશંકર અત્રે શ્રી ગાયત્રી દેવીનું દેવળ બંધાવવા વાસ્તે ફાળો કરવાનો પ્રયત્ન કરે છે. આજ સુધી ફાળાની ભેળી થએલીxxxxરકમ તેમણે સ્ટેટ ત્રીઝેરીમાં અનામત જમા કરાવેલી છે. અને હવે પછી જે જે ઉઘરાત ભેળી થાય તે ઉપર મુજબ સ્ટેટ ત્રીઝેરીમાં ફાળો અકંદર પુરો થતા સુધી તેઓ અનામત રાખવા ધારે છે. તા. ૧૩-૧૧-૧૧ Sd. Vajsurvala.

સિનીઅર એડમીનીસ્ટ્રેટર સ્ટે. પોરબંદર.

## ચાતુર્માસના પુણ્યનિમિત્ત.

શ્રી પોરબંદરમાં શ્રી ગાયત્રી મંદિર બાંધવા માટેના ફંડમાં જે સદ્‌ગૃહસ્થને નાણાં ભરવાનાં હોય તેમણે નીચેને સ્થળે હુંડીથી, મનીઓર્ડરથી અથવા પોતાને સગવડ હોય તે રીતે મોકલી આપવા કૃપા કરવી.

શ્રી ગોવિંદજીભાઇ ડાહ્યાભાઇ લાખાણી.
વકીલ.
પોરબંદર.

મુંબઇ ખાતે:—
ધિરજલાલ વૃન્દાવનદાસ,
મગનલાલ દલપતરામ ખખ્ખર,
ઠેકાણું:—રાવસાહેબ ખખ્ખર બિલ્ડિંગ્સ. પોસ્ટ ગિરગામ—મુંબઇ.



श्रीयुत महंतगुरुप्रसाद हरिदास कृष्णदास

जन्म सं. १९२२ महीना फाल्गुन सु. ११.




## " AN EARLY MORN. "

—— Kundan ——

An early morn was I a-bed,

In open air with sky a-head.

Great wonders stood before mine eye.
The airy vault in patches all,
Was decked with silver tablet' small,
And all beneath was sheet of blue;
Where, in its deep the gazer stood.
But *lo*! with watche's hand a-pace,
A golden ball in sheet does rise;
With it the blue in bright arrays.
The Gazer's eye in sea of light,
Rolls with the wave; and upward sees.
The many fragments in the vault,
In one bright light absorbe'd are.
This is the truth of many forms,
That rise in dark of *ignorance*;
When truth divine arises there,
In *One* alone the many shine.

## * *SEARCH AFTER GOD.*

(Goverdhan I. Patel B. A.).

S. S. President Lincoln. 5th July, 12.

Everywhere are seen such men,
Who ask with heart in sorrow's line;
" Have some mercy and show us when,
And where to see the God Divine."
The fishes ask " show us the sea ! "
They play in ocean all the while;
Yet pity 'tis that don't see,
And ask for water though stay in Nile.
Birds are asking " show us air—,
We want to have some breezees cool; "
They fly in air yet ask 'tis where,
'Tis evil fate that doth befool.
People play and live in God,
And never can they be apart;
Yet feeling false that's thus abroad,
Burns their thus deluded heart.
The Key to see Almighty's Face,
Is to see this world (as) divine.

## × मोहिनी अने माहादेव.

(શ્રીયુત જ્ઞાનપિપાસુ.)

અનુષ્ટુપ.

'ક્યો મારો લીધો કોણે ?' વદતી એમ પ્રેમદા,
મરાલી મધ્યમાં આવી, ઉભી નંદન બાગમાં.

દ્રુત વિલંબિત.

નીકટના સરમાં ધ્વનિ આથડ્યો,
ઝરણના ગીતરાગ મંહી ભળ્યો;
પવનમાં ઉતરી ગભીરો ઠર્યો,
પણ પ્રતિધ્વનિ ના કહીંથી મળ્યો. ૨

---

* શ્રીમન્ છોટાલાલ જીવણલાલ માસ્તર સાહેબના " ઈશ્વર ક્યાં અમો શોધું ? " એ ભજનનું સહસા ભાષાંતર—સ્ટીમરપરના મિત્રવર્ગની સમજુત માટે. " મિ. પટેલ.

× કાવ્યનો પ્રસંગ પૌરાણિક છે. ભાગવત પુરાણમાં આ કથા સુપ્રસિદ્ધ છે. કથા એવી છે કે જે સમયે સમુદ્ર મન્થન થયું, અને ચૌદ રત્ન નીકળ્યાં, તેમાં અમૃત પણ નીકળ્યું. આ અમૃત માટે દેવો તથા દૈત્યો વચ્ચે એ કોણે લેવું તે સંબંધમાં કલહ ઉત્પન્ન થયો. ત્યારે અમૃત દેવોને અપાવવા વિષ્ણુ એ મોહિની સ્વરૂપ લીધું અને દૈત્યોને ભોળવી અમૃત દેવોને અપાવ્યું. આ

વસંતતિલકા.

વારિધીને સરિતના જલને રસંતો,
અંભોજની ખીલવતો, વિરહી નડંતો;
વન્હિ વિરોધિ તદપિ સ્વરૂપે કરંતો,
ઉગ્યો નભેય શશિરાજ ઘણો સુહંતો. ૩

મંદાક્રાન્તા

વાડીમાંહી, કંઇક વિટપો, કેલી માંડી રહ્યાં છે,
છુટે બાજે, ખડ ખડ હસે, માંડવો માંડીયો છે;
સ્નેહે પેલાં મયુર મયુરી, ટૂહુ ટોકી રહ્યાં છે,
ને આંબેથી, કુહુક કુજનો, કોકિલાના થયા છે. ૪

અનુષ્ટુપ.

' ઉત્તરે ના મળ્યો દેવ ! ' પુનરૂક્તિ થઇ ત્યહાં,
મોહિની મુખ પુષ્પેથી, સુગંધિ શબ્દ નિસર્યાં.

હરિણી.

ચપલ ચપલા, કહેતી એવું, અહીંથી તહીં ફરે,
સરતી સરલા, વાડીમાં ત્યાં, શચિ સમ તે દીસે;
ગ્રીવની ઉપરે, માલા નાંખી, અરણ્યની દેવી શી,
પિતુ ઉપરના, ક્રોધે રાતી, સતી સમ દીસતી. ૬

મંદાક્રાન્તા.

સાડી ધારી, લલિત વપુએ, પુષ્પની વેણીમાંહે,
જાઇ જુઇ, મનહર ધરી, ઐરખા ગુંથી કાને;
મેંદી રાતી, પગ પર દીસે, ચારૂતાથી સુહંતી,
ને પ્હેરી છે, કટીપર રૂડી, મેખલા ગુલ કેરી. ૭

અનુષ્ટુપ.

જાગેલી બૉડથી ક્રોધે, દીસે છે બાલસિંહણી,
ખંડિતા નાયિકા જેવી, કામિની દિસતી હતી. ૮

મંદાક્રાન્તા.

ચાલે ધીમી, વદન વિધુ ને, વેણીની સેર છુટી,
લાંબી કાળી વધી ધવલકો, ચંદ્રીકાથી જણાતી;
ધારી ધારી, સુભગનયના, આમથી તેમ જુએ,
કિન્તુ કોઇ, નજર ન પડે, ભામિની ભાન ભૂલે. ૯

દ્રુતાવલંબિત.

તજી ગયો શશિ અમૃત ધારને,
ધન ગભીર મહીં મુખ મ્લાનથી;

---

પ્રસંગ થઇ રહ્યા પછી શંકર જેમણે આ સ્વરૂપ જોયું ન હતું તેમને તે સ્વરૂપ જોવાની ઇચ્છા થઈ, તેથી તેઓએ વિષ્ણુ પાસે જઇ વંદન અને સ્તુતિ કરી તે સ્વરૂપ જોવાની યાચના કરી. ભગવાન વિષ્ણુએ તેમને ઘણી ના કહ્યા છતાં શિવને તે સ્વરૂપ જોવાનો મોહ ઉતર્યો નહીં ત્યારે અંતે વિષ્ણુ તેમની માગણીનો સ્વીકાર કરી કન્દુકની રમત રમતી સોળ સત્તર વર્ષની નવયૌવના સુંદરી બની નંદન વનમાં આવ્યા મહાદેવ આવું ચિત્તાકર્ષક સ્વરૂપ નિહાળી મુગ્ધ બન્યા અને મોહિનીને કામ પીડિત થઇ પકડવા જાય છે તેવામાંજ આત્મ સ્વરૂપે પ્રકાશ્યા એટલે શિવજી ઝંખવાણા પડી પશ્ચાત્તાપ કરતા ઉભા. કથા આવી છે. છતાં લેખકે મોહિનીનો કન્દુક ખોવાયો એમ રચના કરીને શરૂઆત કરી છે અને કેટલીક ઉચિત કલ્પના ઉમેરી છે.

પણ તિમિર પ્રકાશનથી હણી,
વિપુલ તેજથી એ પ્રકટે ફરી. ૧૦

શિખરિણી.

મહા યોગી તેવે, ત્રિભુવન પ્રસાંને દેહંતો,
શશિ ધારી ભાલે, મગન શશિને મ્હાલે હેરંતો;
ક્ષણે આવી સામે, પરમ તપ તેજે ઝગમતો,
ખુલી પેલો ભોળો, મનસિજ દહેલો જગવતો. ૧૧

અનુષ્ટુપ.

પરાઠે નૂરશે ભાવે ! દ્રગનું ભાન ભુલીને,
ચોર કન્દુકનો હું છું, શિક્ષા તું કર જે ઘટે. ૧૨

શિખરિણી.

રસિકે સુનેત્રે, ! મન અહીં કયાનું રીઝવતાં ?
મધુરી એ મેના, મદ અહીં ક્યાને ચડવતાં ?
સજી સાજી સોળે, ચલિત મન કોનુંજ કરતાં ?
કુચાંગ્રિ હે કાન્તે ! રમત અહીં કોનાથી રમતાં ? ૧૩

અનુષ્ટુપ.

ઈક્ષુને એણીયો સ્પર્શે, વિષ પિયૂષમાં ભળે,
અડક્યા શબ્દ એવા એ, સુંદરી કર્ણ પુટને. ૧૪

વસંતતિલકા.

પ્રેમાંથી હો કદિ ભલે સુરે શાલ્વંથી,
હો પ્રેમ પ્રેમ જપતાં પ્રીત પાત્રે ધારી;
હોને પિયુ રેતિ યદિ શચિ પાર્વતીના,
કન્દુક ચોર અહૂં હું તમને અમારા. ૧૫

અનુષ્ટુપ.

ચોર હુંને તમે ભાવે, જુઠું શે આવડું વો,
ચોર કન્દુકનો હું છું, ચિત્તનો ચોર છો તમો. ૧૬

* * * *

મંદાક્રાન્તા.

એવે દૂરે, કડકડ થઇ, પાપ મોટો થયોથી,
પત્રો હાલ્યાં, તરવર મુક્યાં, પૃથ્વી તે ચોવ ડોલી;
શ્યામા પેલી, ભયભીત બની, ઉઠી તે દિશ લેતી,
શહી તેને, સરર ઉચકી, બોલીયો ઓમ હોંઠ. ૧૭

અનુષ્ટુપ.

"ભ્રમર ભોગી આ ભુખ્યો, ઇચ્છે છે તમથી કહું,
કુસુમાધરનો પ્યાસી, આલીંગન દો એટલું." ૧૮

વસંતતિલકા.

જાયે પડયું મીન જયે જ્યમ દોડી નાસે,
પાશથી હસ્ત મુમલી જ્યમ દોડી ભાગે;
પ્રેમેથી છૂટી ચપળા સરતી ત્વરાથી,
તેવી દોડાવી ધસી ઉન્મત્ત કંપમાંથી. ૧૯

અનુષ્ટુપ.

"જય હો વ્હાલી ક્યાં ભાગે ! કામાતુર ભને ખુશી,
ઉભોરે' ઉભોરે' કહેતાં, પિનાકી ધસિયા પછી." ૨૦

અનુષ્ટુપ.

ઝાલવા શારદાને શું, અબ્જભૂ દોડતા હશે !
હરી શું ઉષ્ણ રશ્મિએ, ઉષાના મોહથી ધસે ! ૨૧

માલિની.

સરર સરર દોડે, છોડને વાડ કુદે,
કુરર કુંડલ નાચે, ગોળ ખુલાવી ઝુમે;
'અરર અરર હાથે, હાથ આવેલી જાયે'
વદી પશુપતિ એવું, ફાળ લાંબી ભરે છે. ૨૨

અનુષ્ટુપ.

સુંદરી મુખની લાલી, ચ્હડી છે શ્રમથી વધી,
બીંદુ પ્રસ્વેદનાં બાઝ્યાં હાંફતી હસી ત્યાં રહી. ૨૩

વસંતતિલકા.

હસ્ત પ્રસારી પકડે કચપાશ જ્યાં,
ચાપે અદૃશ્ય બનની યુવતિ અનેરી. ૨૪

* * * *

ક્યાં ગયી લલિને જાણે શું લપાઈ !!

અનુષ્ટુપ.

"ધરે ના આમ ઓ વ્હાલી ! સુંદરી આમ ના ધરે,
જોઉ ! ક્યાં છો ? અરે ! ક્યાં છો ? સંતાની હાથ ક્યાં ફરે." ૨૫

વસંતતિલકા.

બાહેં જઈ હસતી ને ગણી પ્રાણપ્યારી,
જાણી કપોત અડતા જઈ ઉતરાણી;
કોકિલ નાદ સુણાતાં મનમાં વિચારે,
આમન્ત્રણો વિરહથી દયિતા કહાવે. ૨૬

અનુષ્ટુપ.

રૂપાંતર મોહિની પામી હતી વિષ્ણુ રૂપમાં
સ્તબ્ધ શંભુ થઈ ઉભા, વિમાશી કૃત્ય ચિત્તમાં. ૨૭

શિખરિણી.

સુધા, શાંતિ, ચિંતા, મદન મંડલમાં વિહરીને,
ક્ષતિ ક્ષીણતા દેખી ચકિત થઈ અસ્વસ્થ ગયો;
ક્ષમો વિમાશંતો. શિવશિર ઢળ્યું મેં શિર અરે
નહીંતો આ સ્થિતિ, અનુભવ નહીં હું કહું અરે. ૨૮

* * * *

હૃદિયા અધરેથી છે, હસાવે હાથમાં રહે.
હાથ જો ના હસાવે તો, ધારેલી અધપાતને; ૨૯
આત્માંકુશ મળે ના તો, ઘે છળે અવિચને,
ઈચ્છા ઘે કરશે મેલી, દેશી પ્રાંત પ્રસાદ શું. ૩૦

પણ તિમિર પ્રકાશનથી હણી,
વિપુલ તેજથી એ પ્રકટ ફરી. ૧૦

શિખરિણી.

મહા યોગી તેવે, ત્રિભુવન પ્રસાને હેઠવંતો,
શશિ ધારી ભાલે, ગગન શશિને મ્હાત કરતો;
હસો આવી સામે, પરમ તપ તેજે ઝળકતો,
ભુલી પેલો ભોળો, મનસિજ દહેલો જગવતો. ૧૧

અનુષ્ટુપ.

ઘટાડે નૂરશે ભાલે ! દ્રગનું ભાન ભુલીને,
ચોર કન્દુકનો હું છું, શિક્ષા તું કર જે ઘટે. ૧૨

શિખરિણી.

રસિકે સુનેત્રે, ! મન અહીં કયાનું રીઝવતાં ?
મધુરી એ મેના, મદ અહીં કયાને ચડવતાં ?
સજી સાજી સોળે, ચલિત મન કોનુંજ કરતાં ?
કૃશાંગિ હે કાન્તે ! રમત અહીં કોનાથી રમતાં ? ૧૩

અનુષ્ટુપ.

ઇશ્વને અંજીપો સ્પર્શે, વિષ પિયૂષમાં ભળે,
અડકયા શબ્દ એવા એ, સુંદરી કર્ણ પુટને. ૧૪

વસંતતિલકા.

પ્રેમાંશ હો કદિ વસે સુર શર્જવંતી,
હો પ્રેમ પ્રેમ જપંતા પ્રીત યોગ ધારી;
હોને પિયુ રતિ યદિ શચિ પાર્વતીના,
કન્દુક ચોર ગણું હું તમને અમારા. ૧૫

અનુષ્ટુપ.

ચોર હુંને તમે ભાલો, જુઠું શે આવડું વદો,
ચોર કન્દુકનો હું છું, ચિત્તનાં ચોર છો તમો. ૧૬

* * * *

મંદાક્રાન્તા.

એવે દૂરે, કડકડ થઈ, મેઘ મોટા ધવાથી,
પત્રો હાલ્યાં, તરવર ઝુકયાં, પૃથ્વી તે સાથ ડોલી;
શ્યામા પેલી, ભયભીત બની, હલી તે હિય લેતી,
ચાલી તેવે, સરર ઉંચકી, ઓઢીયા ઓંમ ડોટી. ૧૭

અનુષ્ટુપ.

"ભ્રમર ભોગી આ ભુખ્યો, ઇચ્છે છે તમથી કહું,
કુસુમાધરનો પ્યાસી, આલીંગન હો એટલું." ૧૮

વસંતતિલકા.

જાણે પડયું મીન જલે જયમ દોડી નાસે,
પારાધી હસ્ત મૃગલી જયમ છોડી ભાગે;
પ્રેમેથી છુટી ચપલા સરતી ત્વરાથી,
તેવી દહાવી ખસી ઉન્મત્ત ચંખવાળી. ૧૯

અનુષ્ટુપ.

"જાય છે ન્હાસી ક્યાં બાલે ! કામાતુર મને મુકી,
ઉભારે' ઉભારે' કહેતાં, પિનાકી ધસિયા પછી." ૨૦

અનુષ્ટુપ.

જાણવા શારદાને શું, અજબ્ દોડતા હરો !
હરો શું ઉષ્ણ રશ્મિએ, ઉષાના મોહથી ધસે ! ૨૧

માલિની.

સરર સરર દોડે, ઝાડને વાડ કૂદે,
ફરર ફુંદડી નાચે, ગોળ ભૂલાવી ઘૂમે;
'અરર અરર હાંફે, હાથ આવેલી જાવે'
વદી પશુપતિ એવું, ફાળ લાંબી ભરે છે. ૨૨

અનુષ્ટુપ.

સુંદરી મુખની લાલી, ચ્હડી છે શ્રમથી વધી,
બીંદુ પ્રસ્વેદનાં બાઝ્યાં. ઢાંકતી ઉભી ત્યાં રહી. ૨૩

વસંતતિલકા.

હસ્ત પ્રસારી પકડે કચપાશ જેવા,
થાપે અદૃશ્ય વનની યુવતિ અનેરી. ૨૪

*   *   *   *

ક્ષપા સમી ઉદધિને જલ શું લપાઈ ! !

અનુષ્ટુપ.

"ઘટે ના આમ ઓ વ્હાલી ! સુંદરી આમ ના ઘટે,
ઓહ ! ક્યાં છો ? અરે ! ક્યાં છો ? સંતાવી હાથ ક્યાં ફરે. ૨૫

વસંતતિલકા.

બાજે' જઇ કદલી ને ગણી પ્રાણપ્યારી,
જાણી કપોલ અડતા જઈ ગુલડાળી;
કોકિલ નાદ સુણતાં મનમાં વિચારે,
આમન્ત્રણો વિટપથી દયિતા કહાવે. ૨૬

અનુષ્ટુપ.

રૂપાંતર મોહિની પામી ઉભી વિષ્ણુ રૂપમાં
સ્તબ્ધ શંભુ થઇ ઉભા, વિમાસી કૃત્ય ચિત્તમાં. ૨૭

શિખરિણી.

સુધા, શાંતિ, સિંધી, ગગન મંડલમાં વિહરીને,
શશિ લીલા દેખી શિથિલ થઇ અસ્તાચલ ગયો;
ઉભો વિમાસંતો, શિવશિર તજ્યું મેં શિર અરે
નહીંતો આ સ્થિતિ, અનુભવું નહીં હું કહું ખરે. ૨૮

*   *   *   *

ઇન્દ્રિયો અશ્વવેગી છે, લગામે હાથમાં રહે.
દોરે જો ના લગામે તો, પાડતી અધપાતને; ૨૯
આત્માંકુશ ભળે ના તો, શે છટકે અનિષ્ટને,
ઇચ્છા શે કરવી એવી, જેથી પીત પ્રકાશ હું. ૩૦

# आत्मोन्नति अने समाजसेवा.

( લેખક–ઉત્સુક ).

'ખરોધર્મ' એટલે શું, એ પ્રશ્ન એટલો વિકટ છે કે તેનો નિર્ણય ત્રિકાલજ્ઞ ઋષિ મુનિઓ કિંવા આધુનિક કૉલેજોમાં તત્ત્વજ્ઞાન શીખવનાર પ્રોફેસરો તેમજ મોટા મોટા વિદ્વાનો કરી શકયા નથી. હજી સુધી જૂદા જૂદા પ્રકારના વિદ્વાનોમાં 'ખરા ધર્મ' વિષે મોટો મતભેદ પડેલો છે; અનાદિ કાળથી આ મતભેદ ચાલ્યો આવ્યો છે અને જગતના અંત સુધીમાં સર્વ વિદ્વાનો તે વિષે એકમત થશે કે કેમ તે વિષે કાંઇ ચોક્કસ કહી શકાતું નથી. પ્રાતઃકાળમાં સૂર્યોદય થયા પૂર્વે શય્યા ત્યાગ કરીને મુખમાર્જનાદિ પ્રાતર્વિધિ પરિપૂર્ણ કરી શરીર શુદ્ધિ માટે સ્નાન કરવું, મનોનિગ્રહને અર્થે પ્રાણાયામયુક્ત સંધ્યા વંદન કરવું, ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી લેવાને જપ તપ, ભજન પૂજન કિંવા કથાશ્રવણ કરવું અને છેવટે નામરૂપાદિ ઉપાધિ શૂન્ય બ્રહ્મ સ્વરૂપની સાથે તાદાત્મ્ય પામવું એ ખરોધર્મ છે કે દુઃખથી ત્રાસી ગએલા લોકોને દુઃખમુક્ત કરવાને સ્વાર્થત્યાગ કરી પોતાનું જીવિતસર્વસ્વ અર્પણ કરવું એ મોક્ષનો ખરો માર્ગ છે, એ સંબંધે સપ્રમાણ મત બાંધવું તે કાંઇ સહેલું કાર્ય નથી. આવા વિવાદાત્મક પ્રશ્ન સંબંધે તો અધિકારયુક્ત વ્યક્તિ તરફથી .જે કાંઇ નિર્ણય આપવામાં આવે અને જે આપણા મનને રૂચે તેજ નિર્ણય ખરો માનવો જરૂરનો છે.

પૂર્વે ભરતખંડમાં સુતપ અને સુદય એવા બે મોટા ઋષિઓ થઇ ગયા. તેઓમાંના સુતપને પોતાનીજ આધ્યાત્મિક ઉન્નતિ કરી લેવાની વધારે ચિન્તા હતી અને તેથી ધર્મની વૈયક્તિક તથા સ્વાર્થી બાજુનું તેમને વિશેષ મહત્ત્વ જણાતું હતું. તે આત્મોન્નતિ કિંવા મોક્ષના વિષયમાંજ વધારે કાળજીવાળા જણાતા હતા. તે રોજ ૭ વખત ઉપાસના કરતા હતા અને મહિનામાં અનેકવાર ઉપવાસ પણ કરતા હતા. કર્મ પ્રધાન અને જ્ઞાન પ્રધાન પૈકીના એક કિંવા બન્ને માર્ગે ધર્મ સાધન કરીને પોતાના આત્માને ચોરાશીના ફેરામાંથી મુક્ત કરી લેવો એજ તેમનું ધ્યેય હતું. સુદય તેથી કેવળ જૂદેજ માર્ગે જનારા ઋષિ હતા. તે પોતાનું આયુષ્ય સમાજસેવામાંજ ગાળતા હતા. પોતાના સદ્‌ગુરૂને પ્રસન્ન કરવા માટે ગરીબ ગરબાંને અને દીન દુબળાંને તે મદદ કરતા, રાત્રીઓની સુશ્રૂષામાં પોતાનો વખત ગાળતા, જ્યાં કાંઇ અન્યાય થતો હોય ત્યાંથી તે દૂર કરવાને પ્રયત્ન કરતા અને બાળકો પ્રતિ હમેશાં મમતાથી વર્તતા હતા. ધર્મના સામાજીક સ્વરૂપને તે અધિક મહત્ત્વ આપતા હતા.

એવી દંતકથા છે કે આ બન્ને પૃથ્વી પરની પોતાની જીવન માત્રા પૂર્ણ કર્યાબાદ ભગવાન્ નારાયણની મુલાકાતનો લાભ લેવાને વૈકુંઠ લોકમાં ગયા. સુતપ ત્યાં થોડો વખત સુદય કરતાં વહેલા પહોંચ્યા તેથી તે એકલાજ દર્શને ગયા. કુશલ પ્રશ્ન થયા પછી ભગવાને સુતપને પૂછ્યુંઃ "સુતપ ! વૈકુંઠ લોકનો માર્ગ આક્રમણ કરતાં તમે વચ્ચમાં કાંઈ જોયું કે ?"

"ભગવાન્ ! હું અહીં આવતો હતો, તે વખતે મેં એક ગાડીવાનને પોતાના ગાડાનું પૈડું કાદવામાં ખુંચી ગએલું હતું તે બહાર કાઢવાને મહેનત કરતો જોયો હતો."

"ત્યારે તમે તેને મદદ કરી કે ?" પૂછ્યું.

"ના ભગવાન્ ! હું આપના પુણ્યકારક દર્શનાર્થે નીકળેલો હતો તેથી મારાં સ્વચ્છ વસ્ત્રો ગંદાં ન થાય તેટલા માટે હું સીધો અહીંજ આવ્યો." સુતપે ઉત્તર આપ્યો.

એટલામાં કાદવથી ખરડાએલા શરીર અને વસ્ત્રોસાથે સુદય ઋષિ ત્યાં આવી પહોંચ્યા.

નારાયણે તેમને પૂછ્યું: "મુદ્દલ ! તમારાં વસ્ત્રો ઉપર આ ડાઘ શેના પડેલા છે?"

મુદ્દલે ઉત્તર આપ્યો: " ભગવન્ ! કાદવમાં ખુંચેલા ગાડાવાળા એક ગાડીવાનને મેં ગાડાનું પૈડું બહાર કાઢનો માર્ગમાં જોયો. તેને મદદ કરતાં મેં તેના પૈડાને ખાંધ લગાડી ગાડું બહાર કાઢી આપ્યું, તેથી મારાં વસ્ત્રો કાદવથી ખરડાએલાં છે."

આ સાંભળીને વિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ મુદ્દલ ! તમે બહુ સારું કર્યું.

ત્યાર પછી બન્ને ઋષિઓ અને ભગવાન્ વચ્ચે કેટલુંક સંભાષણ ચાલુ રહ્યું. છેવટે બન્ને ઋષિઓ જવા લાગ્યા એટલે ભગવાન્ બોલ્યાઃ " મુનય ! તમે તમારાં ઉજળાં વસ્ત્રો સ્વચ્છ રાખવાનેજ કાળજી રાખી અને શરીર શુદ્ધિ વિષે આગ્રહ દર્શાવી તેથી દિવસમાં એકવાર દર્શન દેવાનો હક હું તમને આપું છું; અને મુદ્દલ ! તમે કીચડમાં પડેલા પોતાના બાંધવને તેનું ગાડું બહાર કાઢવામાં મદદ કરી તે બદલ રોજ ચાર વેળા દર્શન આપવાનું અભિવચન આપીને હું તમારૂં સન્માન કરૂં છું."

આ દંતકથા રૂપકાત્મક છે અને તેનો ભાવ પણ ખુલ્લોજ છે. જે ધર્મ ગરીબાઇ રૂપ કાદવમાં ખુંચેલા લોકોને તેમાંથી બહાર કાઢવાને મદદ કરે છે, તેનેજ ઇશ્વરની અનુમતિ છે અને તેનોજ છેવટે વિજય થાય છે. આપણા હિંદુ ધર્મની અને ઇતર ધર્મોની વૈયક્તિક અને સામાજીક એવી બે ભિન્ન સ્થિતિ દેખાય છે અને તેનું સ્પષ્ટીકરણ ઉપર આપેલા રૂપકથી સારી રીતે થાય છે. પહેલામાં પોતાના આત્માની ઉન્નતિ, પોતાની મોક્ષપ્રાપ્તિ, શરીર શુદ્ધિ અને મનઃ શુદ્ધિ તેને વધારે મહત્વ આપવામાં આવ્યું છે. તેને વૈયક્તિક ધર્મ કહી શકાય. સમાજ સેવાની તરફદારી કરવાના આવેશમાં તે વૈયક્તિક ધર્મનું મહત્વ તેની યોગ્યના કરતાં ઓછું કરીને બતાવવું તે ઠીક નહિ. શરીરની અને મનની શુદ્ધિ ઉપરજ સર્વ ધર્મોનો પાયો રચાયલો છે, તથા પૂર્વના સાધુઓએ અને ઋષિઓએ જીવન શુદ્ધિને અર્થે અલૌકિક સ્વાર્થ ત્યાગ કરેલો છે. પરન્તુ આ આત્મોન્નતિની કલ્પના જેમ જેમ વ્યાપક થતી જાય, તેમ તેમ તેનું વૈયક્તિક સ્વરૂપ અદૃશ્ય થતું જવું જોઇએ. માનવી આત્માની સાથે જેવી રીતે તાદાત્મ્ય થતો જાય અને જીવ માત્રનો ઐક્ય ભાવ જેમ જેમ મનમાં પ્રતિબિંબિત થતો જાય, તે પ્રમાણે તેનો દીન બંધુઓ સંબંધી પ્રેમ અને તેની ભૂતદયા વૃદ્ધિંગત થવી જોઇએ. તેઓનાં દુઃખથી તેના ચિત્તમાં પણ દુઃખ પેદા થવું જોઇએ. તેઓને થતા અન્યાયથી તેઓને ક્રોધ ઉત્પન્ન થવો જોઇએ, તેઓના દિનને અર્થે મુશ્કેલી વેઠવાનો તથા ઔદાર્ય બુદ્ધિથી પ્રેરિત થઇને તેઓને માટે પોતાની સંપત્તિ આપી દેવાનો ઉત્સાહ પેદા થવો જોઇએ. છેવટે તે દીન અને દુઃખી માનવ બંધુઓમાં જે કોઇ પણ ગુણ હોય તે ગુણનો લાભ તેઓ અંત સુધી લેઇને તેઓના જીવનને સુખપૂર્વક ચલાવી શકે તે માટે તેણે મહેનત કરવી જોઇએ અને એજ સામાજીક અથવા સમાજ સેવાનો ધર્મ છે. તે ધર્મનું મહત્વ આપણા મનપર ઠસે તે હાલના સમયમાં અતિ આવશ્યક છે.

આપણા ધર્મનું વલણ વૈયક્તિક આત્મોન્નતિ તરફ વિશેષ પ્રમાણમાં છે તે આપણે કબુલ ન કરવું જોઇએ. સમાજોન્નતિ તરફ ધર્મનો બહુજ અલ્પ પ્રમાણમાં ઉપયોગ થાય છે એ વાત તો સહજ જોઇ શકાય તેવી છે. ધર્મથી વ્યક્તિના આત્માની ઉન્નતિ થાય છે તેવીજ સમાજની અને રાજ્યની થવી જોઇએ. હિંદુધર્મમાં પરદુઃખહરણના પુણ્યકારક સ્વરૂપનું ઘણુંએ વર્ણન કરવામાં આવ્યું છે, પરન્તુ આપણા દેશના ધર્માધિકારીઓ તરફથી દયા ધર્મના કામને આપણા કાર્યક્ષેત્રમાં સમાવેશ કરવામાં આવેલો ક્યાંય પણ જોવામાં આવતો નથી. જનસમૂહની ઉન્નતિને માટે અને પ્રગતિને માટે જો ધર્મને સાધનભૂત કરવો હોય અને ધર્મના ખરા તત્ત્વ વિષે જનસમૂહમાં ઉત્સાહ ઉત્પન્ન કરવાની જરૂર હોય તો ધર્મની અને

ધર્માધિકારીઓના કાર્યક્ષેત્રની મર્યાદા અધિક વ્યાપક થવી જોઇએ. ધર્મના યોગથી વ્યક્તિના આત્માની ઉન્નતિ થઇનેજ ત્યાંથી અટકવું જોઇએ નહિ; પરન્તુ તેની સાહાય્યથી ગરીબોનાં દુઃખો નષ્ટ થવાં જોઇએ. મદ્યપીઓને, અનીતિથી વર્તનારાઓને કિંવા બીજાં મહાપાતક કરનારાઓને તેથી લાગતા પ્રાયશ્ચિત્તની વાત કરવાથીજ ધર્મની ઇતિકર્તવ્યતા થતી નથી. સામાજીક પરિસ્થિતિ અનુકૂળ થયા સિવાય લોકોની નૈતિક સુધારણા શક્ય નથી. તેથી સામાજીક પરિસ્થિતિ સુધારવાનું મહત્ત્વ અધિક છે એ તત્ત્વની અસર હિંદુ લોકનાં મનપર ઘણી થઇ છે, પરન્તુ પોતાની મોક્ષપ્રાપ્તિની બીજી બાજુએ હિંદુધર્માનુયાયીઓનું લક્ષ હજી જતું નથી. આપણા સમાજમાં—આપણાં નાનાં મોટાં વગેરેમાં જે ગરીબાઇ જોવામાં આવે છે તે થોડે ઘણે અંશે પણ દૂર કરવાનો પ્રયત્ન કર્યો સિવાય ધર્મોના પાળવાનું શ્રેય આપણને પ્રાપ્ત થશે નહિ એવું ધર્માધિકારીઓને તથા ધાર્મિક પુરુષોને લાગી આવવું જોઇએ. આપણા સમાજમાં વ્યાધિગ્રસ્ત થએલા પરન્તુ ઔષધોપચાર તથા બીજી વ્યવસ્થા ન થવાથી કષ્ટમય સ્થિતિમાં ગબડી પડેલા, દારૂબાજી અને બીજાં વ્યસનોને અધીન થઇને પોતાના અને પોતાના કુટુંબનાં સર્વસ્વનોનાશ કરનારા સેંકડો લોકો ઠેકાણે ઠેકાણે મળી આવશે. ઉચ્ચ વર્ગની હિંદુ વિધવાઓની ગરીબાઇનું વર્ણન કરવાની તો કાંઇજ જરૂર નથી. પરન્તુ આપણાં હાલનાં ધર્મકૃત્યોમાં લોકોની સામાજીક સ્થિતિની સુધારણાની આવશ્યકતાનો સમાવેશ થતો નથી, એ સ્થિતિ બદલવાની જરૂર છે. ધર્માભિમાનની નકામી વાતો કરવાથી કોઇ ધર્મસાધના થતી નથી. તેને માટે સમાજસેવા અને સ્વાર્થત્યાગ એજ પગથીયાં છે. જે મનુષ્યોના જીવનક્રમમાં એ બે તત્ત્વો અમલમાં મુકાએલાં હોય છે તેજ ખરો ધર્માધિકારી છે. તેજ મનુષ્ય બીજાઓને પણ ખરા ધર્મ તરફ વાળીને તેઓને ઇશ્વર પ્રાપ્તિના અધિકારી બનાવી શકશે.

એક એવી વાત છે કે એકવાર એક પરોપકારી સાધુ દુઃખિઓનું દુઃખહરણ અને ધર્મોપદેશ કરતો કરતો આ ભૂતલપર સંચાર કરતો હતો, તેણે રણભૂમિપર ઘાયલ થઇને મૃત્યુની વેદના ભોગવતો એક સિપાઇ જોયો. મરણ સમયે ઇશ્વરના સ્મરણથી તેને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય તેવા ઉદ્દેશથી તે સાધુએ તે સિપાઇને પૂછ્યુંઃ " ભાઇ ! હું તને ગીતાનો કાંઇક ભાગ વાંચી સંભળાવું ? "

" મને તમારી ગીતા—બીતાનું કશું કામ નથી, પણ મને તો પાણી જોઇએ છે. " તે દુઃખી સિપાઇએ ત્રાસીને એ પ્રમાણે ઉત્તર આપ્યો. આ તિરસ્કાર ભરેલા શબ્દોથી જરા પણ ક્રોધ નહિ પામતાં તે સાધુ પુરૂષે તેને પાણી લાવી આપ્યું. પાણી પીને તે સિપાઇ બોલ્યોઃ " કૃપા કરીને આપ મારૂં માથું જરા ઉંચું કરશો ?"

તે સાધુએ તુરતજ પોતાનાં કેટલાંક વસ્ત્રો કાઢીને તેને બાંધી ઓશીકા જેવું બનાવ્યું અને તે સિપાઇના માથાને જરા ઉંચું કરી તે ઓશીકું તેના માથા હેઠળ મેલ્યું. પછી તે ઘાયલ થએલો સિપાઇ બોલ્યોઃ " હવે મને કાંઇક ઠીક લાગે છે. પણ ટાઢથી મારા હાથપગ અકડાઇ ગયા છે. "

તે સાધુ પુરૂષે એટલામાં નજર કરી. પરન્તુ તે સિપાઇની ટાઢ ઉરાડી શકે તેવાં કાંઇ વસ્ત્રો જોવામાં આવ્યાં નહિ. તેણે તુરતજ પોતાના શરીર ઉપરથી કફની કાઢી અને તે સિપાઇને ઓઢાડી. તેજ ક્ષણે તે મરણ પામતા સિપાઇની આંખમાં આંસુ આવ્યાં અને તે બોલ્યોઃ " સાધુ મહારાજ ! આજ સુધી મેં કાંઇ ધર્મ પુસ્તકો વાંચ્યાં નથી; પરન્તુ તમે આજ જે પ્રમાણે મારી ચાકરી કરી છે તે પ્રમાણે પ્રાણી માત્રની સેવા કરવાની બુદ્ધિ જો વાંચનથી મનુષ્યોમાં ઉત્પન્ન થતી હોય તો મને તમે તમારા હાથમાંની ગીતાનો એક અધ્યાય વાંચી સંભળાવો."

ધર્મ બુદ્ધિ જાગૃત કરવાની અને મોક્ષનાં દ્વાર ઉઘાડવાની આજ ગુરુ કુંચી છે !

# —स्त्री चित्रकार—



स्त्री चित्रकार.

અંગુલીમાં, પિચ્છિકા ધારી નાની,
રંગો નાના, હસ્ત બીજે ધરેલા;
જોડ્યાં ચક્ષુ, અંતરે શોધવામાં,
કોઇ મૂર્તિ, ચિત્તમાં કોતરેલી.

ચેષ્ટાની દક્ષતા કાર્યે, સફલતા ચક્ષુ ઐક્યની,
આ ચિત્રકાર કો જોતાં, ચિત્તના તાર દોલતા

યુવતિ વિરહી કોઈ, નાથને ચિતરે શું !
નયન સમીપ જોવા, મૂર્તિ ચિત્તેશ કેરી.
અવલ નવલ રંગો, પુરવા આવી હોશે !
હૃદય હરિજનોના, ભારની ત્યાગી વિશ્વા

ફલકમાં સખીનો પતિ શું સખી !
અસુર બાણુ તણો રિપુ ચિતરે
ચિતરવા નવલા જન ભાલને,
વિધિસુતા મન ચિંતવતી હશે !

શક્તિ આવી, સૃષ્ટિ કર્તા તણી શું !
નાના રંગે, સૃષ્ટિને ચિત્રવાને.
પ્રકૃતિ શું ! બ્રહ્મની બેઠી આંહિ !
મોટી મોટી, સૃષ્ટિઓ નિર્મવાને !

કપોલે હસ્ત દેઇને, ઉભી'તી સખી પાસમાં,
કંઇ તેને કહેતી એ, પિચ્છિકા ઉર થાપીને.

" ફલકમાં પુરતાં રંગો,
ઝરંતાં આંગળીથી આ,
પસિનાબિંદુડાં ભૂસે,
છબી એ સ્વામની મારા.

" મથીને જો બનાવાશે,
ડરું છું અશ્રુના ત્રાસે,
નયનને લેપશે આવી,
છબી તો એ ન દેખાવી. "

" હૃદયમાં કોતરેલી આ,
પ્રભુની મૂર્તિ મારીને,
નયનથી બીડીને જોતાં,
ન ઢાંકે કે ન ભૂંસે કો. "

આંતરે, પેરીસ. ફઇ.—ચક્ષુઓ., ને. નિહાળતી.,
શ્રી ચિત્રકાર બેઠી એ, સંયમી સર્વ ઇન્દ્રિયો.

—કુન્દન—

---

# नारायण हेमचन्द्र.

( અનુસંધાન પૃષ્ઠ ૬૪ થી. )

## ( નરસિંહરાવ ભોળાનાથ. )

નારાયણને હજી સુધી ધનના લોભે સ્પર્શ કર્યો ન્હોતો; અને હેની દૃઢ શ્રદ્ધા હતી કે ઈશ્વર ગમે તે રીતે હેને જોઇતા ધનની વગ કરી આપશે;—ધન આકાશમાંથી વરસાવીને નહિં, પરંતુ હેના મિત્રોના મનમાં હેને મદદ કરવાની ઊર્મિ પ્રેરાઈને. આ હેનો શ્રદ્ધાનો સિદ્ધાન્ત ખરો પડતો. અલબત તે માટે હાથ પગ જોડીને બેશી રહે તો તો કાંઈ ના થાય, અને નારાયણ એમ ના કરતાં યોગ્ય પ્રસંગે યોગ્ય હદમાં માગણી કરતો જ. ઈંગ્લાંડમાં પ્રથમ પાંચ વર્ષ એ રહ્યો ત્હારે ખરચી ખૂટી જવા વખત આવી ત્હેવામાં કોક સદ્‌ગૃહસ્થ તરફથી થોડીક મદદ મળી, અને પોતે એક મિત્રને હિન્દુસ્થાનમાં પત્ર લખી પોતાની સ્થિતિ જણાવી, અને તે મિત્રે તરતજ ૬-૬-૭ પાઉન્ડ મનીઑર્ડરથી મોકલી દીધા. આવા પ્રકારોમાં કોઇ વાર એમ પણ પ્રસંગ આવેલો કે પ્રથમ માગણીઓ કરેલાનાં પરિણામ લબ્ધિ કાળે આવી, જે વખત આશા પણ નહિં તે વખતે-અણીને વખતે-તે માગણીને પરિણામે મદદો મળેલી. આ સંયોગોમાં એ ઈશ્વરનો હાથ પૂર્ણ શ્રદ્ધાથી જોતો હતો. પછી કેટલીકવાર એ શ્રદ્ધાને હસવા જેવા રૂપમાં પેસે છેડે પણ એ લઈ જતો. પોતાને જલેબી ખાવાનું કે ભજિયાં ખાવાનું મન થાય અને અણધાર્યો તે પદાર્થ મળી જાય ત્હેમાં પણ ઈશ્વરની સાક્ષાત્ મદદ એ કલ્પતો અને હમે પૂછિયે તો કહેતો કે—" અલબત, ઈશ્વર એમ જોઇતી વસ્તુઓ બધી આપે જ ! "

ઇંગ્લાંડ, અમેરિકા, વગેરે પૃથ્વીના દૂર દૂર પ્રદેશોમાં ફરીને નારાયણ ઈ. સ. ૧૮૯૪ માં પાછો હિન્દુસ્થાન આવ્યો. આવ્યો કે લગભગ તરત જ એ મુંબાઇથી મ્હારે ત્હાં-કાર-વારમાં હું તે વખત હતો ત્હાં-આવ્યો. મ્હને સૂચના આપેલી હતી: તેથી અડધી રાત્ય પછી સ્ટીમર આવતી હતી તે ઉપર હેને તેડવાને માણસ મોકલ્યું; માણસે આવીને કહ્યું-એ તો નથી આવ્યા. સ્હવારમાં ઊઠીને જોઉં છું તો બંગલાના બ્હારના લાંબા વરંડા ઉપર એક દાઢીવાળો વિચિત્ર માણસ એક છેડેથી બીજે છેડે આંટા મારતો જણાયો ! કોણ ? નારાયણ ! એ જ. આનન્દથી હું મળ્યો. ઇંગ્લાંડ ગયા તે પ્હેલાં દાઢી કદી હેણે મ્હારા જોતામાં રાખેલી નહિં*, તેથી ક્ષણભર ભૂલ્ય થઈ; ત્હેમાં માણસે ખોટી ખબર આપેલી તેથી પણ પુષ્ટિ મળેલી. માણસનો વાંક ભાગ્યે હશે; હેણે તો કોઇ મ્હોટો-ધન, અધિકારાદિકની દૃષ્ટિયે મ્હોટો-માણસ આવવો ધારીને ફર્સ્ટ ક્લાસ ડેકમાં તપાસ કરી હશે. અને આતો ફકીરી હાલનો પૅસેંજર !

મ્હેં પૂછ્યું—" સામાન ક્યહાં ! " તો કહે;—જાળી લાવ્યો છું ને ! " હું સમજ્યો નહિં. અમેરિકામાંથી એક મ્હોટી મ્હોટી જાળીઓ પાડી દોરાથી ગૂંથેલો ન્હાનો કોથળો પોતે

* " હું પોતે " પૃ. ૩૨૬ ઉપરથી જણાશે કે અસલ એ દાઢી રાખતો. પણ મ્હારે ઓળખાણ થયું તે વખતથી તો દાઢી વિનાનો જોયેલો. આ વખત જ દાઢી દીઠી.

લાવેલો હેમાં થોડાંક કપડાં-ધોતિયું પ્હેરણ-ચોપડિયો વગેરે શેળભેળ ભાર હતો. બીજો સામાન એ અર્ધસંન્યાસીને હોય શો ? ઇંગ્લાંડથી પાછા આવીને મુંબાઈ બંદરે ઊતરતી વખતે, સફર શરૂ કરતે ડેક-ચેર પોતે લીધેલી તે એક ખલાસીને આપી દીધી હતી, એકાદ કપડાંનો ' સુટ ' ( હેના શબ્દોમાં ) " તૈયારી ઉપર આવેલો "—એટલે ફાટી ઘસાઈ જૂનો થયેલો તે પણ એક ખલાસીને આપી દીધો હતો. નારાયણ હમેશાં કહેતો કે "અભાવ"* ( wants ) જેટલા વધારિયે એટલા વધે, ને ઘટાડિયે એટલા ઘટે. " હેને એકવાર એક મિત્રે કહ્યું—" મહાશય ! ત્હમે એક ઓરડી રાખીને મુંબાઈમાં રહો ", એટલે એ બોલ્યો- " કાલ્ય તો ત્હમે કહેશો બાયડી પયણી લાવો ! "

આ વખત કારવારમાં નારાયણ હમારી સાથે દોઢ પુણાબે મહિના રહ્યો. ડિસ્ટ્રિક્ટમાં પણ સાથે સાથે ફર્યો. કાનડા જિલ્લાની સમુદ્રની અને કિનારાના પર્વતોની ભૂમિની સુન્દરતાથી હેને બહુ આનન્દ થયો. કારવારથી અંકોલે જતાં જણાયલી સૃષ્ટિરચના જોઈને હેને મૉન્ટી-કાર્લોના દેખાવનું સ્મરણ થઈ આવતું હતું.

આ અરસામાં નારાયણને મુખેથી ઇંગ્લાંડ, અમેરિકા, યુરોપખંડ ઇત્યાદિના પોતાના અનુભવોની વાતો સાંભળવાથી હમને બહુ આનન્દ તથા બોધ મળતો ; જુદા જુદા દેશોમાં, જુદે જુદે પ્રસંગે, અનેક જણ જોડે મિત્રતા સરલહૃદય નારાયણને થયેલી તે વાતો કહેતો, અને હિન્દુસ્થાનમાં પણ હેવા અનેક મિત્રો હેના હતા તે યાદ આવતું, તે વખત મ્હારા મનમાં એમ જ થતું કે-ખરે, હાવા સર્વવ્યાપક, દુનિયાના વાસી ( citizen of the world ) ને ઘરબારની જરૂર જ શી ? ' **उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्** ' એ વચનનું હાર્દ આ પ્રસંગે જુદે જ રૂપે પ્રત્યક્ષ થતું જણાતું હતું.

કાનડા જિલ્લામાં હમારી સાથે સવારીમાં નારાયણ ફરતો તે વખત છોકરાં જોડે "દમણી" (બળદના સગરામ)માં એ મુસાફરી કરતો, અને હું ઘોડા ઉપર ઘણે ભાગે જતો. દમણીમાં બેઠે બેઠે છોકરાંને અનેક ગમ્મતની, જ્ઞાનની, બોધની વાતો નારાયણ કનેથી સાંભળવાનો લાભ થતો, અને " નારાયણરાવ"× તે છોકરાંના બરોબરિયા અતિપ્રિય મિત્ર થઈ પડ્યા હતા. છોકરાંને હેમની અનેક ખાસિયતોમાંની એક એ ગમ્મત આપતી કે મુસાફરીમાં કાયમને માટે નોટબુક કલમ અને ખડિયો પોતાના ગૂંઝામાં લઈને જ એ ફરતા. ( શાહી ઢોળાઈ ના જાય હેવો ખડિયો ગૂંઝામાં રાખતા. પછી વખતે શાહીથી ગૂંઝાં રંગાય પણ ખરાં ! )

---

* કઢંગા શબ્દોની યોજના બંગાળી ભાષામાં થાયછે, ત્હેનું વળી એક ઉદાહરણ આ 'અભાવ' શબ્દમાં મળેછે.

× નારાયણ પ્રથમ શોલાપુર આવ્યા તે વખતના શુમારથી હેને 'નારાયણરાવ' કહીને બોલાવવાનું-માનમાટે—રાખ્યું હતું. બાકી એ તો સાદો ' નારાયણ હેમચન્દ્ર ' જ હતો. ' રાવ ' ઉપલક્ષણ કેવળ દક્ષિણનું હતું. તે કદી હેના નામને મૂળથી લગાડયું ન્હોતું. આ 'રાવ' લગાડવાને લીધે એક રમૂજી પરિણામ આવતું હતું. મ્હારો એક નોકર નારાયણ નામનો હતો; હમે નારાયણરાવ કરીને નારાયણ હેમચન્દ્રને બૂમ પાડિયે એટલે પેલો ' ઓ ' કે 'જી' કરીને આવીને ઊભો રહેતો ! હમે પછી હેને ધમકાવતા કે તું 'રાવ' કે દહાડાનો ?

નારાયણને હીંડવાનો ઘણો જ શોક અને અભ્યાસ હતો;—જાપ્યામાં એકવાર મુંબાઈથી પૂને ( બધો ભાગ કે થોડો ભાગ ) પગે ચાલીને મુસાફરી કરી હતી; ( અને પછી એકલાં અંજીર ખા ખા કરીને માંદો પડ્યો હતો; ખાવાનો એ બહુ શોખીન હતો,—હદપાર;) એકવાર કાનડા જિલ્લામાં એ અને હું સવારીમાં ફરતા હતા; કુટુમ્બ ગાડીરસ્તે કારવાર ગયું હતું; તે વખત અંકોલાથી કારવાર વચમાં ટૂંકે રસ્તે ૧૮ માઇલ આવનાં ૧૩ માઇલ સુધી એ અને હું હીંડતા આવ્યા હતા—દરિયાકિનારાનો અને પર્વતોનો દેખાવ ઉત્સાહપૂરક હતો; પછી એક ગામડામાંથી "ગામડિયા લેમોનેડ" હમે પીધું;—પૈસા આપી નાળિયેરી ઉપરથી બે નાળિયેર લીલાં ઊતરાવી ત્હેમાંનું પાણી હમે પીધું; એ હમારું "ગામડિયા લેમોનેડ ' અમૃત જેવું હતું. 'બાકીના ૫ માઇલ પણ નારાયણ તો હીંડ્યો જ; મ્હારે ઢીચણે પાંચ સાત દિવસ પ્હેલાં સખ્ત ઇજા થયેલી હતી તેથી હું એ પાંચ માઇલ ઘોડા ઉપર આવ્યો.

ઈ. સ. ૧૮૯૪ ના ડીસેમ્બરમાં નારાયણ હમારી જોડે કાનડા જિલ્લાની છેક દક્ષિણ સરહદે આવેલા જગવિખ્યાત ગેરસપ્પા ના ધોધ જોવાને આવ્યો હતો. તે વખતે હું, નારાયણ, મ્હારા બન્ધુ કૃષ્ણરાવ તથા હેમનું કુટુમ્બ, એટલાં હતાં. એ ધોધ લગભગ ૮૫૦ ફૂટની ઊંચાઈથી નીચે ખીણમાં પડેછે; તે ઠેકાણે તળાવડા જેવું થાયછે. ત્હાં ઊતરીને જવાનો માર્ગ મ્હોટા મ્હોટા પથરાથી ભરેલો અને સખત ઉતારનો હોવાથી વિષમ છે. પરંતુ ત્હાંથી ઊંચેના ધોધાનો દેખાવ, ધોધના જળકણથી બનતાં ઇન્દ્રધનુષ્યોનો દેખાવ, ઇત્યાદિ અવર્ણ્ય સુન્દર છે. તે જોવાને નારાયણ હું અને એક અંગ્રેજ મિત્ર ત્હાં આવી ચડ્યો હતો તે, એટલા ત્રણ જણ ખીણમાં ઊતર્યા. દક્ષણી જોડા જેવા અગડભરેલા સાધનથી નારાયણ સુખથી ઊતરતો હતો; પછી પથરામાં વખતો વખત અથડાય ફૂટાય તો ખરો જ.—નારાયણ એમ માનતો કે ચડવા કરતાં ઊતરવું હમેશાં રહેલું; પણ ચડવામાં શ્વાસના શ્રમ સિવાય લપસવાનો ભય નહિં તે હેના મનમાં ઊતરતુંજ નહિં.—નીચે ધોધના તળાવડા સુધી પ્હોચ્યા. નારાયણ છેક પાણીની તેડ સુધી ગયો. પગ લપસ્યો અને પાણીમાં પડ્યો ! એટલે બેગમેગું નાહી જ લીધું; પંચિયું અડધું પ્હેરી અડધું ઉપરથી નીચોવી સુકવ્યું, પાછો ઉંધો બદલી બીજો ભાગ નીચોવ્યો; એ જોઈને પેલા અંગ્રેજ મિત્રને આશ્ચર્ય લાગ્યું કે ધોતિયું તદ્દન કાઢી નાંખ્યા વિના કેવો આ યુક્તિથી નીચોવેછે. નારાયણ ચાલવા કરવા વગેરેમાં બહુ લપલપિયો હતો; મ્હારા બન્ધુ કૃષ્ણરાવે એકવાર કહેલું—'મહારાજ ! તમે બહુ લપલપાટ કરોછો !' તો નારાયણ મહારાજ બોલ્યા—" મહારાજ ! ભયનો * સંભવ ના હોય ત્હાં લપલપાટ અવશ્ય કરવો જોઇયે " ! એ લપાલપાટનું ફળ પેલા તળાવડામાં લપસી પડીને ભોગવ્યું તે માટે હમે હેમના એ " ભયના સંભવ " અને "લપલપાટ"ના સંબન્ધના સિદ્ધાન્ત બાબત બહુ મશ્કરી કરતા અને હસતા. હેને તો આનન્દ જ થતો.

આમ હજી સુધી નારાયણ હેમચન્દ્રનું સાધુસ્વરૂપ, નિર્દોષ, બાળક જેવા આનન્દયુક્ત, ખામી વિનાનું રહ્યું હતું. માત્ર આ પછી કેટલીક મુદતે હેના સ્વભાવમાં નિન્દક વૃત્તિયે

* બંગાળી સંપર્કથી એ ઉચ્ચારોચ્ચારી હતો, પણ ઘણીવાર સાર પણ બોલતો.

કાંઈક પ્રવેશ કર્યો હતો. (આ વૃત્તિનાં બીજ થોડાંક વર્ષ પૂર્વે વવાયાં હતાં, પણ તે ઊગી વિકાસ પામવાના પ્રસંગ મળ્યા ન્હોતા.). પરંતુ હજી એ વૃત્તિમાં જગતના લોકોનાં અનાચાર, કપટ, અસત્ય, ઇત્યાદિ ઉપર અક્ષમાથી ઉત્પન્ન થતા ક્રોધને લીધે એ કલા પ્રગટ થઈ હતી; માત્ર તે સામાન્ય રૂપે ના હોઈ અમુક વ્યક્તિયોને અનુલક્ષીને પ્રચરિત થવાથી નિન્દાનું અનિષ્ટરૂપ આછું આછું પ્રગટ થયું હતું. જાણમાં આ અરસામાં જ હેને ગુજ. વ. સોસાઇટીના વ્યવસ્થાપક મંડળ જોડે વિરોધ થયો હતો. એ વિરોધનું મૂળ જોતાં નારાયણને થોડીક ક્ષમા આપી સકાય એમ છે. સોસાઇટી તરફથી ઇનામ લઈને છપાવવા માટે નારાયણે લખેલાં બાર ઉપરાંત પુસ્તકોમાંથી અમુક માટે ઇનામના આંકડા માટે બે પક્ષ વચ્ચે મતફેર થવાથી, એ બધાં હેને પાછાં આપવાનો ઠરાવ થયો, અને એક શિવાય બાકીનાં બધાં પાછાં મળ્યાં; બાકી રહેલું એક " હિન્દુ ધર્મનો ઇતિહાસ " એ નામનું પુસ્તક સોસાઇટીની ઑફિસમાંથી કે કોઈક સ્થળેથી ગુમ થયું. આ કારણથી નારાયણનો ક્રોધ ઉશ્કેરાયો. આ પ્રકારે હાનિ થાય તો મનને તીવ્ર ઉશ્કેરણી થાય એ અ-સ્વાભાવિક નથી. પરંતુ એ આવેશના જોરમાં નારાયણે ક્રોધનો પ્રવાહ અનિયન્ત્રિત વ્હેવડાવ્યો એ હેની વિરુદ્ધ વાત બની. એ પ્રસંગે સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીના મેમ્બરો ઉપર છાપેલો પત્ર હેણે મોકલ્યો હતો. ત્હેની એક પ્રત આ ક્ષણે મ્હારી સમક્ષ છે. સાદ્યન્ત વાંચી જોતાં જણાયછે કે હકીકતની બાબતો હેમાં જણાવેલી ખરી હોય તો હેનો પક્ષ નિર્બળ ન્હોતો. પરંતુ તે જ પત્રમાં સેક્રેટરી વગેરે ઉપર અયોગ્ય અપમાન ભરેલાં અને કાંઈક અ-ન્યાયયુક્ત આક્ષેપવચનો સ્થળે સ્થળે વેરાયાંછે તેથી એ પત્રને અલોપ્ય લાઞ્છન લાગ્યું દેખાયછે, અને તેથી હેના પક્ષનું બળ ઘટી જાયછે.

છતાં એટલું કહેવું ન્યાયભરેલું છે કે નારાયણનો, ક્રોધ દ્વેષમૂલક ન્હોતો, હૃદયમાં કટુ ભાવથી પ્રેરાયલો ન્હોતો, કેવળ ન્હાનાં છોકરાં જેવો અવિચારી અને બાલિશ હતો; આ અને અન્ય સર્વ પ્રસંગે હેવો હતો. અને તેથી જ હેના ક્રોધને હેની સાધુતાની વિશુદ્ધિનો લોપક હું ગણી સકતો નથી. એ હેની ખામીથી એટલુંજ જણાશે કે એ દિવ્ય પુરુષ ન્હોતો, માનવ જીવ હતો, અને માનવ સાધુ હતો.

એન. એમ. ત્રિપાઠીની કંપની સાથે હેને તકરાર થઈ ત્હેમાં હેના પક્ષની નિર્બળ-તા કરાર અને કાયદાની દૃષ્ટિયે સંપૂર્ણ હતી; અને હેના ક્રોધે તે પ્રસંગે પણ ઉગ્ર રૂપ ધારણ કર્યું ત્હેમાં ગુણદોષની પરીક્ષા ઉપરના ધોરણે જ થઈ સકે એમ છે. માત્ર એ પ્ર-સંગે એક વિશેષ દૂષણ પ્રગટ થયું હતું. ત્રિપાઠી કંપનીને પોતાના કુલ એજન્ટ નીમ્યા બાબત પુરાવા તરીકે છાપેલી જાહેર ખબર હેને બતાવવામાં આવી ત્હારે મ્હારે મ્હોએ ના-રાયણે કહ્યું:—" એ તો છાપેલી સહી મ્હારી છે. મ્હારા હાથની સહી બતાવો ! " આ જરાક વાંકું બોલવા જેવું હતું, કેમકે એ જાહેર ખબર માટે પોતે સંમતિ ન્હોતી આપી એમ એ કદી કહી સકયો નહિં. પરંતુ આ ' વાંકું બોલવું ' થયું તે વ્હેપારી લોક અથ-વા દુનિયાદારીમાં પડેલા લોકના જેવું જાણી જોઈને રીઢા પાપી હૃદયથી ઉત્પન્ન થયેલું ન્હોતું જ. માત્ર પોતાના પક્ષની અયોગ્ય આવેશમાં આવી જઈને કરેલો લવારો જ એ હતો.

આ વિરોધનું મૂળ તપાસવાનું આપણે પ્રયોજન નથી. નારાયણની દૃષ્ટિથી, હેની વ્યવહારની ઊંડી કૂંચીઓની અપરિચિતતાને લીધે, અનેક ઝીણા ઝીણા ઉશ્કેરણીના પ્રસંગો હેને વખતે મળ્યા પણ હશે. પરંતુ એકંદર જોતાં હેનો, ક્રોધાવેશ આ પ્રસંગે તો—અને ખાસ કરીને સ્વર્ગસ્થ ગોવર્ધનરામને પંચ તરીકે સ્વીકાર્યો પછી પોતાની વિરુદ્ધ ઠરાવ થતાં ત્હેમની તરફ ક્રોધવર્ષણ કર્યું ત્હેમાં તો—અણઘટતો અને હેની સાધુતામાં, ન્યાયદૃષ્ટિની ખામીને લીધે, ઉપર કહેલા ગુજ. વ. સો. ના પ્રસંગની પેઠે જ, કાંઈક ઊનતા આણનારો જ લાગેછે.

ઈ. સ. ૧૮૯૬ ના ડીસેમ્બરમાં નારાયણ હમારે ત્હાં હૈદરાબાદ ( સિંધ ) માં આવ્યો. કેટલાક મહિના હમારી સાથે હૈદરાબાદ તળમાં રહ્યો તથા જિલ્લામાં સવારીમાં પણ ફર્યો. છોકરાંની સાથે સવારીમાં મુકામ બદલતે ખાસ એ ગમ્મતમાં વખત ગાળતો; છોકરાંના ઊંટની સાથે સાથે પોતાનું ઊંટ રખાવે અને છોકરાંને ચીડવી, હસાવી, આનન્દ કરે. ત્હાં ઊંટ ઉપર મુસાફરી કરવાની સગવડ સુલભ હતી. બે છોકરાં એક બાજૂ ઉપર મ્હોં રાખીને એકઠાં બેશી સકે હેવી જોડિયા ખુરશીનો કાઠડો કરાવ્યો હતો; એટલે નારાયણની તરફ બંને સાથેલાગાં જોઈ સકતાં. નારાયણને છોકરાંની જોડે આનન્દબીજ અને સમભાવનું એક સમાન સાધન હતું:—ખાવાનો, ગળ્યું, મીઠાઈ ખાવાનો શોખ. જેમ અન્ય અનેક બાબતમાં નિર્દોષતામાં, ક્રોધાદિકમાં, તેમ આ બાબતમાં પણ નારાયણ બાળક જેવો જ હતો. હેનો ખાવાનો શોખ જરા હદ ઉપરાંત હતો; અને મ્હેં હેને માટે ભવિષ્ય ભાખ્યું હતું કે કોક દહાડો એ ખાવામાં ને ખાવામાં મરશે. પણ પ્લેગે એ ભવિષ્ય ખોટું પાડ્યું. * અમદાવાદમાં એક વખત હમારા ઘરમાં લગન વખતે રહેલો ત્હારે નારાયણને જોઈને એક નોકરાણી બોલી:—" અરે આ અહિં ? હામને તો મ્હેં કરોઇ બોળ્યમાં રસ્તામાં ચાલતે ચાલતે બરફી ખાતા દીઠા'તા ! " × फरी चुपटी मिलजाय । त्यांही **जहो जहो खाय ॥** હેવી હેની વગર ગાંડાઈએ ગાંડા જેવી સ્થિતિ જણાતી. એ ઘણીવાર કહેતો—" મહાશય ! હું તો પાગલ છું."

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

* આ વચન તો સહજ મશ્કરીનું છે. પરંતુ નારાયણના મરણનો પ્રસંગ હેના ઉમદા હૃદયને પ્રગટ કરેછે અને આત્મબલિદાનનો ઊંચો નમૂનો દર્શાવેછે. ચારે બાજૂ પ્લેગ ચાલતો હતો; ઘરમાં ઉંદર પ્લેગથી મરતા હતા; પરંતુ પોતાનો ભાઈ બારહાવરા હતો, તેથી હેને મૂકીને, હેની માંદગીમાં ચાકરી કરવાનું મૂકીને, ક્હાં જાઉં ? કરીને નારાયણે પ્લેગના જંતુવાળા ઘરનો ત્યાગ ના કર્યો. પરિણામ એ થયું કે નારાયણ પ્લેગનો ભોગ થયો. હેને પ્લેગ-હૉસ્પિતાળમાં મોક્લી નર્સો વગેરે પોતાને ખર્ચે રખાવીને શેઠ દામોદરદાસ ગોવર્ધનદાસ સુખડવાળાએ હેની સારવાર માટે સંપૂર્ણ યોજના રખાવી હતી. અંતે નારાયણ હૉસ્પિતાળમાં ગુજરી ગયો. તે પછી એકાદ માસે હેમનો ભાઈ વિઠ્ઠલ પોતાના લાંબા રોગથી મરણ પામ્યો.

ઉપરની હકીકત નારાયણના મરણ પછી તરત જ એક હમારા સમાન મિત્ર તરફથી મ્હેં જાણી હતી. અને હાલ નારાયણના ભત્રિજા વનમાળી કનેથી, તેમ જ નારાયણના મરણ વખતે અને તે પૂર્વે હેના નિકટના સહવાસી એક હેના મિત્ર કનેથી તે વિશે ખાતરી કરી લીધીછે.

× શિવરાત્રિ માહાત્મ્ય—દિવાન રણછોડજી અમરજી કૃત. કડી ૭૮

# बुकरटी वोशींग्टन.

( શ્રીયુત કે. એચ. વકીલ બી એ. શાન્તાક્રુઝ. )

( ગતાંકથી ચાલુ. )

મીસ. ડેવીડસનને અજ્ઞાન પ્રજાનો ઘણો અનુભવ હતો અને કેળવણી માટે ત્હેનો અને મ્હારો અભિપ્રાય એકજ હતો. **હમારી ખાત્રી હતી કે જો હમે શાળામાં માત્ર પુસ્તક જ્ઞાન આપીશું તો તેટલો વખત વ્યર્થ જશે.** અને એજ કારણને લીધે મ્હેં તથા મીસ ડેવીડસને શાળા કેવા પાયાપર મુકવી તેનો વિચાર કરવા માંડયો. સર્વથી પ્હેલાં હમે વિદ્યાર્થીઓને શરીરની સંભાળ લેતાં, ન્હાતાં કપડાં પ્હેરતાં વિગેરે સુઘડતાના નીયમો શીખવ્યા. **હમારી શાળા છોડયા પછી તેઓ આળસુ ન બેસી રહે માટે તેઓને હુન્નર ઉદ્યોગ અને કરકસર કરતાં શીખવવાનું પણ હમે નક્કી કર્યું.** વિદ્યાર્થીઓનો મ્હોટો ભાગ આસપાસના ગામડાંના ખેડુત વર્ગમાંથી આવ્યો હતો અને એજ કારણને લીધે **ખેતીના પોતાના ધંધાપર તેઓને કંટાળો ન આવે તેની હમે પૂરતી સંભાળ લીધી,** તેઓ ખેતીવાડીમાં પણ કેળવણીને આધારે સુધારો કરી વધારે સારી મદદ કરી શકે એવી કેળવણી આપવાનો હમે નિશ્ચય કર્યો; પણ આ સર્વ વિચાર ક્યારે અમલમાં મુકાશે તેને માટે હમને રાત્રી દીવસ ચિંતા થયા કરતી હતી, કારણ કે દીવસે દીવસે વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થતો હતો અને હમારા ગમે એવા ઉદ્દેશ છતાં તેઓના મ્હોટા ભાગને તો એવોજ ખ્યાલ હતો કે કેળવણીના પ્રતાપથી મ્હેનત મજુરી કરવી નહિ પડે, ત્રણ મહિના જેમ તેમ ગાડું ગબડાવ્યા પછી હમને ખબર પડી કે એક જુનું ખંડીયર અને મ્હોટી પડતર જગ્યા ૫૦૦ ડૉલરની જુજ રકમ માટે વેચાવાની છે. આ જગ્યા હમારી શાળા માટે લાયક હતી તોપણ ૫૦૦ ડોલર જેટલી જુજ રકમ પણ મેળવવા હમે મુશ્કેલીમાં આવી પડ્યા. આખરે એ જગ્યાના માલીકે હમને ૨૫૦ ડોલર બદલ એ જગ્યા વાપરવા દેવાની હા પાડી અને બાકીના ૨૫૦ ડોલર એક વર્ષમાં પુરા પાડવાનું હમારી પાસે વચન લીધું. મ્હારા એક મિત્રને અરજ કરવાથી તેણે મ્હને મ્હારી પોતાની જોખમદારીપર ૨૫૦ ડોલર મોકલી આપ્યા.

હમે તરતજ શાળાને નવી જગ્યા પર ખસેડી ગયા. હમે ગયા ત્યારે ત્યાં આગળ એક તબેલો, એક રસોડું, અને એક મરઘાં બતકાં રાખવાનો ઓરડો જોયો. તબેલો તથા મરઘાં રાખવાનો ઓરડો હમે નિશાળના વપરાસ માટે સાફ કરવા માંડયો. એક દીવસ સ્હવારના મ્હેં પાસે રહેતા એક બુઢ્ઢાને તબેલો સાફ કરવા મ્હને મદદ કરવાનું કહ્યું કારણ કે વિદ્યાર્થીઓની સંખ્યા હવે ખુબ વધી હતી. આ બુઢ્ઢો મ્હારી આ વાત સાંભળી મ્હારી સ્હામું જોઇ રહ્યો અને મ્હને કહ્યું તબેલો ત્હમારે **હાથે ધોળે દીવસે** સાફ કરવા માગો છો? કેળવણી અને કેળવાયલા લોકો માટે તે વખત લોકોમાં કેવા વિચાર હતા તે આ બુઢ્ઢાના સવાલ પરથી કાંઇક જણાશે. સ્હાંજના જ્યારે સર્વ વિદ્યાર્થી કામમાંથી છુટા થતા ત્યારે દરેક જણ પડતર જગ્યા અને ભાગેલાં મકાન સાફ કરવામાં રોકાતા હતા કેટલાકને પ્રથમ આ વિચાર ગમ્યો નહિ, તેઓને આ કામમાં નામોશી લાગી. કેળવણી અને જગ્યા સાફ કરવા વચ્ચે કાંઇ પણ સંબંધ હોય એમ તેઓને લાગ્યું નહિ પણ જ્યારે મ્હને કોદાળી લઇ જંગલ સાફ

કરતો તેઓએ જોયો ત્યારે સર્વની નામોશી દુર થઇ અને થોડાજ દીવસમાં હમે વીશ એ-કર જમીન સાફ કરી વાવેતર કર્યું.

મીસ ડેવીડસન પણ નિશાળ માટે પૈસા એકઠા કરવાના કામમાં રાત્રી દીવસ મ્હેનત કરતી હતી, જ્યાં જ્યાં મીસ ડેવીડસન ફરતી હતી ત્યાંથી કાંઇ ને કાંઇ વિદ્યાર્થીઓ માટે ઉપાડી લાવતી હતી. જેઓએ આખી જીંદગી ગુલામી કરી હતી તેવા વૃદ્ધ પુરૂષો પણ કેળવણી માટે કેટલા આતુર હતા તે ત્હેમની મોકલેલી ભેટ પરથી જણાઇ આવતું હતું. એક દીવસ એક ૭૦ વર્ષની સ્ત્રી ખોડંગતી ખોડંગતી લાકડીનો ટેકો મુકતી હમારા ઓરડામાં મદદ કરવા માટે આવી. ત્હેનાં કપડાં ફાટેલાં પણ સ્વચ્છ હતાં તે તુટક તુટક શબ્દો બોલતી હતી " વોશીંગટન મ્હારી જીંદગી ગુલામીમાં ગઇ છે. હું અજ્ઞાન અને ગરીબ છું, હમે અને મીસ ડેવીડસન આપણા લોકો માટે શું કરવા માગો છો તે હું જાણુંછું. હું જાણું છું કે હમે આપણા કાળા લોકોને સુધારી વધારે સારા સ્ત્રી પુરૂષ બનાવવા માગોછો. પ્રભુએ મ્હને પૈસો નથી આપ્યો પણ આ ૭ ઇંડાં લ્યો! એ મ્હે હમારેજ માટે સાચવ્યાં છે, એનું જે ઉપજે તે આપણા છોકરા છોકરીની કેળવણી માટે વાપરજો " આ ૭૦ વર્ષની વૃદ્ધ સ્ત્રીના ધ્રુજતા શબ્દોથી મ્હારૂં હૃદય પીગળ્યું. આવા લોકો પણ કેળવણી માટે આટલા આતુર હશે તે મ્હેં ત્યારેજ જાણ્યું અને કેળવણી માટે ઉત્સાહ આટલો બધો વધ્યો છે એ જાણી હું હર્ષઘેલો થઇ ગયો. મ્હારી ચિંતાનો સર્વ ભાર આ વયોવૃદ્ધ સ્ત્રીના તુટક તુટક શબ્દોએ ઓછો કર્યો. મ્હારી શાળા માટે મ્હને ઘણા પૈસા મળ્યા. ઘણી ભેટો મળી પણ આ વૃદ્ધ સ્ત્રીની ભેટ અને તેના શબ્દોથી જેટલી અસર અને જેટલો ઉત્સાહ મ્હને થયો તેટલો ભાગ્યેજ કોઇવાર થયો હશે.

બુકર ટી વોશીંગટનનો કેળવણી માટેનો અનુભવ આપણી હાલની સ્થિતિ પર કેટલેક અંશે અજવાળું પાડે છે. કેળવણીનો ખરો અર્થ હાલ કેટલા સમજે છે ! કેળવાયલા વર્ગમાંથી કેટલા બીજાને શીખવવા કોદાળી લઇ મજુરી કરવા ઉતરી પડશે ! શાળાનું કામ ચલાવવા તયેલા પણ સાફ કરવા કેટલા તત્પર થશે ! કેળવણીની બુમો તો ઘણી પડે છે અને ત્હેને માટે પૈસા પણ એકઠા થાય છે પણ તેમાંથી કેટલા ત્હેનો ખરો ઉપયોગ કરતા હશે ! કેટલી શાળાના ભવ્ય મકાનની અંદર પોલંપોલ કારભાર ચાલતો હશે ! વોશીંગટનના કેળવાયલા યુવક વર્ગના ઉંચા વિચારો, ખર્ચાળુ કુટેવો અને નિર્માલ્ય જીવન માટે બુકર ટી વોશીંગટન અફસોસ કરે છે. આપણા કેળવાયલા યુવક વર્ગમાં એવાં કેટલાં ચિન્હો સ્પષ્ટ દેખાય છે પણ ત્હેનો કોને હાવ અફસોસ ! જંગલી અજ્ઞાન ગુલામી પ્રજામાં કેળવણીનો ઉત્સાહ આપણે જોયો. હિંદુસ્થાનમાં કેટલી માતાઓ પોતાની પુત્રીઓને કેળવણીનો લાભ આપવા બીજાઓનાં કપડાં પણ ધોઇ તૈયાર થશે ! કેળવણી માટે કોને ખરો ઉત્સાહ કે આકાંક્ષા છે ! ૭૦ વર્ષની વૃદ્ધ સ્ત્રીએ કેળવણીને ઉત્તેજન આપવા પ્રયાસ કર્યો હોય એવું આપણા ઇતિહાસમાં ભુભાગ્યે હજુ લખાયું નથી ! બુકર ટી વોશીંગટને શાળાનું કામ કેમ શરૂ કર્યું તે આપણે જોયું, એ ન્હાનકડી શાળામાંથી એક મહાન ઉદ્યોગ શાળા કેમ ઉત્પન્ન થઇ તે હવે પછી જોઇશું.

અપૂર્ણ.

# શ્રી સુદામાપુરી ગાયત્રિ મંદીરનું ધર્માદા ફંન્ડ.

સર્વે ધર્માનુરાગી મહાશયોને આથી વિદિત કરવામાં આવે છે કે કચ્છ, કાઠિઆવાડ, તથા ગુજરાતમાં **શ્રી ગાયત્રિ માતાનું** મંદિર નહિ હોવાને લીધે અનેક સદ્‌ગૃહસ્થોની ઇચ્છાનુસાર શ્રી સુદામાપુરી ( પોરબંદર ) મધ્યે શ્રી ગાયત્રિ માતાનું મંદીર બાંધવાના કાર્યનો પ્રારંભ કરવામાં આવેલો છે. તેને માટે શ્રી પોરબંદરના એડમીનીસ્ટ્રેટર **દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ** તરફથી શ્રી લંકેશ્વર મહાદેવની, જોડમાં આસરે રૂ. ૩૦૦૦) ની જગા કૃપાની રાહે ધર્માદા આપવામાં આવેલી છે, અને તેના કમ્પાઉન્ડને લગતી દિવાલ મુંબઈના પ્રતિષ્ઠિત ગૃહસ્થ સદ્‌ગત **શેઠ. વૃન્દાવનદાસ પુરૂષોત્તમદાસના** સત્પુત્રો તરફથી બંધાવી આપવામાં આવી છે. આ ફન્ડના ટ્રેઝરર તરિકે કામ કરવાને **શેઠ ધીરજલાલ વૃન્દાવનદાસ તથા શેઠ. મગનલાલ દલપતરામ ખખ્ખરે** કબુલેલું છે. આ મંદિરને લગતો બ્રાહ્મણોને માટે વેદાભ્યાસ અર્થે **એક ધર્મશાળા તથા પુસ્તકાલય** પણ સ્થાપવાની આવશ્યકતા છે. એ સર્વેનો અડસટો લગભગ રૂ. ૭૦૦૦) ધારવામાં આવેલો છે. જે કોઇ સખી ગૃહસ્થ રૂ ૩૫૦) ની ઉમદા સખાવત કરશે તેના નામનો એક ઓરડો બાંધી આપવામાં આવશે. માટે સર્વે ઉદાર ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ ધર્મ કાયની અંદર ઉદારદીલથી જો કોઈ મદદ કરશે તો પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય થશે એમાં કંઇ સંશય નથી. આ ધર્મ કાર્ય **જોશી હીરજી પ્રભાશંકરે માથે** લીધું છે અને તન મનથી સતત પ્રયાસ કરે છે.

લી૦ સેવકો.

ધીરજલાલ વૃન્દાવનદાસ.
જમનાદાસ માણેકચંદ ગોરા ગાંધી.
મગનલાલ દલપતરામ ખખ્ખર.
નરોત્તમ મનજી.
ગોવિંદજી ડાહ્યાભાઇ લાખણી વકીલ.
કલ્યાણરાય છબીલદાસ વકીલ.
શા. મોતીચંદ કપુરચંદ ગાંધી.

श्री सद्गुरुवे परमात्मने नमः

# श्री सूतसंहिता.

આષાઢ પૃષ્ટ ૧૨ થી ચાલુ.

( શ્રીયુત દુર્ગેશ્વર નટવરજી બી.એ. સીટી મેજીસ્ટ્રેટ સુરત. )

સત્યવતીના પુત્ર શ્રી વ્યાસ ભગવાને અરાઢ પુરાણો કર્યાં તેના ચાર લાખ શ્લોકો છે, એ ( ૧ ) બ્રાહ્મ ( ૨ ) પદ્મ ( ૩ ) વિષ્ણુ ( ૪ ) શિવ ( ૫ ) ભાગવત ( ૬ ) ભવિષ્ય ( ૭ ) નારદ ( ૮ ) માર્કંડેય ( ૯ ) અગ્નિ ( ૧૦ ) બ્રહ્મ વૈવર્ત ( ૧૧ ) લિંગ ( ૧૨ ) વરાહ ( ૧૩ ) સ્કંદ ( ૧૪ ) વામન ( ૧૫ ) કૂર્મ ( ૧૬ ) મત્સ્ય ( ૧૭ ) ગરૂડ અને ( ૧૮ ) બ્રહ્માંડ પુરાણ એ તેમનાં નામ છે. શ્રી વ્યાસ પોતે શ્રી મહેશ્વરનોજ અવતાર હતા. મહાદેવે કામિક કારણ વિગેરે આગમ સંહિતાઓ કરેલી છે, તેથી તે જેટલાં શ્રદ્ધાને પાત્ર છે તેટલીજ શ્રદ્ધાને પાત્ર આ પુરાણો શ્રી નારાયણાવતાર રૂપ શ્રી વ્યાસ ભગવાને રચેલાં હોવાથી તે પણ છે. એ પુરાણોને આધારે જૂદા જૂદા મુનિયોએ ઉપપુરાણો કર્યાં છે. તેમનાં નામ આ પ્રમાણે છે–( ૧ ) સનત્કુમાર ( ૨ ) નારસિંહ ( ૩ ) નાન્દ ( ૪ ) શિવ ધર્મ ( ૫ ) દુર્વાસા ( ૬ ) નારદ ( ૭ ) કપિલ ( ૮ ) માનવ ( ૯ ) ઉશનસ્ ( ૧૦ ) બ્રહ્માંડ ( ૧૧ ) વરૂણ ( ૧૨ ) કાલી ( ૧૩ ) વસિષ્ઠનું ઉત્તમ મહેશ્વર સંબંધી લિંગ પુરાણ ( ૧૪ ) સાંબ ( ૧૫ ) સૌર ( ૧૬ ) પારાશર ( ૧૭) મરીચ અને ( ૧૮ ) ભાર્ગવ પુરાણ, એ રીતે અરાઢ ઉપપુરાણોના મળીને એક લાખ શ્લોક છે.

આ પુરાણોમાં તેરમું સ્કંદ પુરાણ છે, તેની ૭ સંહિતાઓ મળીને ૫૦ ખંડ છે. તેમાં પહેલી સનત્કુમાર સંહિતાના ૫૫૦૦૦ શ્લોક છે. બીજી સૂત સંહિતા છે તેના શ્લોક ૬૦૦૦ છે. ત્રીજી શાંકરી સંહિતાના ૩૦૦૦૦, ચોથી વૈષ્ણવી સંહિતાના ૫૦૦૦, પાંચમી બ્રાહ્મી સંહિતાના ૩૦૦૦ શ્લોક અને છઠ્ઠી સૌર સંહિતાના ૧૦૦૦ શ્લોક છે. બીજી જે સૂતસંહિતા છે તેના ચાર ખંડ છે. પહેલો શિવ મહાત્મખંડ છે તેમાં તેર અધ્યાય મળીને ૭૦૦ શ્લોક છે. તે અધ્યાય આ પ્રમાણે છે ( ૧ ) ગ્રંથાવતાર ( ૫૫ ), ( ૨ ) પશુપતવ્રત ( ૪૫ ), (૩) નંદીશ્વર અને વિષ્ણુ ભગવાનના સંવાદ રૂપે ઇશ્વર પ્રતિપાદન ( ૫૬ ), ( ૪ ) ઇશ્વર પૂજાની તથા દેવ પૂજાની વિધિ (૫૪), (૫ ) શક્તિ પૂજાની વિધિ ( ૨૦ ). શિવ ભક્તની પૂજા (૫૮), (૭) મુક્તિનું સાધન (૫૩), (૮) કાલનું માપ તથા જે સ્વરૂપની મર્યાદા કાલ નથી બાંધી શકતો તે સ્વરૂપનું વર્ણન (૫૯), (૯) પૃથ્વિનો ઉદ્ધાર (૩૫), (૧૦) બ્રહ્માએ કહેલી સૃષ્ટિ (૪૦), (૧૨) જાતિ નિર્ણય (૬૦), (૧૩) તીર્થ માહાત્મ્ય (૧૨૪). જ્ઞાનયોગ નામનો બીજો ખંડ છે તેમાં જ્ઞાનના ઉપાયો કહ્યા છે. તેના ૨૦ અધ્યાય અને ૭૩૭ શ્લોક છે. તેનાં એક જ્ઞાનયોગ સંપ્રદાયની પરંપરા ( ૨૮ ), ( ૨ ) આત્મા વડે સૃષ્ટિ ( ૩૪ ), ( ૩ ) બ્રહ્મચર્યાશ્રમ ( ૨૫ ), ( ૪ ) ગૃહસ્થાશ્રમ ( ૨૨ ), ( ૫ ) વાનપ્રસ્થાશ્રમ ( ૧૭ ), ( ૬ ) સંન્યાસ ( ૪૩ ), ( ૭ ) પ્રાયશ્ચિત ( ૪૧ ), (૮) દાન ધર્મ કથન ( ૪૭ ), (૯)

પાપ કર્મનું ફલ ( ૩૮ ), ( ૧૦ ) પિંડની 'ઉત્પત્તિ'( ૫૫ ), (૧૧) નાડી ચક્ર ( ૮૩ ),(૧૨) નાડીઓની શુદ્ધિ ( ૨૦ ), ( ૧૩ ) અષ્ટાંગ યોગમાંનું યમ નામનું અંગ (૨૩ ), ( ૧૪) નિયમ અંગ ( ૩૦ ), ( ૧૫ ) આસન (૧૭),( ૧૬ ) પ્રાણાયમ ( ૬૭), (૧૭) પ્રત્યાહાર ( ૧૯ ), ( ૧૮ ) ધારણા ( ૧૭ ), ( ૧૯ ) ધ્યાન ( ૪૧ ), અને ( ૨૦ ) સમાધિ (૬૦). ત્રીજો મુક્તિ ખંડ છે. તેમાં નવ અધ્યાય અને ૫૬૩ શ્લોક છે. તેમાં ( ૧ )મુક્તિ–મુક્તિનો ઉપાય મુક્તિને આપનાર અને મુક્તિને આપનાર પર શિવને મેળવી આપનાર શ્રી સદ્ગુરુ એ ચારનાં સ્વરૂપ વિષય પ્રશ્ન ( ૪૦ ), ( ૨ ) મુક્તિના પ્રકાર ( ૬૫ ), (૩) મુક્તિના ઉપાય ( ૧૦૭ ), ( ૪ ) મુક્તિને આપનારું સ્વરૂપ ( ૫૨ ), ( ૫ ) મુક્તિને આપનારનો મેળાપ કરાવનાર સદ્ગુરુનું સ્વરૂપ ( ૫૦ ), ( ૬ ) જ્ઞાનનિ ઉત્પત્તિ ( ૩૮ ), ( ૭ ) ગુરૂને ઘેર રહીને તેમની સેવા કરવાનો મહિમા ( ૮૪ ), ( ૮ ) શ્રી વ્યાઘ્રપુરમાં દેવોને અપાયલો, ઉપદેશ ( ૫૬ ), ( ૯ ) શ્રી મહેશ્વરનાં નૃત્યનું દર્શન. ( ૭૬ ). ચોથો યજ્ઞ વૈભવ ખંડ છે, તેમાં જ્ઞાન યજ્ઞનો પ્રભાવ વર્ણવેલો છે; તેના પૂર્વ ને ઉત્તર બે વિભાગ છે. પૂર્વ વિભાગના ૪૭ અધ્યાય ને શ્લોક ( ૨૫૦૮ ) અને ઉત્તર ભાગના ૨૦ અધ્યાય અને શ્લોક ( ૧૫૧૫ ) છે. તે મળીને કુલ ૬૭ અધ્યાય અને ૪૦૨૩ શ્લોક છે. આખા વેદનું આ સંક્ષિપ્ત સ્વરૂપ છે. પૂર્વ ભાગમાં એક ( ૧ ) સર્વ વેદના અર્થ સબંધી પ્રશ્ન ( ૨૦ ),(૨) વેદના પર અર્થ તથા અપર અર્થનો વિચાર ( ૮૬ ), ( ૩ ) કર્મ યજ્ઞમાં વૈભવ (૨૬ ), ( ૪ ) વાચિકયજ્ઞ ( ૩૫ ), ( ૫ ) પ્રણવ વિચાર ( ૪૧ ), ( ૬ ) ગાયત્રી પ્રપંચ ( ૬૦ ), ( ૭ ) આત્મમંત્ર ( ૪૩ ), ( ૮ ) ષડક્ષર વિચાર ( ૪૯ ), ( ૯ ) ધ્યાન યજ્ઞ (૫૨), ( ૧૦ ) જ્ઞાનયજ્ઞ ( ૭૩ ), (૧૧) થી (૧૫)વિશેષ જ્ઞાન યજ્ઞો (૩૮–૨૯–૫૬–૬૧–૩૧),(૧૬) જ્ઞાનની ઉત્પત્તિનું કારણ ( ૫૦ ), ( ૧૭ ) વૈરાગ્ય વિચાર ( ૭૪ ), ( ૧૮ ) અનિત્ય વસ્તુ સંબંધી વિચાર ( ૮૩ ), ( ૧૯ ) નિત્ય વસ્તુ વિચાર ( ૨૮ ), ( ૨૦ ) વશિષ્ટ ધર્મ વિચાર ( ૪૯ ), ( ૨૧ ) મુક્તિ સાધન વિચાર ( ૪૦ ), ( ૨૨ ) માર્ગ પ્રમાણ ( ૨૪ ), ( ૨૩ ) શંકરનો પ્રસાદ ( ૫૦ ), ( ૨૪–૨૫ ) પ્રસાદ વૈભવ ( ૨૭–૫૯ ), ( ૨૬ ) શિવ ભક્તિ વિચાર ( ૪૦ ), ( ૨૭ ) પરમપદના સ્વરૂપનો વિચાર ( ૪૨ ), ( ૨૮ ) શિવલિંગ સ્વરૂપ ( ૫૦ ), ( ૨૯ ) શિવનાં સ્થાનો ( ૧૦૬ ), ( ૩૦ ) ભસ્મ ધારણનો મહિમા ( ૬૦ ),(૩૧) જીવ તથા બ્રહ્મની એકતા રૂપ શિવસાક્ષાત્કાર કરાવનાર જ્ઞાન ( ૩૪ ), ( ૩૨ ) ભક્તિના અભાવનું કારણ ( ૪૭ ), ( ૩૩ ) પરતત્વનાં નામોનો વિચાર ( ૩૩ ), ( ૩૪ ) મહાદેવના પ્રસાદનું કારણ ( ૨૯ ), ( ૩૫ ) સંપ્રદાય પરંપરા વિચાર ( ૨૯ ), ( ૩૬ ) સદ્યોમુક્તિ ક્ષે-ત્રનો મહિમા ( ૪૯ ), ( ૩૭ ) મુક્તિનો ઉપાય ( ૩૨ ), ( ૩૮ ) મુક્તિનાં સાધનો ( ૧૦૮ ), ( ૩૯ ) વેદોમાં અવિરોધ ( ૯૫ ), ( ૪૦ ) સર્વ સિદ્ધિકર ધર્મ ( ૨૫ ), ( ૪૧ ) પાતક વિચાર ( ૪૧ ), ( ૪૨ ) પ્રાયશ્ચિત વિચાર (૧૨૧ ), ( ૪૩ ) પાપ શુદ્ધિના ઉપાય ( ૧૦૮ ), ( ૪૪ ) દ્રવ્ય શુદ્ધિ ( ૬૯ ), ( ૪૫ ) અભક્ષ્ય વિચાર (૬૧), ( ૪૬ ) મૃત્યુ સૂચક (૬૬), ( ૪૭ ) અવશિ પાપના સ્વરૂપનું કથન ( ૭૧ ), એ રીતે પૂર્વ ભાગ છે. ઉત્તર ભાગમાં બ્રહ્મ ગીતાના ૧૨ અધ્યાય મળી ( ૧૦૫૭ ) શ્લોક છે. તથા સુત ગીતાના ૮ અધ્યાયના ( ૪૫૮ ) શ્લોક છે. તે મળી એકંદરે ૨૦ અધ્યાયના શ્લોક ( ૧૫૧૫ ) છે, તેમાં બ્રહ્મ ગીતામાં ( ૧ ), બ્રહ્મ ગીતિ ( ૬૦ ), ( ૨ ) વેદાર્થ ( ૬૦ ), ( ૩ ) સાક્ષી શિવનું સ્વરૂપ

(૧૧૮), (૪) સાક્ષીનું અસ્તિત્વ (૧૫૪), (૫) આદેશ (૧૬૬), (૬) દહરોપાસના (૫૮), (૭) વસ્તુ સ્વરૂપ (૬૫), (૮) તત્વ વેદન વિધિ (૫૪), (૯) આનંદનું સ્વ-રૂપ (૫૭), (૧૦) આત્મા એજ બ્રહ્મતત્વ છે એવું પ્રતિપાદન (૫૬), (૧૧) સર્વ શરીરમાં બ્રહ્મની સ્થિતિ (૭૨), (૧૨) અહંપ્રત્યયના આશ્રયરૂપ શિવની ઉપાસના (૭૭), એ રિતે બ્રહ્મગીતા છે. સૂતગીતામાં (૧) સૂતગીતિ (૨૮), (૨) આત્માવડે સૃષ્ટિ (૮૦), (૩) સામાન્ય સૃષ્ટિ (૬૫), (૪) વિશેષ સૃષ્ટિ (૪૯), (૫) આત્મસ્વરૂપ (૭૪), (૬) સર્વ શાસ્ત્રાર્થસંગ્રહ (૩૭), (૭) રહસ્ય વિચાર (૩૪), અને (૮) સર્વ વેદાંતસંગ્રહ (૯૧), એ રીતે સૂતગીતા છે. વેદને અનુસરીને પુરાણનાં પાંચ લક્ષણો હોય છે.

(૧) સર્ગ, (૨) પ્રલય અને ત્રણ સ્થિતિનાં લક્ષણો (૩) વંશ, (૪) મન્વંતર (૫) વંશાનું ચરિત્ર. વેદોને સમજાવવાનું કામ ઘણુંજ કઠીન છે, માટે તેનો અર્થ પુરાણોમાં વિસ્તારથી સમજાવ્યો છે. ચારે વેદોને જાણનારો વિપ્ર હોય પણ તે જો એ વેદોના તાત્પર્યને વિસ્તારથી સમજાવનારા પુરાણોને અર્થ સહિત જાણતો નથી તો તેને જોઇને તે વેદો પણ ભયથી કંપે છે કે આ વિપ્ર અમને વેદોને ઓળંગી જશે. માટેજ ઇતિહાસ તથા પુરાણોવડે વેદના બહોળા અર્થને સમજાવવાનો છે. પ્રથમ પ્રમાણ વેદ પોતેજ છે. સ્મૃતિ, પુરાણ, ભારત તથા અન્ય શાસ્ત્રો વેદમૂલક હોવાથી વેદથી વિરોધી હોય નહિ તેટલે દરજ્જે તે પણ પ્રમાણરૂપ છે. તેમનું બીજી રીતે નથી. સ્મૃતિ આદિનું મૂળ વેદ છે. અને વેદ પ્રમાણ છે માટેજ તે અનુમાનથી જ સ્મૃતિ આદિ પ્રમાણ રૂપ છે. માટે જ્યાં તે સ્મૃતિ આદિ વેદથી વિરૂદ્ધ હોય ત્યાં તેટલો ભાગ વેદ મૂલક છે એવું અનુમાન થઇ શકતુંજ નથી માટે વેદ મૂલક નહિ હોવાથી તે અપ્રમાણ છે. વાસ્તે વેદ એક છે અને તેનો અર્થ પણ એક છે છતાં, શાખાઓના ભેદને લીધે તેમાં અનેકત્વ દેખાય છે. કારણકે વેદ અપરિમિત છે તેથી એકરૂપે તેમનું અધ્યયન કરવાનું તથા તેના અર્થનું અનુષ્ઠાન કરવાનું બની શકે તેમ નથી. તેથી ઋગ્, યજુર્, સ્વામ, અથર્વ એ રીતે ચાર અને તેમાં એતરેય આદિ શાખારૂપે અનેકભેદ પાડ્યા છે એ વેદોવડે જાણવાનો મહેશ્વર એકજ છે પોતેજ અદ્દેતરૂપ છે ને તેમાં સર્વ અનેકત્વ માયામય એટલે કલ્પેલું છે. માટે તે અનેકત્વ વાસ્તવ નથી તેથી તેનો વિરોધ નથી આવતો. આવું ક્યાંહી જોવામાં નથી આવતું માટેજ તેને દેવનો ચમત્કાર—માયા કહે છે. તે તેમનું ભૂષણ છે. દોષ નથી. સકલ વેદોને ગ્રહણ કરવાને સમર્થ એવા બ્રહ્મરૂપે પોતેજ પોતાને લીલારૂપે રચેલા છે. અને પોતાને વિષેજ નિત્ય નિરંત કરીને રહેલા જે વેદો છે તે વેદો પોતે બ્રહ્માને આપ્યા છે. અન્ય ઉપાધ્યાય તો કોઇ બીજા ગુરૂ પાસેથી અધ્યયન કરીને પોતે ગ્રહણ કરેલા વેદોનુંજ શિક્ષણ આપી શકે છે. મહેશ્વર તો પોતાને વિષે જે સર્વ વેદો નિત્ય સિદ્ધ છે તેવા વેદોનું દાન કરે છે. કર્મ અને જ્ઞાન એવા વેદના બે ભાગ છે. શિવની આજ્ઞાથી બ્રહ્માએ સ્મૃતિઓ કરી છે. તેનો પ્રધાન વિષય કર્મ એટલે ધર્મ છે, તેથી તે બાબતમાં તેમનું પ્રમાણ પ્રબળ છે. પ્રસંગવશાત્ તેમાં જ્ઞાનનો વિષય આવે છે. તેજ રીતે તે મહેશ્વરની આજ્ઞાથી શ્રી વિષ્ણુ ભગવાને મારા ગુરૂ શ્રીવ્યાસ ભગવાનનો અવતાર લીધો.

મહાન વેદને અલ્પમતિવાળા જીવો ગ્રહણ કરી શકે તેમ ન હોવાથી તેમણે શ્રી અંબિકાપતિના

પ્રસાદથી તે વેદના સંક્ષેપમાં ચાર ભાગ કર્યા તેમનાં નામ ઋગ્, યજુર્, સામ, અથર્વ છે. પછી તેમણે તે ઋગ્વેદની ૨૧, યજુર્ વેદની ૧૦૦, અથર્વ વેદ ૧૯ અને ગીતિરૂપ સામવેદની ૧૦૦૦ શાખાઓ કરી. એ રીતે એમણે વેદને વ્યસ્ત કર્યો એટલે વેદના ભાગ પાડ્યા માટેજ પોતે, વેદવ્યાસ કહેવાય છે, તે સર્વજ્ઞ ઇશ્વરરૂપ મહાયોગી છે. સર્વ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચારે પુરૂષાર્થોને પ્રકાશનાર મહાભારત પણ તેમણેજ રચ્યું છે. શ્રી વ્યાસ ભગવાને પોતાના શિષ્યો, પૈલ, વૈશંપાયન, જૈમિનિ અને સુમન્તુ ને શ્રુતિઓનો ઉપદેશ કરીને તેમનાદ્વારા સંપ્રદાય પરંપરા સ્થાપી અને તેને અનુસરીને વર્ણાશ્રમ ધર્મોને પ્રવર્તાવ્યા. મને તેમણે પુરાણો કહેવા માટે નિમેલો છે તેથી હું પુરાણોને કહું છું તેને તમે શ્રદ્ધા પૂર્વક સાંભળજો.

આ વાર્તા શ્રવણ કરીને મુનિઓએ શ્રી સૂત ભગવાનને પ્રણામ કર્યા અને તેમનું પૂજન કર્યું. પરમેશ્વર જે ઉપાદાનરૂપે સર્વ જગતના હેતુરૂપ છે. પરમેશ્વરરૂપે નિયંતારૂપ છે. અંબિકાના પતિશ્રી ઇશાનરૂપે લીલાવતારી છે.: અનંત આનંદ ચિદ્ઘનરૂપે નિષ્કલંક બ્રહ્મ છે, તેવા શિવનું દીર્ઘકાલ સુધી ધ્યાન કરતા શ્રીસૂત ભગવાન પરવશ થઈ ગયા અને સદાશિવની સ્તુતિ કરવા મંડી પડ્યા. પૃથ્વી આદિ તમારી જે સાત મૂર્તિઓ છે તેમાં સાતમી ચંદ્રમૂર્તિ રૂપ તમે સોમ છો, ઉમાસહ રહો છો. માટે પણ સોમ છો. રૂદ્ર જે અનિષ્ટ તેનો તમે દ્રવ એટલે રસ કરો છો માટે રૂદ્ર છો એટલે તમે અનિષ્ટ માત્રને નિવૃત્ત કરોછો. તમે શં એટલે ઇષ્ટ તેને કરનાર શંકર છો. ભક્તિ વિના હજારો ઉપાયોવડે પણ આપની પ્રાપ્તિ નથી થતી. આપનો પ્રભાવ નિરતિશય છે. બ્રહ્મા, વિષ્ણુ, તથા ઇન્દ્રને પણ ધ્યાનદ્વારાજ ગમ્ય છો. દેવોના ઉપર અનુગ્રહ કરીને એકસમયે આપ શ્રી માહેશ્વરે અસુરોને હરાવ્યા. એ ઉપરથી દેવો ફુલાયા કે આ પરાક્રમ અમે કર્યું. વિનાશના હેતુરૂપ એ દેવોના મદને દૂર કરવામાટે દૂરથી દિવ્ય એટલે જ્યોતિમયરૂપે પ્રકટ થયા. આપના યક્ષ એટલે યજન કરવા યોગ્યસ્વરૂપને દેવો સમજ્યા નહિ અને અગ્નિ તથા વાયુ હારીને લજ્જાસહિત પાછા આવ્યા અને ઇંદ્રને તો દર્શન પણ ન આપ્યાં તેથી તેનો મદ ઉતરી ગયો, અને નિરતિશય ભક્તિ જાગૃત થઇ એટલે ત્યાં જગદંબા ઉમા હૈમવતી રૂપે અવતાર લઇને આવ્યાં અને બોલ્યાં કે તમારો મદ નાશનો હેતુ છે તેને દૂર કરવા માટે અને તમારા ઉપર અનુગ્રહ કરવા માટે મારાપતિ શ્રી મહેશ્વર યક્ષ સ્વરૂપે પ્રકટ થયા હતા. એ રીતે જગદંબા શ્રી ઉમાના ઉપદેશવડે દેવોના ધ્યાનમાં આપ આવેલા હતા. શ્રુતિ—ભક્તિગમ્ય છો, ભક્તિના ફળરૂપે જે વિદ્વાનોને જ્ઞાનનો યોગપ્રાપ્ત છે તેમને આત્મરૂપે અનુભવમાં આપ આવો છો. અન્ય પ્રકાશ વિનાજ આપ સ્વતંત્ર રીતે ભાસો છો. આપનાથી અતિરિક્ત સર્વના ભાનના આપ હેતું છો. સ્વ એટલે પોતાનાજ અનુભવવડે પ્રસિદ્ધ છો. સર્વના સાક્ષી છો. એવા આપ શ્રી મહેશ્વરને હું પ્રણામ કરૂં છું.

ગ્રંથાવતાર નામનો અધ્યાય ૧ સંપૂર્ણ.

અપૂર્ણ.

---

# परमत सहिष्णुता याने विशाळ दृष्टि (Toleranee.)

( લેખક. દેશી મણિલાલ નથુભાઇ. બી. એ. અમદાવાદ. )

Seek out the way, seek it not by one road. To each temperament there is one road which seems the most desirable. But the way is not found by devotion alone, by religious contemplation alone, by ardent progress, by self sacrificing labour, by studious observation of life. None alone can take the disciple more than one step onwards. All steps are necessary to make up the ladder.

—*Light on the Path.*—

માર્ગ શોધો, તે એકજ રીતે શોધતા નહિ. દરેકના સ્વભાવ પ્રમાણે અમુક રીત વધારે ઇષ્ટ ગણાય. પણ તે મુમુક્ષુનો માર્ગ કેવળ ભક્તિથી, કેવળ, ધ્યાનથી, કેવળ તીવ્ર અભ્યાસથી, કેવળ આત્માભોગવાળી મહેનતથી, અને કેવળ જીવનનો બારીક અભ્યાસ કરવાથી જડતો નથી, આમાંની દરેક રીત મુમુક્ષુને એક કરતાં વધારે પગથિયાં આગળ લેઇ શકે નહિ, પણ જો આખી નિસરણી બનાવવી હોય તો આ બધાં પગથિયાં અગત્યનાં છે.

બધા મનુષ્યોનો એક વિચાર હોઇ શકેજ નહિ. મનુષ્યોનાં મન ભિન્ન પ્રકારનાં છે. મનુષ્યો જુદી જુદી રીતે ઉન્નતિ પામેલા છે. બધા મનુષ્યો ઉન્નતિક્રમના એક પગથિયાપર ઉભેલા નથી. તેઓ સર્વ ભૂતકાળમાં અને પૂર્વ જન્મોમાં અનેક જૂદા જૂદા અનુભવોમાં પસાર થયેલા છે. જો આમ છે તો પછી બધાના વિચાર એકસરખા હોય એમ આશા રાખવી એ શું મનુષ્યજાતિ સંબંધીનું અજ્ઞાન નહિ તો બીજું શું ? કહ્યું છે કે,

## वेदा विभिन्नाः श्रुतयो विभिन्नाः

વેદમાં પણ મતભેદ છે, અને શ્રુતિમાં પણ ભેદ છે. **मुण्डे मुण्डे मतिर्भिन्नाः** દરેક મગજમાં જૂદાજ પ્રકારની બુદ્ધિ હોય છે. 'અથવા કપાળે કપાળે જૂદીમત' એ કહેવત પણ આ વિચારનેજ પુષ્ટિ આપે છે.

આ પ્રમાણે મનુષ્યોના વિચારોમાં જે મતભેદ જણાય છે તે અગત્યનો છે. તે ઉપયોગી છે પણ નિરર્થક નથી. કારણ કે સત્ય એટલું વિશાળ છે, એટલું ભવ્ય છે, એટલી બધી અપેક્ષાવાળું છે, કે કોઇ પણ મનુષ્ય તેને સંપૂર્ણ સ્વરૂપમાં જોઇ શકે નહિ તો પછી દલીલોતો શું થકે ! સત્યની દરેક નવી અપેક્ષા જાણવાથી આપણા જ્ઞાનમાં વધારો થાય છે, પણ અડચણ આવતી નથી. આપણા કરતાં જૂદો અભિપ્રાય ધરાવનારનું દષ્ટિબિન્દુ તપાસવાથી, અને તે જે દષ્ટિએ જુએ છે તે દષ્ટિએ જોવાથી આપણી સત્ય પારખવાની શક્તિ ખીલતી જાય છે કે જેના પ્રતાપે એક દિવસ આપણે સત્યના અમુક વિભાગને નહિ પણ

સત્યને તેની સર્વ અપેક્ષાથી જોતાં શિખીશું. જેમ જેમ આપણે વધારે દૃષ્ટિબિન્દુથી કોઈ પણ વસ્તુને તપાસીએ છીએ, તેમ તેમ આપણને તે બાબત સંબંધીનું વિશેષ ને વિશેષ જ્ઞાન મળે છે.

જે મનુષ્યો એમ વિચારે છે કે વિશ્વમાં એક જ ધર્મ, એકજ તત્ત્વવિદ્યા અને એકજ જીવનવ્યવસ્થા હોવી જોઈએ, તેઓ એવું માનનારાના જેવા છે કે સૂર્યનો રંગ ધોળો છે, માટે જગતમાં એકજ રંગ હોવો જોઈએ. પણ જૂદા જૂદા રંગોથી જેમ કુદરતની શોભામાં વૃદ્ધિ થાય છે, તેમ સત્યની જૂદી જૂદી અપેક્ષાઓ સમજવાથી આપણું સત્યનું જ્ઞાન વિશાળને વિશાળ થતું જાય છે. વિવિધતા એ કુદરતી ક્રમ છે, અને તેમાં એકતા જોવી તે આત્મજ્ઞાન છે. આ કારણથીજ આ વિશ્વમાં જૂદા જૂદા ધર્મોની ઉત્પત્તિ થયેલી છે. તેઓ સત્યની અમુક અપેક્ષા ઉપર વિશેષ ભાર મૂકે છે. પણ સંપૂર્ણ સત્યતો બધી અપેક્ષાઓ સમજવામાં રહેલું છે. પારસી ધર્મ પવિત્રતાને મહત્વની ગણે છે, જૈનધર્મ અહિંસાને પ્રાધાન્ય આપે છે, હિંદુ ધર્મ ભક્તિને અગત્યની માને છે; બુદ્ધધર્મ શુદ્ધવિચારને વિશેષતા આપે છે; ખ્રીસ્તી ધર્મ આત્મભોગમાં અધિકતા જુએ છે. ઇસ્લામધર્મ શ્રદ્ધામાંજ સર્વસ્વ આવી રહેલું સ્વીકારે છે. આમ જૂદી જૂદી વિચારશ્રેણીઓ અમુક અમુક તત્ત્વને મહત્વતા આપે છે. જ્યાં સુધી તેઓ તેને મહત્વતા આપે છે, ત્યાં સુધી તેઓ પોતાની હદમાં સહીસલામત માર્ગે વિચરે છે, પણ જ્યારે પોતાની હદ ઓળંગી બીજા ધર્મની વિશેષતા નહિ સમજવાથી તેની નિંદા કરવા માંડે છે, ત્યારે જોખમ ભરેલે માર્ગે પગ મૂકે છે.

They are right when they affirm, but they run into danger, when they deny.

" જ્યાંસુધી તેઓ પ્રતિપાદન કરે છે, ત્યાં સુધી તેઓ ખરા છે, પણ જ્યારે બીજાનો નિષેધ કરવા માંડે છે, ત્યારે તેઓ જોખમમાં ઉતરે છે. ' આ વિચાર જો દરેક ધર્મનો અનુયાયી સ્વીકારે તો ધર્મનદીનો પ્રવાહ અત્યંત શાન્તરીતે વહેવા માંડે, અને ધર્મને નામે જે કલેશ કંકાસ, ખુનરેજી, વિગ્રહ થતા પામ્યા છે અને થાય છે, તે કદાપિ થાય નહિ.

બીજાઓના વિચારોને સહન ન કરવા, અથવા બીજાના વિચારોમાં રહેલું સત્ય ન જોવું એ પરમત અસહિષ્ણુતા છે; અને ભૂતકાળમાં તેથી જે અનર્થો થયા છે, લોહી રડાયાં છે, લાખો જીવોનો સંહાર થયો છે, તેનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણને પારાવાર ખેદ થાય છે. આ અસહિષ્ણુતા નાશ કરવાનો ફક્ત એકજ માર્ગ છે; અને તે જ્ઞાન છે. જેમ જેમ આપણને વિશેષ જ્ઞાન થતું જાય છે, તેમ તેમ આપણને વિવિધતાની ખુબી સમજાય છે, અને બીજાના વિચારોમાં સત્ય ક્યાં રહેલું છે, તે તરફ આપણે દૃષ્ટિ ફેરવીએ છીએ. મનુષ્યની પ્રકૃતિ જૂદી હોવાથી, અને મનુષ્યો ઉન્નતિક્રમના જૂદા જૂદા પગથિયાં પર ઉભેલા હોવાથી દરેક મનુષ્યને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધવાનો પૂર્ણ અધિકાર છે. આ વિચાર લક્ષમાં રાખીનેજ એક સુરીએ કહ્યું છે કે. The ways to God are as many as there are breaths of the children of men. મનુષ્યોને જેટલા શ્વાસ છે, તેટલા પરમાત્મપદ પામવાના માર્ગ છે; અને શ્રી કૃષ્ણે પણ ભગવદ્‌ગીતામાં

તેજ વિચારને સમર્થન કરતાં કહ્યું છે કે "મનુષ્ય જે જે રસ્તે મને મળે છે, તે તે રસ્તે હું તેને મળું છું, કારણ કે સઘળા રસ્તા મારા છે." મહાન્ અશોકના શિલા લેખમાં પણ કહ્યું છે કેઃ—

" બીજા પંથોપર આક્ષેપ કરવો નહિ, તેમજ નિષ્કારણ તે પંથોની અપ્રતિષ્ઠા કરવી નહિ, પણ તેથી ઉલટું જે જે કારણોને લીધે માન આપવું ઘટતું હોય તે તે કારણોસર બીજા પંથોને માન આપવું. આ રીતે વર્તવાથી બન્ને ધર્મને લાભ થાય છે, પોતાના ધર્મની ઉન્નતિ થાય છે અને બીજા ધર્મને ફાયદો થાય છે. હું મારા ધર્મની કીર્તિ વધારૂં છું એવું સમજીને, પોતાના ધર્મ ઉપરના અતિશય રાગને લીધે બીજા ધર્મની નિંદા કરીને જે પોતાના ધર્મને માન આપે છે, તે પોતાના આવા વર્તનથી પોતાનાજ ધર્મને ભારે હાનિ પહોંચાડે છે." વળી મતાંતરોના સબંધમાં પણ શુદ્ધ ધર્મમાં લખ્યું છે કે—

" જે મનુષ્ય તત્ત્વ જ્ઞાનની એક વિચાર શ્રેણીને વળગી રહીને જણાવે છે કે આ ઉત્તમોત્તમ છે, અને તેને સૌથી શ્રેષ્ઠ ગણી તેનાથી ભિન્ન એવી દરેક વિચારપદ્ધતિને હલકી ગણે છે, તે મનુષ્યે હજુ વાદવિવાદની વૃત્તિ પર જય મેળવ્યો નથી. "

જો હવે આ વાદવિવાદની વૃત્તિપર તમારે જય મેળવવો હોય, બીજા ધર્મોમાં રહેલું સત્ય જાણવું હોય, આ રીતે તમારા સત્ય સંબંધીના જ્ઞાનને વધારે વિશાળ બનાવવું હોય તો તે વિચારશ્રેણીને તેના ભક્તો જેવા ભાવથી જુએ છે, તેવા ભાવથી જોતાં શિખો. દિલસોજીવિના કોઈ પણ ધર્મ, અથવા વિચારશ્રેણીનો અભ્યાસ કરવો એ તેનું અપમાન કરવારૂપ છે. પણ જો તમે ભાવથી જોશો તો તેમાં કદાપિ નહિ અનુભવેલી સુંદરતા જોઈ શકશો. અને શા કારણથી બીજાઓને તે ધર્મ આટલો બધો પ્રિય લાગે છે, તેનું કારણ પણ તમે સમજી શકશો.

તમારા સરખા વિચારવાળા પુસ્તકો નહિ પણ મોટે ભાગે તમારી વિચારશ્રેણીથી વિરૂદ્ધ લાગતી વિચારશ્રેણીઓનો અભ્યાસ કરો અને તેને માનનારાઓ કેવા દૃષ્ટિબિન્દુથી તે જુએ છે તે સમજતાં શિખો. આ રીતે તમે બહુજ વિશાળ દૃષ્ટિવાળા થતા જશો. અને જેમ જેમ તમારી સત્યને સમજવાની અપેક્ષાઓ વધતી જશે, તેમ તેમ તમે વધારે ઉદાર થતા જશો. કારણકે જે સર્વ અપેક્ષાઓ સમજે છે તે સર્વજ્ઞ છે, અને જે સર્વજ્ઞ છે, તે ક્ષમાનો સાગર હોય છે. આ રીતે ઘણી અપેક્ષાઓ સમજવાથી તમારામાં ઉચ્ચ પ્રકારની ક્ષમા જાગૃત થશે.

તમારા વિચારો તમને ઉચ્ચમાં ઉચ્ચ લાગતા હોય, છતાં બીજાઓ પાસે પરાણે મનાવરાવવાનો તમને અધિકાર નથી. દરેક આત્માને પોતાનો માર્ગ પસંદ કરવાની છુટ છે. તેમ દરેક ધર્મવાળાને પોતાના ધર્મ પ્રમાણે ચાલવાની છુટ છે. જો તમને એમ લાગતું હોય કે બીજાઓ અજ્ઞાનથી ખોટે માર્ગે જાય છે, અને તમારી પાસે તેમને આપવા લાયક સારૂં જ્ઞાન છે તો તમારૂં જ્ઞાન-તમારી ઉચ્ચ ભાવના બીજાઓ સંમુખ રજુ કરો. તમારૂં જ્ઞાન અને ભાવનાને તેના ભવ્ય સ્વરૂપમાં દર્શાવો. બીજાઓને સમજાવવાનો, સત્ય માર્ગે લાવવાનો તમને અધિકાર છે, પણ તે તમારા વિચાર ન સ્વીકારે તો તેને ધિક્કારવાનો

અધિકાર નથી શું તમને સત્યનો ઇજારો મળ્યો છે? શું તેને જે સત્ય જણાયું તે પ્રમાણે ચાલવાનો હક નથી! ખરેખર છેજ, અને તેથીજ વિશાળ દૃષ્ટિવાળા પુરૂષની ફરજ સત્ય માર્ગની ઉદ્‌ઘોષણા કરવામાંજ પર્યાપ્ત થાય છે.

એક ટુંકી લીટી હોય, તમને તે તમારી અપેક્ષાએ ટુંકી લાગતી હોય પણ તેને ટુંકી કહી વખોડવાનો તમને હક નથી. તમે તેની જોડે લાંબી લીટી દોરો, એટલે તેની મેળે તે ટુંકી જણાશે. તેમ તમારી પાસે વિશેષ જ્ઞાન હોય તો તે આપો, પણ જે ભલા આત્માઓ પોતાની ટુંકી લીટીથી સંતોષ માને છે, તેમના તરફ દ્વેષની નજરથી જોતા નહિ. કારણકે તે ટુંકી લીટી પણ વિશ્વવ્યવસ્થા પ્રમાણે તેમને ઉપયોગી હોવાથીજ તેમને મળેલી છે, અને તેમની પાસે છે.

આપણે આ બાબત એક ટુંક દૃષ્ટાન્ત લેઇ વિચારીએ.

સુરતમાં એક ઝવેરી હતો, જેનું નામ વીરચંદ હતું અને તે પોતાની પાછળ એક સ્ત્રી અને પુત્ર મૂકી મરી ગયો. તેના મરણ પછી ઘરની વસ્તુઓની શોધખોળ કરતાં એક પોટકું તેની સ્ત્રીને હાથ લાગ્યું. તેમાં હીરાનાં કરચીયાં જેવું કાંઇ માલુમ પડ્યું. તેમાં શું છે, તે જાણવાને તેણે પોતાના પુત્રને તેના મામા રાયચંદને ઘેર મોકલ્યો. રાયચંદ પણ ઝવેરાતમાં બહુ નિપુણ હતો. તેણે પોટલું જોયું તો તેમાં કાચના કકડા માલુમ પડયા, પણ તેણે આ પ્રમાણે વિચાર્યું જો હું અમારા ભાણેજને કહીશ કે આ કાચના કકડા છે, તો મારો ભાણેજ એમ વિચારશે કે મામાની દાનત બગડી છે. માટે હું તેને આ વ્યાપારમાં નાખું કે જેથી તે વ્યાપારમાં નિપુણ થવાથી પોતાની મેળે તેની કિંમત સમજી શકે. આવી ભાવનાથી તેણે ભાણેજને કહ્યું "ભાઇ! આની કિંમત હાલ આવે તેમ નથી. માટે તેને રાખી મૂકજે. જ્યારે ભાવ સારા થશે ત્યારે આપણે વેચવાનો વિચાર કરીશું. હાલ તો તું મારી સાથે આ ઝવેરાતના વ્યાપારમાં પડ." તે ભાણેજ તે ઉપરથી વ્યાપારમાં જોડાયો, અને તેની બુદ્ધિ કુશાગ્ર હોવાથી થોડા સમયમાં તે પોતાના મામાને પણ ટક્કર મારે તેવો ઝવેરાતમાં કુશળ થયો. મામાએ એક દહાડો અવસર વિચારી કહ્યું "ભાઇ, પેલા હીરા લાવ. હવે ભાવ સારા આવે છે." પેલો ભાણેજ ઘેર ગયો અને પોટલું છોડી જાતે જોતાં જણાયું કે આતો કાચના કકડા છે, તેથી તેણે તરતજ ફેંકી દીધા.

આ યુક્તિ દરેક ધર્મગુરૂએ અને ધર્મના ઉપદેશકે સ્મરણમાં રાખવા યોગ્ય છે. તમે સારૂં બતાવો એટલે નરસાનો તે ત્યાગ કરશે. પણ અમુક વસ્તુ અશુભ કહેવાથી અને તેની નિંદા કરવાથી કદાપિ કોઇ તે તજી દેશે નહિ.

જગતમાં અશુભ છેજ નહિ. જે તમને અશુભ લાગે છે તે અપ્રકટ શુભ છે. આપણે એક કાચું ફળ લેઇએ. હવે તે કાચા ફળને નિન્દવાનો આપણને અધિકાર નથી, કારણકે જે આજે કાચું છે, તે કાલે પાકું થશે, તેમાંથી કચાસ ચાલી જશે, એટલે તેનું પાકાપણું પ્રકટ થશે. તેમ કોઇ મનુષ્યમાં દોષ જણાય તો વિચારવું કે તે દોષ એ ક્ષણિક છે, એ ઉપાધિને લગતો છે, માટે તે ચાલ્યો જશે, પણ અંદર રહેલો આત્મા અને તેના ગુણ એ શાશ્વત હોવાથી સદાકાળને માટે ટકશે. માટે મનુષ્યોના સદ્‌ગુણો તરફ જુઓ, પુસ્તકમાં રહેલી ખુબીઓ નિહાળો, દરેક સંજોગોમાં રહેલું શુભ ફળ તપાસો. કારણ કે

તેજ આત્માને લગતી વસ્તુઓ છે, અને તેજ ટકી શકશે. જેમ જેમ તમે કોઇ મનુષ્યના સદ્‌ગુણો જોઇ શકો છો, તેમ તેમ તમે મન અને શરીરદ્વારા પોતાની શક્તિઓ પ્રકટ કરતા આત્માને જોઈ શકો છો. અને તેના દોષો તે તો સૂર્યને આવરણ કરનારાં વાદળાં છે. જેમ સૂર્ય વધારે પ્રકાશે છે, તેમ વાદળાંને ભેદી નાંખે છે, અને વાદળાં વિલય પામે છે, તેમ આત્માની શક્તિઓ વિશેષ પ્રકટ થતાં સર્વ દોષ સ્વયમેવ નાશ પામી જાય છે. માટે દરેક આત્મામાં તમે પ્રકટ થયેલા અને થતા ગુણો તરફ દષ્ટિ કરો; અને દરેક ધર્મમાં પણ રહેલી સત્યની અપેક્ષા સમજવા પ્રયત્ન કરો; કારણકે **તે સત્યની અપેક્ષાને લીધેજ દરેક ધર્મ ટકી રહેલો છે.** માટે તે સત્યની અપેક્ષા ખાતર અને તેને પાળનારી વ્યક્તિઓના આત્મામાં રહેલા અસંખ્ય ગુણો ખાતર હે પ્રિયબંધુઓ! હું આપને વિનંતી કરૂં છું કે તમારા મુખમાંથી, તમારા વિચારમાંથી, નાસ્તિક, મ્લેચ્છ, કાફર, દુર્વન્દસ, યવન, મિથ્યાત્વી, નિહ્નવ એવા ધર્મને તદ્દન ન છાજતા શબ્દોને દેશવટો દો, કારણકે બધા મનુષ્યો બનતા પરમાત્માઓ છે. ( All are Gods in the making ).આવા શબ્દો બોલીને અને બીજા ધર્મ પાળનારા તરફ દ્વેષના વિચાર કરીને આપણે એક બીજાની વચ્ચે દિવાલ ખડી કરીએ છીએ કે જે દિવાળ આપણને પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં ખાસ અડચણ રૂપ થાય છે.

ઘણા ધર્મવાળાઓ, અને જૂદી જૂદી વિચારશ્રેણીઓના ઉપાસકો એમ જણાવે છે કે જેનું વચન યુક્તિયુક્ત ( Reasonable ) હોય તે સ્વીકારવાને અમે તૈયાર છીએ. છતાં તેમના હૃદયને પુછશો તો જણાશે કે તેઓ પોતાના ધર્મનેજ સાચો માને છે, અને બીજા બધા ધર્મને અસત્ય માને છે. પણ શું તેમને ત્યાં સત્યનો ઇજારો છે! કોઇએ સત્યનો ઇજારો લીધો નથી, અને લેઇ શકે પણ નહિ. નાની નાની વસ્તુઓના ઇજારા લેઇ શકાય. કોઇ મીણબત્તીનો ઇજારો લે તો કોઇ તાળાનો ઇજારો લે, પણ કોઇએ હવાનો ઇજારો લીધો સાંભળ્યો છે! કોઇએ આકાશના તારાનો ઇજારો લીધો છે? કોઇએ મેઘનો ઇજારો લીધો છે! એ વસ્તુઓ એટલી મોટી અને સર્વવ્યાપી છે કે કોઇ અમુક વ્યક્તિના તાબામાં આવી શકે નહિ, તેમ સત્ય પણ એટલું ભવ્ય, વિશાળ, ગંભીર, અને જૂદી જૂદી અપેક્ષાવાળું છે કે હજારો મનુષ્યો જૂદી જૂદી રીતે તે દર્શાવે છતાં તેઓ પરમ અખંડ સત્યરૂપી સમુદ્રનું એક બિન્દુજ દર્શાવી શકે. જ્યાં સ્થિતિ આવી છે, ત્યાં પછી કોણ એમ કહી શકે કે અમેજ ખરા, અને બીજા ખોટા, અમારોજ ધર્મ સાચો અને બીજા બધા ધર્મ ખોટા. કોઇધર્મ ખોટો નથી, બધા ખરા છે. બધામાં સત્યની અમુક અમુક અપેક્ષાઓ રહેલી છે. અને એ બધી અપેક્ષાઓ ભેગી કરવામાં આવે તો પરમ સત્યની કાંઇક ઝાંખી આપણે પામી શકીએ. તો પછી નજીવા વિચારોના મતભેદો સારૂ લ્હડવું, વાદવિવાદ કરવો, એક બીજાપર દ્વેષ કરવો એ અજ્ઞાનતા નહિ તો બીજું શું? ખરેખર એ અજ્ઞાનના બહુજ દયા પાત્ર છે, ત્યારે હવે કરવું શું!

કોઇ તમને તમારો ધર્મ છોડવાનું કહેતું નથી, કોઇ તમને તમારી માન્યતાઓ ત્યજવાનું ફરમાવતું નથી. જે કંઇ કહેવામાં આવે છે, તે એટલુંજ કે બીજા ધર્મોમાં પણ સત્યની જૂદી જૂદી અપેક્ષાઓ રહેલી છે, બીજી વિચારશ્રેણિઓમાં પણ સત્યના જૂદા જૂદા

દૃષ્ટિબિન્દુઓ આવેલા છે. માટે તેમનો તિરસ્કાર ન કરતાં તેમની અપેક્ષાઓ શત્રુભાવે નહિ મિત્ર ભાવે સમજતાં શિખો; આથી તમારી સત્યની વ્યાખ્યા વિશાળ થશે, અને તમારૂં વિચારક્ષેત્ર પણ બહોળું થશે. જૂદા જૂદા મહાન પુરૂષો જૂદી જૂદી રીતે એકજ સત્યને કથી ગયા છે, તેથી ગેરલાભ નહિ પણ લાભજ છે, માટે તે લાભથી આનંદ માનો, અને કોઇ પણ વિચારશ્રેણિની અવગણના કરતાં પહેલાં ખુબ વિચાર કરો. તેમાં રહેલા ગુણો તપાસો એટલે તમે તેની નિંદા કરવાનું ભૂલી જશો, અને તમે એક ડાઘ વાસ્તે આખી શેત્રંજીને ફેંકી દેતા હતા તેવી ભૂલ કરશો નહિ. કારણ કે ડાઘો એ શેત્રંજીનો સ્વાભાવિક ગુણ નથી, પણ બહારથી આવેલો છે. માટે તે ચાલ્યો જશે. પણ તે ડાઘા ખાતર જો તમે શેત્રંજીનો તિરસ્કાર કર્યો હોત તો તે શેત્રંજીમાં ચિતરેલાં અનેક ચિત્રો જોવાનો, અને જમીન પર તેને પાથરવાનો લાભ ગુમાવત; માટે કદાચ કોઇ સ્થળે તમને દોષ જણાય તો તે ઉપર લક્ષ નહિ આપતાં તેમાં રહેલા:અનેક ગુણો તરફ નજર કરો અને વિશાળ હૃદયના બનો. મારૂં તે સારૂં નહિ માનતાં સારૂં તે મારૂં ગણતાં શિખો, અને ઉદાર અને વિશાળ દૃષ્ટિથી જગતના ધર્મો તથા મનુષ્યો તરફ જુઓ કારણ કે તે રીતે જોવામાં તમે સત્યની અને પ્રભુની સમીપ આવશો. તેવો સમય સર્વને વાસ્તે સમીપ આવે. અને પરમતઅસહિષ્ણુતાથી ઉપજ થતા વેરવિરોધનો જલ્દી અંત આવે એવી ભાવના સહિત આ વિષયને લગતું એક ઉત્તમ કાવ્ય આપી પ્રસ્તુતલેખ સમાપ્ત કરવામાં આવે છે.

> Let there be many windows in your soul,
> That all the glory of the universe
> May beautify it. Not the narrow pane
> Of one poor creed can catch the radiant rays
> That shine from countless sources. Tear away
> The blinds of superstition; let the light pour
> Through fair windows, broad as truth itself,
> And high as heaven.........And your heart.
> Shall turn to truth and goodness as the plant
> Turns to the sun...........Be not afraid
> To thrust aside half truths and grasp the whole.

વિશ્વનો પ્રકાશ તમારા આત્માને સુંદર બનાવે તેટલા માટે તમારા આત્માને વાસ્તે પ્રકાશ આવનારી અનેક બારીઓ રાખો. અસંખ્ય સ્થળોમાંથી પ્રકાશના તેજોમય કિરણો ગ્રહણ કરવાને એક અમુક પંથરૂપી કાચ સમર્થ નથી. તેમના ખોટી ભ્રાન્તિઓના પડદાઓને ચીરી નાખો. સત્ય જેટલી વિશાળ અને સ્વર્ગ જેટલી ઉંચી સુંદર બારીઓ દ્વારા પ્રકાશને અંદર આવવાદો; અને જેવી રીતે એક છોડવો સૂર્ય તરફ વળે છે, તેમ તમારૂં હૃદય સત્યની અભિમુખ સ્વયમેવ થઇ જશે અર્ધ સત્યનો ( અમુક અપેક્ષાવાળા સત્યનો ) ત્યાગ કરી સંપૂર્ણ (સર્વ અપેક્ષાવાળું) સત્ય ગ્રહણ કરતા જરા પણ ગભરાતા નહિ.

# नूरजहांन.

( નલિનકાન્ત ભોળાનાથ દીવટિયા )

ગતાંકથી ચાલુ.

એક સુન્દર સ્હવારે જનાનાની સ્ત્રીઓ ત્હેમના સુવાસિત બગિચામાં " મિના બજાર " ભરવાને એકઠી થઈ હતી. તે બગિચો ઘણો જ સરસ હતો. આરસપ્હાણની ફરસ બન્ધીવાળા રસ્તાની બે બાજૂએ માટીના ક્યારાઓમાં રંગબેરંગી ને સુવાસિત ફુલો ખીલ્યાં હતાં. આરસની નીકમાંથી બગિચામાં પાણી જતું. તે બગિચામાં એક આરસનો ફુવારો હતો. ત્હેમાંથી મોતીના દાણાની પેઠે પાણી ખુશબોદાર ફૂલોના ક્યારામાં પડતું હતું.

એક બાજૂએ રૂપાના તારથી વીટેલા દ્રાક્ષના વેલાના મંડપો હતા. વચમાં વચમાં દાદમનાં ઝાડ હતાં. અસંખ્ય ગુલાબના છોડના સુવાસથી વાતાવરણ ભરપૂર હતું. વચમાં કોઇ કોઇ જગ્યાએ સુના રૂપાના મેજ ઉપર જુદી જુદી જાતનાં ફળ અને બરફથી ઠંડા કરેલા શરબતો હતા. પણ આ બધા કરતાં એ જગ્યાને પૃથ્વિ ઉપરનું સ્વર્ગ બનાવનાર તો ત્હેમાં પતંગિયાની પેઠે આમથી તેમ જતી આવતી ખૂબસુરત સ્ત્રીઓ હતી. અકબર ઘણું ખરૂં પોતાની રાણી સાથે કોઇ એક શાન્ત ખુણામાં બેસતો. પોતાના રાજ્યમાં હાતાં ખૂબસુરત માણસો હતાં તેથી બગરૂરને ખુશ જણાતો હતો, ને ત્હેમને ઉત્પન્ન કરનારની ખુબી વખાણતો હતો. કોઇવાર કોઇ ચળકતા રેશમી પોષાક પ્હેરેલી ખૂબસુરત સ્ત્રી ત્હેની કનેથી જતી ત્હારે ત્હેના માથા ઉપરની કરોળીયાનાં જાળાં જેવી જાળી, જે જાણે કે ન્હાશી જતા સૂર્યના કિરણને રોકવાને માટે હોય તેમ મ્હો ઉપર નાંખતી તે રીતે જાતજાતના સુન્દર પોષાક પ્હેરેલી સ્ત્રીઓને લીધે આ જગ્યા સ્વર્ગ જેવી જ જણાતી હતી અને તેથી જ જ્હારે કોઇ કવિ કહે છે કે " જો પૃથ્વિઉપર સ્વર્ગ હોય તો તે આ જ છે, " તો ત્હેની ભૂલ્ય નહોતી.

બધો દેખાવ ગમ્મતને સંગીતથી ઘણો જ ભરપૂર હતો. કોઈક જ વાર જોવામાં આવે હેવી વસ્તુઓની હારો આગળ કેટલીક ખૂબસુરત સ્ત્રીઓ વાતો કરતી હતી, વળી કેટલીક સ્ત્રીઓ રેશમનાં દોરડાંથી બાંધેલા હીંચકા ઉપર બેશીને હીંચકા ખાતી હતી. મિહેર-ઉન-નિસા ને ત્હેની મા પણ અહિં આવેલાં હતાં, પોતાની મા રાણી સાથે વાતો કરતી હતી ત્હારે મિહેર-ઉન-નિસા એક ફુવારા આગળ બેશી પોતાના પગ ત્હેના નિર્મળ પાણીમાં બોળતી હતી. તેણે ઘણો ભપકાદાર પોષાક પ્હેર્યો હતો. ત્હેનું પોતાના હાથથી જ ભરેલું સુન્દર કેફટન ત્હેના એક સરખા આકારને ઘણું જ દીપાવતું હતું. ત્હેમાં ત્હેનો ભૂરો રેશમી ચણીયો, ને ત્હેના ખભા ઉપર પડતી ઝીણી મલમલની જાળી ઊમેરો કરતાં હતાં.

સલીમ એક ખાનગીદ્વારથી ધીમે રહીને તે બગીચામાં આવ્યો. થોડીકવાર સુધી તો તે આ સ્વર્ગીય દેખાવ જોવાને આમ તેમ ફર્યો ને પછી સ્ત્રીઓથી દૂર રહી સફાય હેવી રીતે ચોગાનનું ચક્કર ફરીને વચલે ફુવારે જતાં સાંકડા રસ્તા ઉપર થઈને ચાલ્યો. બે બાજૂ ઉપરના ઝાડ મળી જવાથી ત્હેનું સૂર્યથી રક્ષણ થતું હતું.

સલીમ, અઢાર વર્ષનો, પાતળો ને ઊંચો હતો. ત્હેના શરીરના આકારમાં કાંઈ પણ ખામી ન્હોતી. ત્હેની છાતી પ્હોળી ને કમ્મર પાતળી હતી. તડકામાં ફરવાને લીધે ત્હેનો

ચ્હેરો જરાક કાળાશ પડતો હતો. ત્હેના કાળાવાળ ગુંછળાં ગુંછળાં થઈને ત્હેના ભવ્ય અને સુન્દર કપાળની ઉપર પડતા હતા. ત્હેની આંખ્યો કાળારંગની હતી, ને ભમ્મરો પણ કાળારંગની હતી. ત્હેનું નાક પોપટની ચાંચ જેવું હતું. ત્હેના સરસ વાંકવાળા હોઠ ઉપરથી ત્હેનો દૃઢ સ્વભાવ જણાઈ આવતો. ત્હેને જુવાન હોવાને લીધે ગમ્મત ને આવેશ બહુ ગમતાં. તે બોલવા ચાલવામાં સભ્ય, સ્વભાવમાં ખુશમિજાજી, ને પરોપકારી પણ બહુ સ્વાર્થી હતો. એશ આરામ ત્હેને બહુ ગમતો હોવાથી તે ઘણુંખરું રાત્ય દહાડો મદ્યપાન કરતો હતો. ત્હેણે સારો પણ છટાદાર પોષાક પ્હેર્યો હતો.

તે આમતેમ જોતો જોતો ફરતો હતો એટલામાં મિહાર-ઉન-નિસા જ્યાં બેઠી બેઠી પારદર્શક પાણીમાં પોતાના પગ બોળતી હતી ત્હાં આવી ચડયો. તે શાહજાદાને આવતો જોઈ ત્હેણે પોતાની મઝલીનની જાળી મ્હોં ઉપર નાખી દીધી ને બાજૂએ ખશી ગઈ. ત્હાં ઊગેલાં ફૂલોમાંનું એક ફૂલ લેવાનું સલીમને મન થયું. પણ ત્હેના બે હાથમાં કબુતરો હતાં તેથી તે કોઇને આપ્યા વગર તોડાય એમ ન્હોતું ત્હેણે આસપાસ જોયું ને મિહાર-ઉન-નિસાને ફુવારા પાસે બેઠેલી જોઈ ને ત્હાં આવ્યો ને નમ્રતાથી કહ્યું. "બ્હેન હું એક ફૂલ લઈ આવું ત્હાં સુધી આ કબૂતરને પકડી રાખીશ ?

મિહાર-ઉન-નિસાએ કાંઈ પણ જવાબ દીધા વગર પોતાના સુન્દર હાથ લંબાવ્યા તે શાહજાદો કબૂતરો ત્હેને આપીને પોતાને ગમતું ફૂલ તોડવાને ગયો. થોડીવાર પછી તે આવ્યો ને કબૂતર માગ્યાં. મિહાર-ઉન-નિસાએ કાંઈ પણ કહ્યા વગર પોતાનો હાથ એક જ કબુતર સહિત ઊંચો કર્યો.

સલીમ—" શું એક જ કબુતર ત્હારી કને છે ! બીજું ક્યહાં ગયું ?"

મિહાર—ઉન-નિસાએ મધુર અવાજે કહ્યું " ઉડી ગયું "

સલીમે જરાક અચંબો પામી ઉશ્કેરાઇને પૂછ્યુ " પણ શી રીતે " !

મિહાર—ઉન-નિસાએ પોતાના હાથમાંનું કબુતર ઉરાડી દઈ કહ્યું " આમ "

અને તેમ કરતાં ગભરાટમાં ત્હેના મ્હોં ઉપરથી જાળી ખશી ગઈ ને ત્હેનો ખૂબસુરત ચ્હેરો ઝળકી ઊઠયો. ત્હેની ચશ્માળ આંખ્યો સલીમ ઉપર ગઇને ત્હેના અંતઃકરણમાં પ્રેમ ભાવ ઉત્પન્ન કર્યો. તે શાહજાદો સ્તબ્ધ થઇ ને ઊભો રહ્યો. તે જ વખતે ઘટાદાર ઝાડ જેમણે જાણે કે આ વખત માટે બધા તડકો સંઘરી રાખ્યો હોય તેમ એકદમ સૂર્યનાં કિરણ ફેલાવ્યાં; અને ત્હેમનાં સુન્દર પાંદડાં ને બિલોરના રંગના ફુવારા ઉપર તથા વાતાવરણને ખુશબોથી ભરપૂર કરનારાં ફૂલો ઉપર કિરણો આવવાથી સરસ દીપી નીકળ્યાં, બધો દેખાવ રમ્ય થયો.

મિહાર—ઉન-નિસાએ શરમાઇને કહ્યું. " સાહેબ મ્હને ક્ષમા કરો કબુતર મ્હારા હાથમાંથી ભૂલ્યથી ઉડી ગયું."

તે શાહજાદાએ ગાંડા માણસની પેઠે કહ્યું. અંહ ! શું કબુતર ? હેની વાત તું ન કર્ય, પણ મ્હને મ્હેરબાની કરીને કહે કે તું આ પૃથ્વિની મુલાકાત લેવા આવેલી અપ્સરા છે કે શું !

મિહાર—ઉન–નિસાએ ભોળા દીલથી કહ્યું. "મ્હારા બાપ મુખ્ય ખજાનચી છે. ત્હેનું નામ મિરઝા ગયાસબેગ ઇતમ્મદ–ઉદ્–દોલા છે. સાહેબ, મ્હને માફ કરજો પણ મ્હારે મ્હારી મા પાસે જવું જોઇયે"

સલીમે ત્હેનો હાથ ઝાલ્યો ને કહ્યું. "અરે નિર્દય ! ત્હેં મ્હારૂં કબુતર ઉરાડી દીધું પણ મ્હારૂં અંતઃકરણ જીતી લીધું છે. અરે ! જરીક વધારે વાર રહે."

મિહાર—ઉન—નિસાએ પોતાનો હાથ છોડવીને કહ્યું. મેહેરબાની કરી મ્હને જવા દો."

સલીમે કરગરને અવાજે કહ્યું. "અરે ! ના, મ્હને એકદમ મારવાની તો ત્હારી ઇચ્છા નથી ને ? મ્હેં શું જોયું છે તે હું સમજી સકતો નથી. મ્હારી અક્કલને પાંખો આવી છે ને આ ગાંડાઇ માટે કામદેવે મ્હને કાનમાં મુબારકબાદી આપી છે.

મિહાર–ઉન–નિસાએ અધીરાઇથી કહ્યું. "મ્હારે જવું જોઇએ. ત્હમે શું કહો છો તે હું સમજતી નથી. મ્હને પરાણે રાખવાની ત્હમારી મરજી છે ?"

સલીમે કરૂણરસવાળે અવાજે કહ્યું, "ત્હારા પગ જે ધુળને અડકે છે ત્હેને પણ ચુમ્બન કરૂં હવે હું તે ત્હને શી રીતે પેહરાણે રાખું !"

મિહાર—ઉન—નિસાએ નીચું જોઇને કહ્યું, "શાહજાદા ! ત્હારા કહેવાની શી મતલબ છે ? ત્હને આમ મ્હને રોકી રાખવાનો હક નથી"

સલીમે કહ્યું," ત્હેં પોતે જ ત્હારી આંખ્યોમાંથી છુટતાં તીરોવડે મ્હને ઘાયલ કર્યો છે, ને વળી પુછે છે કે શું છે ? શું હું મ્હારું અંતઃકરણ કહે છે તેમ ત્હને કહું છું કે હું ત્હને ચ્હાઉં છું. ત્હેણે જવાબની વાટય જોઈ પણ કાંઇ પણ જવાબ ન મળ્યાથી ઉમેર્યું. "કેટલીક વખતે શાહજાદાઓને હાવા વિષયો ઉપર જ્યારે સુન્દર હોઠો ત્હેને કાંઇ જવાબ નથી આપતા ને શકવાળી નજરથી જુવે છે ત્યારે ઘણી કઢંગી સ્થિતિમાં મૂકે છે." આટલું કહ્યા છતાં પણ જવાબ ન મળવાથી ત્હેણે પ્રેમમય અવાજે પુછ્યું." મ્હેં ત્હારૂં અપમાન થાય હેવું કાંઇ કહ્યું છે ? મ્હને માફ કર્ય હું અક્કલ ખોઈ બેઠો છું. ફરીથી મ્હારા રહામું જો કે મ્હને ભાન આવે."

મિહાર—ઉન–નિસાએ તે શાહજાદાને આ સ્થિતિમાં જોઈને મધુર અવાજે કહ્યું. "મ્હને લાગે છે કે ત્હમે એક મૂર્ખ કુમારિકાની લાગણી જોડે બહુ રમત કરી છે."

સલીમે–"મૂર્ખ કુમારિકા ? અરે નહિં, નહિં. હું તો ત્હને મ્હારા સ્હવારના તારા જેવી ગણુંછું. મ્હેં ત્હને જોઈ ત્યારથી દુનિયાં મ્હારા મનથી બદલાઈ ગઈ છે. તું મ્હને પીડા કરે છે ને વળી કહે છે કે હું ત્હારી લાગણી જોડે રમત કરૂંછું કહેવી નવાઇની વાત ?

મિહાર–ઉન–નિસાએ ધીમે રહીને કહ્યું "શાહજાદા, હું એક ગરીબ માણસની છોકરી છું. મ્હને મેહેરબાની કરીને જવા દો તો સારૂં."

શાહજાદાએ ત્હેના જવાના વિચારથી જ દુઃખી થઈને કહ્યું "હું ત્હને જવા દઉં ? હું તો ત્હારા હાથમાં છું. મ્હારું જે કરવું હોય તે કર્ય."

મિહાર-ઉન-નિસાએ કહ્યું, મ્હને મેહેરબાની કરી છોડો મ્હને કોઈ ત્હમારી જોડે દેખશે તો મ્હારું આવી બન્યું. ત્હમને કોણ કહે ?"

સલીમે દઢતાથી કહ્યું. "ત્હારું નામ કોણ દેછે જોઊં તો ખરો. મ્હારામાં જ્યહાં સુધી જીવ છે ત્યહાંસુધી હું ત્હને મ્હારા હૃદયના દરેક ધબકારે મ્હાર્ઇશ ને પતંગિયાની પેઠે ત્હારા તેજ વગર આરામ લઈ સકીશ નહિં.

મિહાર-ઉન્ન-નિસાએ કહ્યું ત્હમે જે કહો છો તે ત્હમારા મનમાં નથી ખરું ને! " ત્હમે મ્હને બનાવો છો માટે કૃપા કરીને મ્હને જવા દ્યો. "

સલીમે કહ્યું " હું ત્હને ખરા અંતઃકરણથી મ્હાઉં છું ને ત્હેનો સાક્ષી ઈશ્વરછે. મ્હને ત્હારી સમક્ષ જ રહેવું ગમેછે. સાચેસાચું કહુંછું કે ત્હેં જેટલી મ્હારા મન ઉપર અસર કરી છે તેટલી કોઇએ કરી નથી. મ્હેં ત્હને જોઈ ત્યહારથી મ્હરા મનમાં આવ્યું છે કે તું મ્હારે માટેછે. "

મિહાર-ઉન-નિસાએ ધીમે ધીમે કહ્યું. " ત્હમે મ્હને ત્હમારા મ્હારા ઉપરના પ્રેમની પુરતી સાબીતી આપીછે. અને હું કબુલ કરું છું કે હું ત્હેને નિવારવાને માટે અશક્ત છું. પણ મ્હને નથી લાગતું કે આ પ્રેમ ખરો ટકાઉ હોય. મ્હને તો લાગેછે કે આ ફક્ત ક્ષણ ભંગુર ધૂન છે, તે થોડા દહાડામાં જતી રહેશે. "

સલીમે કહ્યું. " માણસ જાત જેટલો ખરેખરો પ્રેમ બતાવી સકે તેટલો હું બતાવું છું. ને મ્હારા પ્રેમની વધારે સાબીતી હવે જે જીવ મ્હારો નથી ત્હેનો નાશ કરવાથી બતાવી આપીશ. " એમ કહી ત્હેણે પોતાના પોષાકમાંથી ચળકતી કટારી કહાડી ને તે પોતાના હૃદયમાં ભોકવા જતો હતો. એટલામાં મિહાર-ઉન-નિસાએ એકદમ ઉછળીને ત્હેના હાથમાંથી કટારી ખુંચવી લઈ પ્રેમમય અવાજે કહ્યું. "શાહજાદા ! જો ત્હમે મ્હને માનનીય પ્રેમ બતાવો છો તો ત્હેના બદલામાં હું પણ ત્હમને સમર્પિત પ્રેમથી મ્હાઈ સકીશ."

સલીમે કહ્યું. " એમ તું કહેછે ! મ્હને મ્હાવાને તું વચન આપેછે ? "

મિહાર-ઉન્ન-નિસાએ કહ્યું. હા. હું કાંઇ હેવી બેઅક્કલ નથી કે આટલી સાબીતી પછી પણ ત્હમારા જેવાને ન મ્હાઉં. પણ ત્હમને ખબર જ છે કે હું સ્વતંત્ર નથી. મ્હારા બાપના હાથમાં હોવાથી તે લોકો ત્હેમને ગમે તે કરે. "

સલીમે કહ્યું " તે મ્હારા હાથમાંછે " તે બહુ ખુશ ખુશ થયો ને ત્હેને આલિંગન દીધું.

મિહાર-ઉન્ન-નિસાએ છુટી પડી ને પ્રેમથી ધડકતી છાતી સહિત નીચું જોઈને કહ્યું. " હું ત્હમારી થઈશ પણ હમણાં મ્હને જવા દ્યો. "

તે શાહજાદાએ તરત માન્યુને જતો રહ્યો.

મિહાર-ઉન્ન-નિસા પણ લુગડાં ઠીકઠાક કરીને પોતાની મા હતી ત્યહાં ગઈ અને આંજે બધાં પાલખીઓમાં પોતપોતાને ઘેર ગયાં.

## પ્રકરણ ૪ થું.

એક ખુશનુમા રાતે વરસાદના એક ઝાપટાએ બધી ધુળ્ય બેસાડી દીધી હતી. નિર્મળ ભુરા આકાશમાં તારા ચળકતા હતા. ને ચંદ્રના કોમળ અજવાળાથી ઘણી જ સુન્દરતા ને શાન્તિ પ્રસરી રહ્યાં હતં. ત્હારે ગયાસબેગ ને ત્હેની પત્નિ પોતાના ઘરની અગાશીમાં બેઠાં હતાં. તે ઘર અગાડીથી વ્હેતી નદીનું પાણી તે લોકોનો શ્રમ હરી લેતું હતું. થોડાક દહાડા અગાઉના હુના પવનથી કંટાળી ગયેલાં હતાં. ત્હેમના અંતઃકરણમાં શીતળ વાયુથી આનન્દ ઉત્પન્ન થતો હતો.

ગયાસબેગની બેગમે કહ્યું "કેવી રમ્ય રજનિ છે. મ્હને અજવાળી રાત પસંદ છે."

ગયાસબેગે કહ્યું, "ઘણી જ સરસ છે પણ આપણે એક રાત્યે રઝળતાં હતાં ને સુન્દર ચન્દ્ર પણ આપણી તરફ ઘુરકીયાં કરતો હોય હેવું લાગતું હતું. ને પૃથ્વિ આપણને કાંઈપણ આશરો ન્હોતી આપતી તે યાદ છે? આકાશની હાવી સુન્દર વસ્તુઓ પણ ઝીણાં ઝીણાં કારણોને લીધે અસ્વસ્થ થયેલા મનને શાન્તિ નથી આપી સકતી. એ કેવી નવાઈની વાત છે?"

ત્હેની પત્નિએ કહ્યું. "હાવી રળીયામણી રાત્યે વળી એ દુઃખી દહાડાનું ક્યહાં સ્મરણ કરો છો? ત્હમે મ્હારા મનને એ દુઃખી દહાડા સંભારીને વ્યગ્ર કરો છો. આપણે આ બાળ કીને તજી દેવાનું ધાર્યું હતું તે ખોટું કર્યું હતું પણ મિહાર-ઉન્ન-નિસા જન્મી ત્હારથી જ આપણને સંભાળનાર મળી આવ્યું એ કેવી નવાઈની વાત છે!"

ગયાસબેગે કહ્યું. તે ભવિષ્યમાં કોઇ ઉંચી પદવીએ ચ્હડસે એમ અત્યારથી જ લાગે છે. તે હજી તો પંદર વરસની જ છે ને એટલી સમઝણવાળી છે કે આપણા કરતાં રીત્ય ભાત્ય વગેરે તે વધારે જાણે છે. તે બહુ વિચારવંત છોકરી છે. ને કાંઈ કાંઈ નવી વસ્તુઓ સોધી કહાડવાની ત્હેનામાં બુદ્ધિછે. તે હેવી સરસ જાત્યના નમુના સોધી કહાડીને ભરેછે કે હેવા મ્હેં કદી જોયા જ નથી. પરીની ખૂબસુરતી વાળી છોકરી, અકબર જેવો માયાળુ ને સારો માલિક અને ત્હારા જેવી મનોહર પત્નિ મળ્યાંછે તેથી મ્હારે પરમેશ્વરનો ઉપકાર માનવો જોઈએ."

બેગમે કહ્યું. "મ્હારે પણ ત્હમારા જેવા સારાને પ્રેમાળ પતિ મળ્યા છે તેથી પરમેશ્વરનો ઉપકાર માનવો જોઈએ. મ્હારી મિહાર-ઉન્ન-નિસા પૂર્ણિમાના ચન્દ્ર જેવી એક ખૂબસુરત સ્ત્રી થવા લાગી છે. હવે ત્હેને માટે આપણે એક સારો વર સોધવો જોઈએ."

ગયાસબેગે કહ્યું. "હા હું પણ તે વિશે ઘણા વખતથી વિચાર કરૂંછું ને આખરે મ્હેં એક સોધી કહાડયોછે ને મ્હને આશાછે કે તું મ્હારા વિચારને મળતી આવીશ. ત્હેં અલીકુલીબેગનું નામ સાંભળ્યું છે ખરૂં! તે ઘણો માયાળુ સ્વભાવનો છે ને વળી ઇરાનનો જ છે. મ્હેં ત્હેને મિહાર-ઉન્ન-નિસાને પરણાવવાનું વચન આપ્યુંછે."

બેગમે કહ્યું. "હા પણ આપણું સારું કરનારે ભવિષ્ય ભાખ્યું છે કે મિહાર-ઉન્ન નિસા એક રાણી થશે. પણ શાહજાદો સલીમ તો પરણી ગયોછે.

ગયાસબેગે મ્હોડાઇ જઈને કહ્યું. અંહ, શાહજાદો સલીમ! તે તો મોજશોકને ન્હાનારો દારૂડિયો તે વિષયી છે. ત્હેને પરણાવવા કરતાં હું મરી જાઉં તો સારૂં. ત્હેને મારી

પુત્રી પરણાવવા કરતાં હું પ્હેલાંની પેઠે ઘરબાર વગરનો રખડતો રહેવાનું વધારે પસંદ કરૂંછું. ત્હેનો પ્રેમ અપવિત્ર અને અસત્યછે. "

બેગમ—હે ઉમદા પતિ ! સ્ત્રીઓ પોતાના પતિનો અખંડિત પ્યારઅને પોતાની જાતને નિષ્કલંક રાખવી એ બે વાનાં જ વધારે ચ્હાય છે. આપણે કાંઈ શાહજાદાના પૈસા માટે આપણી પુત્રીનું સુખ ત્હેના સત્ય પ્રેમ વગર વેચવાનાં નથી.

ગયાસબેગ—સત્ય પ્રેમ ? સલીમ કનેથી હેની તો હું આશા રાખતો જ નથી. ત્હેને તો મોજશૉક ને ઉડાઉપણું ગમેછે ત્હેને ખરો પ્રેમ શી વસ્તુ છે ત્હેનો વિચાર જ કરવાને ત્હેની રમત ગમતમાંથી વખત મળતો નહિં હોય. તે આટલો ન્હાનો છે છતાં વિષયી છે. અને વળી મ્હેં મ્હારી પુત્રી આપવાને અલીકુલીબેગને વચન આપ્યું છે. તે એક બહાદુર લડવૈયો છે ને તે મિહાર-ઉન્-નિસાને એક સિપાઇ જેવી સારી રીતે ચ્હાઇ શકે તેવી રીતે ચ્હાશે ને પોતાની આંખ્યોની કીકીની પેઠે સંભાળશે. ને મિહાર-ઉન્-નિસા ત્હેને ત્હેના બદલામાં સારી રીતે ચ્હાશે એમ હું ધારું છું.

બેગમ—ત્હમે ઘણા ડાહ્યા છો ને મ્હને ખાત્રી છે કે આથી મિહાર-ઉન્-નિસા સુખી થશે.

ગયાસબેગ—અલીકુલીબેગ ઘણો સારો છોકરો છે. તે આપણી મિહાર-ઉન્-નિસા કરતાં મ્હોટો છે, તે જુવાન છે છતાં ત્હેના જેવો લશ્કરમાં પ્રખ્યાત કોઇ નથી.

બેગમ—હા મ્હેં ઘણી વખત ત્હમને ત્હેનાં વખાણ કરતાં સાંભળ્યા છે ને તે બહાદુર હોય એમ પણ કહેવાય છે. પણ તે આપણી મિહાર-ઉન્-નિસા જેવો દેખાવડો છે ?

ગયાસબેગ—ના, હેના જેટલો જ દેખાવડો તો નથી, પણ થોડોક દેખાવડો છે ખરો, ને મિહાર-ઉન્-નિસા ત્હેનો સ્વભાવ જેમ જેમ જાણતી જશે તેમ તેમ ત્હેને વધારે ચ્હાશે. તે પણ રાજ્યકીય ઉથલપાથલને લીધે ન્હાશી આવેલો છે. તે જ્યહારે લશ્કરમાં દાખલ થયો ત્યહારે આપણા જેવો ગરીબ હતો, પણ હવે તો પોતાની હુશિયારીથી તે સારી સ્થિતિમાં છે. શેહેનશાહે ત્હેના તાબામાં એક હજાર ઘોડે સ્વારનું લશ્કર આપ્યુંછે.

બેગમ—ત્યહારે તો હવે વિધિનુંસાર મિહાર-ઉન્-નિસાનો વિવાહ કરવાનું જ બાકી રહ્યુંછે.

ગયાસબેગ—હા, ને ત્હેમાં જ બધી ખાલી ધામધુમ કરવાની છે. અને મ્હને શાન્તિ ગમેછે. ગરબડાટ ને ધામધુમથી કંટાળુંછું, હું ધારું છું કે આ બધું મ્હારે ખમવું પડશે.

બેગમ—હાસ્તો, વળી અલબત, આપણી છોકરીનું લગ્ન ત્હમારી પદવીને લાયક ધામધુમથી કરવું જ જોઈએ ને.

ગયાસબેગ—પ્રિયે ! તું જાણતી નથી કે મ્હને આ બધું જ કેટલો થકવી નાંખશે. ખર્ચ બાબત મ્હારે વાંધો નથી પણ ગરબડાટને અગવડોથી એક કલાકની પણ શાન્તિ નહિં મળે ને મરતો જાણે કે વીશી જ જોઈ લ્યો. આમ થવાનું.

બેગમ—ના, ના, હેવું તો ઠીક નથી હોતું, પણ આપણે અહિં આવેલા પ્હરોણાની પ્હરોણાગતતો આપણે કરવી જ જોઈએ. ત્હેમની મોજશૉકને માટે રમત ગમતો પણ જોઈએ કની ! ને મિહાર-ઉન્-નિસાની બ્હેનપણીઓને પણ ગમ્મત પડવી જોઈએ ને. એ

બધું મ્હારૂં કામ છે. ને હું કરીશ. ત્હમે ગમે તો ત્હમારા પુરૂષ પ્હેરોણાઓને લઈ ને એક ખંડમાં બેશીને તત્વજ્ઞાનની વાતો કર્યા કરજો.

ગયાસબેગ—હું ધારૂં છું કે મ્હારા મિત્રો પણ એકલી તત્વજ્ઞાનની વાતોથી રમુજ નહિં પામે ને ત્હેમને પણ રમત ગમતો જોઈશે ત્હેનો બંદોબસ્ત હું કરીશ.

બેગમ—હું આ બાબત મિહાર-ઉન્ન-નિસાને વાત કરીશ. તે કેટલી બાહોશ છોકરી છે કે ત્હેને પૂછીએ તો સારું એમ મ્હને લાગેછે. કહે છે કે હિન્દુલોકો પોતાની પુત્રીઓને પોતાની મેળે વર પસંદ કરવા દેતા.

ગયાસબેગ—હા, તેમ કરતા. પણ તે લોકોને પોતાની ભૂલ્ય જણાઈ, ને આખરે તે રીવાજ મૂકી દેવો પડયો. એક જુવાન છોકરી ગુણ જોયા વગર રૂપથી મોહીને એક દયાહીન માણસને પસંદ કરે. અને આપણા રિવાજ પ્રમાણે તો છોકરીઓને પોતાનાં માબાપની પકડી પસંદગીનો લાભ મળેછે. ન્હાનીને સમઝણ વગરની છોકરીઓ કરતાં ત્હેમનાં માબાપ કીયો માણસ પોતાની પુત્રીને વધારે લાયક છે તે વધારે સારી રીતે સમજી શકે છે. તેથી મિહાર-ઉન્ન-નિસાને આ વાત પૂછવાની કાંઇ જરૂર નથી. તે કહ્યાગરી છોકરી છે ને આપણે જ્હાં ત્હેને પરણાવીશું ત્હાં તે પરણશે.

બેગમ—ખરી વાત, પણ માબાપ, પોતાની છોકરીનું સારું ઇચ્છવાને બદલે કોઇવાર બીજા વિચારોથી આડાં દોરાય છે. છોકરાનો પૈસો, આબરૂ અને પદવી ત્હેમના મનમાં ત્હેના ગુણો કરતાં પ્હેલાં આવે છે ને પોતાની છોકરીનું સુખ ત્હેમાં જતું રહે છે, ને તે આખી જીંદગી દુઃખમાં ને કંટાળાથી ગાળે છે; ને માબાપને ત્હેને માટે ઠપકો આપે છે. હિન્દુ રિવાજ પ્રમાણે તો છોકરી જો નઠારો વર પસંદ કરે તો તે પોતાને જ ઠપકો આપે છે.

ગયાસબેગ—તું કહે છે તે કેટલેક અંશે ખરું છે, પણ છોકરીને પોતાની મેળે વર શોધી લેવાનો રિવાજ મ્હને પસંદ નથી. તે તો ગમે ત્હેવા સ્વભાવનો પણ સારા દેખાવનો હોય ત્હેને પસંદ કરે. માબાપ કેટલીક વાર પૈસા ટકાથી અંજાઈ જઈ ને નાલાયક વર સાથે પોતાની છોકરીને પરણાવે છે તે હું કબુલ કરૂંછું. પણ હિન્દુઓને પોતાનો રિવાજ ખોટો લાગ્યો હશે. તેથી જ ત્હેમણે કહાડી નાંખ્યો હશે; નહિં તો તેમ ન કરત.

બેગમ—ત્હમારે એટલું તો કબુલ કરવું પડશે કે હિન્દુઓ સ્ત્રીઓને ડહાપણને ન્યાય શક્તિવાળી ધારતા હતા, ને ત્હમે તો ત્હેમને કશામાં એ ગણતા નથી. તે લોકો આટલું બધું છતાં પુરૂષો ઉપર રાજ્ય કરી સકે છે ને તાબે રાખી સકે છે તે માટે પુરૂષોનો ઉપકાર નથી માનવાનો પણ ત્હેમના પોતાના કીમતી સ્વભાવનો ઉપકાર માનવાનો છે.

ગયાસબેગ—હા મ્હારી રાણી, જેમ તું મ્હારા ઉપર ઉપર રાજ્ય કરે છે તેમ, પણ જો સ્ત્રીઓ પોતાની મેળે વર પસંદ કરવામાં ન્યાયશક્તિને ડહાપણ વાપરતી હોત, તો હિન્દુઓ જે રિવાજને ચીવટ રીતે વળગી રહ્યા હતા તે કેમ છોડી દીધો !

બેગમ—હિન્દુઓમાંથી જ્હારે જ્ઞાન અને સત્ય ગયાં ત્હારે હાલ જોઈએ છીએ હેવી ત્હેમની સ્થિતિ થઈ છે. રિવાજમાં કશી ખામીને લીધે છોડી દેવો પડયો એમ નથી, પણ મુસલમાન સુબાઓનાં અવિચારી કૃત્યોથી છોડી દેવો પડયો. ત્હેમનાં કૃત્યોથી હિન્દુઓમાં, એટલાં તો દુઃખ, ભય, માઠી નિશાનો શક ને અનર્થ થયાં કે તેઓને પોતાનાં બેરાં છોકરાં

ને બંધ બારણે તેઓની આબરૂના રક્ષણાર્થે રાખવાં પડયાં.

ગયાસબેગ—હા પ્હેલ વ્હેલા મુસલમાનો હિન્દુસ્થાનમાં આવ્યા ત્હારે તે લોકો વિકાળ પશુની પેઠે વર્ત્યા હતા તે કબુલ કરતાં મ્હને શરમ આવે છે. ને નિર્દોષ પુરૂષો અને સ્ત્રીઓની ક્રુર કતલ તો મનને બહુ જ કમકમાટ ઉપજાવે છે. મ્હને લાગે છે કે તેઓનાં અંતઃકરણ પથ્થરનાં બનેલાં હશે. કારણ કે તે લોકો પોતે ફત્તેહની ખુશાલીમાં જે રીતની ઉજાણીઓ કરતા હતા ત્હેને માટે તેઓને બીલકુલ દુઃખ લાગતું નહિં.

બેગમ—શું શિકારીને તે જે હરણને ભાલો મારવાનો હોય છે ત્હેને માટે કાંઇ પણ લાગણી થાય છે ? ત્હેનું મન પોતાના સ્વાર્થમાં એટલું બધું હોય છે કે બીજાની પીડાની તે દરકાર કરતો નથી. તે જ જાત્યનું સ્વાર્થિપણું જીતનારા મુસલમાનોમાં પ્રામલ્યવાન હોવું જોઈએ.

ગયાસબેગ—હા તેમ જ હોવું જોઇએ. પણ પરમેશ્વરનો ઉપકાર માનો કે કેટલાક ખરેખરા સારા રાજાઓ થઈ ગયાછે. તેઓ પોતાના નિષ્પક્ષપાતેપણાથી ને ન્યાયવૃત્તિથી પોતાની પ્રજાને વ્હાલા થયાછે ને તે પ્રજાનું માન પામેલાછે.

બેગમ—તે તો કોણ જાણે. કારણ કેટલાક મુસલમાનો ત્હેમના ક્રુર રાજાઓ માટે મગરૂર છે. એક દહાડો હું શેખ-ઉલ્લ-સદરની બેગમ જોડે વાત કરતી હતી ત્હારે તે ક્રુર રાજાઓને વખાણતી હતી ને આપણા ઉમદા ને વ્હાલા શેહેનશાહને પાખંડ મત માનનાર કહેતી હતી, હું કેટલીક વાર સુધી તો આ ખમી રહી પણ આખરે મ્હારાથી રહેવાયું નહિં ને ત્હેના વિચારો માટેના મ્હારા અભિપ્રાય જણાવ્યા. આ જગત જ હેવું છે કે આપણા શેહેનશાહ અકબર જેવા સારા ને ન્યાયી માણસો પણ નિંદામાંથી બચી સકતા નથી.

ગયાસબેગ—આપણા શેહેનશાહને જે લોકો નિન્દે છે તે આપમતલબી હોવા જોઈએ. બ્હારના લોકો, આપણા શેહેનશાહ પોતાની પ્રજાના કલ્યાણાર્થે કેટલી મેહેનત કરે છે તે જાણતા નથી. ત્હેના મનમાં તો ઊંચી જાતના જ વિચારો આવે છે, ત્હેવા વિચારો સાધારણ માણસોના મનમાં તો નહિં જ આવતા હોય. હેના કરતાં શું વધારે જોઈએ ? આપણા શેહેનશાહ પોતાને માટે નહિં પણ પોતાની પ્રજાને માટે રાજ્ય કરેછે. ત્હેણે બધી રાજ્યપદ્ધતિ બદલી નાંખીછે. તે ઘણીવાર કહે છે કે " પરમેશ્વરે મ્હને મ્હારી પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાને નહિં પણ મ્હારી પ્રજાની ઇચ્છાઓ તૃપ્ત કરવાને મોકલ્યોછે. " ને તે વિજાતીય લોકોને એક કરવાને ઘણી મેહેનત કરેછે. આપણા શેહેનશાહ મોડા ઊંઘી જાયછે ને સ્હવારે વ્હેલા ચાર વાગે કામે મંડે છે ત્હેની કોને ખબર છે ?

બેગમ—આપણા શેહેનશાહે ધર્મચુસ્ત મુસલમાનો જોડેનો સંબન્ધ તોડયો તે ત્હેણે ખોટું કર્યું એમ ત્હમે નથી ધારતા ?

ગયાસબેગ—ત્હેમાં હેનો ઉપાય ન્હોતો. ત્હેણે ઘણા વખત સુધી તો સંબન્ધ કાયમ રાખવાનો પ્રયત્ન કર્યો, પણ શેખ-ઉલ્લ-સદર લોકોને પીડતો હતો તે હેનાથી ન ખમાયું. અને હેનાથી ઢોંગી પણ ન થઈ સકાયું, હેણે દરેક ધર્મમાંથી સારા સિદ્ધાન્તો ટાળી કાડયા ને તે બધા ઉપરથી પોતાનો ધર્મ રચ્યો. હેની નજરમાં તો હિન્દુ અને મુસલમાનો સરખા જ છે. એક કુતરો પણ સ્વચ્છ છે, ને મદ્યપાન જેને કરવું હોય તે કરે ને ડુક્કરનું માંસ

ખાવું હોય તો ખાય, હેવો અભિપ્રાય છે. હેને જ્યહાં સુધી સત્ય અને સદ્‌ગુણનો રસ્તો કોઇ છોડે નહિં ત્યહાં સુધી ગમે તે કરે ત્હેની અડચણ નથી.

બેગમ—હેની સત્તા નિચે આખો દેશ કે'વો સુખી છે. એક જાદુગરની પેઠે હેના હાથ ફર્યાથી પ્રદેશ એક બગીચા જે'વો થયો છે. ને લોકો કહેછે તેમ હેના મનમાં સૂર્યનું કિરણ પેઠું છે. ત્હેને લીધે એ અસત્યમાંથી સત્ય સોધી કહાડે છે ને દરેક માણસની ખરી કીંમત જાણી સકે છે. આપણે ઘરબાર વિનાનાં ને રઝળતાં રખડતાં આવ્યાં ને હેણે ત્હમને ત્હમારે લાયક પદવીએ ચ્હડાવ્યાછે.

ગયાસબેગ—" હું કોણ છું તે મ્હને ખબર છે. હું મ્હારા દેશમાં નિર્માલ્યપણા માટે પ્રખ્યાત હતો તે જ છું પણ શેહેનશાહ એક લોહચુમ્બકની પેઠે મ્હોટા માણસોને પોતાની તરફ આકર્ષેછે હેમાં તો શક નથી. અબુલફૂઝલ જે'વા મહા તર્કશાસ્ત્રિ, ફૈઝી જે'વા કવિઓ, ટોડરમલ જે'વા, કોશાધ્યક્ષ, માનસિંહ જે'વા સૈનિકોને બિરબલ જે'વા મન્ત્રીઓ હેના દરબારને શોભાવે છે. પોતાના શેહેનશાહની પેઠે આ લોકોને મન પણ પોતાની પ્રજાનું નિરવાર્થપણે કલ્યાણ કરવું એ મુખ્યકામ છે. હાવા મહાન નરોવાળા દેશનું ભવિષ્ય ખરેખર મ્હોટું જ હોવું જોઇએ. "

બેગમે—" મ્હેં ફૈઝીનાં બધાં કાવ્યો વાંચ્યાં છે. ત્હેના વિચાર ઘણા ઉત્તમ છે ને ત્હેની વાણી બુલબુલના જે'વી મીઠી છે. "

ગયાસબેગ—" ફૈઝી તો જન્મથી જ કવિ છે, એક વખત ત્હેને કેદ કરીને શેહેનશાહ આગળ આણ્યો હતો, ને જ્યહારે શેહેનશાહે ત્હેને સવાલો પૂછ્યા ત્યહારે એકદમ નીચેનું રસિક કાવ્ય બોલી ઉઠયો. શેહેનશાહ એથી બહુ ખુશ થઇ ગયો. ને તે દિવસથી ત્હેને પોતાના દરબારમાં રાખ્યો ને ત્હેનાથી કદી છૂટો પડયો નથી. "

( ઉપજાતિ. )

પૂર્યો મ્હને હે નૃપ પાંજરામાં,
કૃપા કરી દે ઉડવા હવામાં;
છું પંખી મોંઘો મધુ ભાષી;—ગાઉં
વિશેષ મીઠું, યદિ મુક્ત થાઉં.

બેગમે—ફૈઝી તો હેનાં કાવ્યો લખવાની ઢબમાં ખૂબીદાર છે. પણ ત્હેનો ભાઇ અબુલ ફૂઝલ તો કાબેલ તર્કશાસ્ત્રી છે. તે મ્હને ગમતો નથી. તે પોતાના વિચારો અમર્યાદ રીતે દર્શાવે છે. ને ફૈઝી તો સાદી રીતે બોલે છે ને આપણા મનમાં તરત ઠસાવી દે છે. "

ગયાસબેગ—ફૈઝી તો કવિ છે. તે પોતાના ચાટલારૂપી હૃદયમાં તાત્કાલિક જ્ઞાનથી બધી વસ્તુઓ જુવે છે. તે દરેક વસ્તુઓની અંદરની ખૂબીઓ જુવે છે ને ત્હેનું ચિત્ર આપણને અક્ષરના આકારમાં બતાવે છે. ને એ રીતે આપણી બુદ્ધિની પ્હોંચ ઉપરાંતની જે દુનિયાં છે તે આપણી આગળ પ્રદર્શિત કરે છે. અબુલફૂઝલની રીત અક્કલવાળી છે પણ ગુંચવાડાભરેલી ને કઠણ છે.

બેગમ—" એમ જ હશે ત્હમે હમણાં બિરબલને ધારાસભાનો સભાસદ કહ્યો પણ તે તો ત્હેના અક્કલભરેલા હાજરજવાબીપણા માટે ને ત્હેના મન મોજીપણા માટે પ્રખ્યાત છે. "

ગયાસબેગ—" શું તું એમ ધારે છે કે અકબર જેવા રાજા ફક્ત ત્હેના હાજર જવાબીપણા માટે જ રાખે. બિરબલ દીર્ઘદ્રષ્ટિવાળો માણસ છે, ને ત્હેની અક્કલને લીધે તે દરેક સવાલની બંને બાજુઓ જોઈ શકે છે. ઘણીવાર બધા. મંત્રીઓ કોઈ સવાલની બન્ને બાજુઓની તપાસ કરીને આખર નિર્ણય ઉપર આવે છે, ત્હારે બિરબલ પોતાની મશ્કરી ભરેલી રીતે તે બધું રદ કરી નાંખે છે ને ત્હેમાંની ખોડયો બતાવે છે."

બેગમ ગયાસે મગરૂરીથી કહ્યું " તમે મ્હારા પતિ પણ શેહેનશાહનો દરબાર શોભાવનારાઓમાંના એક છો."

ગયાસબેગ—" હું મ્હારા કામકાજમાં શેહેનશાહની મરજી સાચવવાનું મ્હારાથી બનતું કરૂં છું પણ અફસોસ ! કે સલાહ, શાન્તિ, વ્હાલ અને ન્યાયનું મંદીર જે શેહેનશાહે બાંધ્યુંછે ત્હેનો પાયો રેતીમાંછે. ને જ્હારે ત્હેને સંભાળનાર, ત્હેને હાલી ઊંચી પદવીએ મ્હડાવનાર અને ત્હેનો બાંધનાર મરણ પામશે ત્હારે ખચિત તે ભાગી પડશે. ઉમદા મનનાં માણસોએ કરેલું શાન્તિને પ્રેમનું દેવાલય એક મહા પ્રલયથી નાશ પામશે. પરમેશ્વરે ત્હેવા લોકોને તાબામાં રાખવા જોઇએ ત્હેને બદલે આમ થવા દે છે તેથી મ્હને તો નવાઈ લાગે છે."

બેગમ—" તે આપણા કરતાં વધારે જાણે છે આપણી બુદ્ધિ અંતવાન છે તેથી આપણે ત્હેની અનંત બુદ્ધિથી કરેલાં કામો સમજી સકતાં નથી. ત્હેનો પ્રેમ પણ અનંત છે. અકબર બાદશાહ જે શિખવે છે તે હાલ લોકો શીખતા નથી પણ આખરે ત્હેનું સારૂં પરિણામ તે લોકોને જણાશે."

ગયાસબેગ—વંશપરંપરાની રાજ્યપદ્ધતિ ખોટી છે, તેહમાસા રાજા મ્હારા પિતાને પોતાના ભાઇની પેઠે મ્હાતા હતા, ને ત્હેના છોકરાએ મ્હને પોતાના રાજ્યમાંથી કહાડી મૂક્યો. તેહેમાસાને સારાને ડાહ્યા માણસો પસંદ હતા ને ત્હેના છોકરાને તુરંગીને વિષયી માણસો ગમે છે, ત્હેને લીધે રાજ્યકારભારને નુકસાન થાયછે. પ્હેલાં હિન્દુઓ અમુક વખત માટે રાજાઓ પસંદ કરી સકતા હતા, ને તેથી તે લોકો રાજ્યને લાયક નર પસંદ કરી સકતા, અને લોકોનો પોતાનો સ્વાર્થ હોવાથી તે લોકો રાજ્યમાં ભાગ લઈ સકતા હતા ને સુખી થતા હતા.

બેગમ—હા, તમે કહો છો તે ખરી વાત છે હેવી પદ્ધતિ હોય તો વંશપરંપરાની પદ્ધતિથી થતું અનિયમિતપણું અટકે. મ્હેં સાંભળ્યું છે કે ઇંગ્લાંડમાં હેવી રાજ્યપદ્ધતિ છે તેથી કેટલા સૈકાથી તે લોકો સલાહ શાન્તિ અને સ્વતંત્રના ભોગવતા આવ્યા છે, ને બીજા દેશોમાં એટલી બધી નથી. ઇંગ્લાંડના લોકો બહાદુર ગણાતા મ્હેં સાંભળ્યા છે.

ગયાસબેગ—આપણો શાહજાદો સલીમ તો વંઠી ગયેલો ને તરંગી છે. હું પરમેશ્વર કને એટલું જ માગું છું કે તે ત્હેને ખરે માર્ગે મ્હડાવે, એટલે અકબર અને ત્હેના મંત્રીઓએ કરેલાં કામની મેહેનત રદ જાય નહિં.

આ વાતો કરતાં હતાં ત્હેવામાં એક મ્હોટી ગર્જના થઈ. તે લોકો વાતોમાં એટલાં તલ્લિન હતાં કે વાદળાં આવ્યાં હતાં ને ચન્દ્રને ઢાંકી દીધો હતો ત્હેની તેઓને કશી ખબર પડી ન્હોતી, ને હવે વીજળી અને ગર્જના ને ઠંડા પવનના ઝપાટા સાથે વરસાદ આવ્યો. ગયાસબેગને ત્હેની સ્ત્રી ઘુંટણીએ પડી પરમેશ્વરની પ્રાર્થના કરી સુવા ગયાં.

---

# શ્રીયુત મહંત ગુરુપ્રસાદ હરિદાસ કૃષ્ણદાસ.*

મનુષ્યની દૃષ્ટિ સમિપ જે જે વસ્તુઓ, સ્થિતિઓ તથા ભાવો સ્થપાય છે તે સર્વની અસરો તેના અંતઃકરણમાં પરિણામ ઉપજાવ્યાવિના રહેતાં નથી. જો સ્થપાયેલી વસ્તુ, સ્થિતિ, અથવા ભાવ ઉચ્ચ હોય છે તો પરિણામ ઉચ્ચ પ્રકટે છે, મધ્યમ હોય છે તો પરિણામ સામાન્ય પ્રકટે છે અને કનિષ્ટ હોય છે તો પરિણામ કનિષ્ટ પ્રકટે છે.

આમ હોવાથી મનુષ્યના સંબંધમાં બુદ્ધિપૂર્વક મૂકવામાં આવતી વસ્તુઓ, સ્થિતિઓ તથા ભાવો ઉચ્ચ પરિણામો પ્રકટાવે તદર્થે જે ઉચ્ચ, ઉચ્ચતર અથવા ઉચ્ચતમ હોય તેજ પસંદ કરવામાં સત્પુરુષોએ સાવધાનતા સેવવી અગત્યની છે.

જીવનવૃત્ત ત્રણ પ્રકારનાં હોય છે. કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ. અને આદર્શરૂપ જીવનવૃત્ત વ્યવહારનાં મનુષ્યનાં જેટલાં ઉચ્ચ હોય છે, તે કરતાં અધિક ઉચ્ચ પરમાર્થપરાયણ મહાત્માઓનાં હોય છે. તેથી આવાં ઉચ્ચ જીવનોનો સર્વ ભાષાઓમાં સંગ્રહ કરવામાં આવે છે.

આ જીવનવૃત્તો કયો વાચક આદરપૂર્વક નહિ વાંચે ! કોણ તેમાં રહેલા ઉત્તમ સદ્‌ગુણોનું મનન નહિ કરે ? અને કોણ તેવા સદ્‌ગુણો પોતાનામાં પ્રકટાવવાને પ્રયત્નશીલ નહિ થાય !

**શ્રીયુત મહન્ત ગુરુપ્રસાદ હરિદાસ કૃષ્ણદાસનું** સંક્ષિપ્ત જીવન મનુષ્યની મતિને પવિત્ર કરનાર હોવાથી તે અત્ર આપવું યોગ્ય ગણ્યું છે.

આ મહાત્માના પુણ્યતનુનો પ્રાદુર્ભાવ સંવત ૧૯૨૨ ના ફાલ્ગુનની શુક્લ એકાદશીના પરમ પવિત્ર દિવસે થયો હતો. વસંત ઋતુનો અને વસંતમાં આવતા તહેવારોનો મહિમા કોનો અજાણ્યો છે !

બાલ્યાવસ્થાથીજ એમને જગત પર માયિક પ્રેમ નહતો. શ્રીમાન્ સરયુપારા બ્રાહ્મણ કૂલના ભૂષણરૂપ હોવા છતાં તેમને સંપત્તિપર જરા પણ પ્રીતિ નહતી. એક સમયે ભાગ લાગ માટે એમના વડીલના ભાઇઓમાં કલહ થયો અને મારા મારીમાં એક કાકાનો પ્રાણ ગયો. આ જોઈ બાળક મહાત્માના અંતઃકરણપર જગતના મિથ્યાત્વની ખાત્રી થઇ અને પોતાનામાં રહેલો નિગૂઢ વૈરાગ્ય એકાએક બહાર ઝળકી નીકળ્યો. પોતાની માલ મતા–ભાગ લાગ સર્વસ્વનો ત્યાગ કરી તેમણે તીર્થાટણ કરવાનો આરંભ કર્યો. રસ્તામાં જતાં આટલી નાની ઉમરના બાળક બ્રાહ્મણ કુમારને જોઇ એક પ્રસિદ્ધ ડાકટરને તેમના ઉપર બહુજ પ્રીતિ ઉપજી. શ્રીમાન્ કુટુંબમાં જેમનો જન્મ થયો હતો તેમને પૂર્વના પુણ્યસંસ્કારનાં સુખો ભોગવવાંજ પડ્યાં. આ ડાકટરે તેમની અત્યંત પ્રેમથી આસના વાસના કરી અને અત્યંત સુખ અને વૈભવમાં તેમને તે પોતાની સાથે વિદેશ લઇ ગયો.

થોડોક સમય પૂર્વસંસ્કારનો ક્ષય કરી પુનઃ તેઓ ભારત વર્ષમાં પધાર્યા અને અનેક સ્થળોને પોતાનાં પવિત્ર ચરણોથી પાવન કરી, જગતના નાના પ્રકારના સર્વ વ્યવહારથી ઉપરામ પામેલા હોવા છતાં, માત્ર ધર્મપરાયણ આચરણ કરતા હાલ પોતે મુંબઇમાં શ્રીમહાલક્ષ્મીના પૂજ્ય તીર્થ સમિપમાં નિવાસ કરે છે.

* મહાત્માઓનાં જીવનવૃત્ત લખવામાં વિગતો મેળવવામાં ઘણી મુશ્કેલીઓ હોય છે. તે નિરભિમાન મહાત્મા જણાવતા નથી. જેથી ભવિષ્યમાં પુરતી વિગતો સાથે આ ઉપયોગી લેખ આપવામાં આવશે.

છું. [1] " હાલમાં આપણા દેશમાં ઠાકુર હરનાથ-બૅનરજી નામે એક ઉચ્ચતમ કોટિના **ભક્ત અને અલૌકિક શક્તિ સંપન્ન** મહાત્મા **શાંત અને અતિ ગુપ્ત રીતે** જીવન ગાળે છે. × × × × અમે એ મહાત્મા સાથે પત્ર વ્યવહાર ચલાવીએ છીએ. ખરા સંતને છાજે એવી નમ્રતાપૂર્વક તેમણે અમને લખ્યું છે કે ખાસ જરૂરી પ્રસંગ સિવાય મારૂં સરનામું ગુપ્ત રાખજો. નહિ તો મને બ્હીક રહે છે કે હજારો માણસો મારા શાંતિ નિવાસ ઉપર ધસારો કરશે."

સૂર્ય ઉગ્યા પછી તે ગુપ્ત રહી શકતો નથી. કસ્તુરીનું પાત્ર ઉઘડ્યા પછી તેનો પરિમલ અજ્ઞાત રહી શકતો નથી. કમળ વિકસે છે એટલે તરત ભ્રમરાનાં ટોળેટોળાં તેની આસપાસ ગુંજારવ કરી રહે છે. તેમ જેનું અહંકારનું પડ તુટી ગયું છે, જેની મમતની અને ભિન્નતાની દિવાલો વિશુદ્ધ સ્નેહની ભરતીથી ધોવાઇ ગઇ છે તેવા આત્માનો પ્રકાશ કોટિ પ્રયત્ને પણ ઢાંકી શકાતો નથી. ગુરુ થવાને અત્યંત આતુર એક યુવકને મહાત્મા રામકૃષ્ણ પરમહંસજીએ કહ્યું હતું કે પ્રથમ તું તારી આત્મજ્યોતિ પ્રકટાવ એટલે પતંગીઆં આપોઆપ તારી પાસે ઊડી આવશે. તારે પતંગીઆંને શોધવા ગામેગામ નહિ જવું પડે. આ મહા નિયમ પ્રમાણે અપ્રસિદ્ધ રહેવા ઇચ્છનાર હરનાથજી અપ્રસિદ્ધ રહી શક્યા નહિ. ધીમે ધીમે એક પછી એક તૃષાતુર આત્માઓ એમની કૃપાનું પાન કરવા લાગ્યા. તેમાંના એકે એમણે લખેલા પત્રો એકઠા કરી પ્રસિદ્ધ કર્યા. ત્યારથી તે ખુલ્લી પ્રસિદ્ધિને પામ્યા છે.

એમનો જન્મ બંગાળાના સોનામુખી ગામમાં થયો હતો. બે વર્ષની વયે એમને પિતાનો હમેશને માટે વિયોગ થયો. તેથી મૂર્તિમતી ભક્તિ જેવાં તેમનાં માતાની સંભાળ નીચેજ તે મ્હોટા થયા અને કેળવાયા. આ દેશના તેમજ બીજા દેશના મહાત્માઓ વિષે કહેવાય છે તેવા અલૌકિક બનાવો એમના બાળપણથીજ જોવામાં આવ્યા હતા. જેને દિવ્યદૃષ્ટિ અથવા અંગ્રેજીમાં Clairvoyance કહે છે તે શક્તિ હરનાથજીમાં જન્મથી છે. અપારદર્શક વસ્તુઓની પેલીપાર તે બાળપણથીજ જોઇ શકે છે. તેમને આ શક્તિ સ્વાભાવિક છે. તે પોતે કહે છે કે મારી પરીક્ષા લેવા મારાં માતા મને ઘરની બહાર મોકલી વસ્તુઓ સંતાડતાં અને પછી મને ખોળી કહાડવાનું કહેતાં ત્યારે હું તરત તે ચીજો લાવી આપતો. આ અસામાન્ય સિદ્ધિ છે એવું તેમને મોટી ઉમ્મરે જ્ઞાન થયું. ચાર વર્ષની ઉમ્મરે એક મહાત્માનાં તેમને દર્શન થયાં. હરનાથજી પોતાના મ્હોટા ભાઇ સાથે ભણીને ઘેર આવતા હતા, સાંજ પડી ચૂકી હતી, ઘર ઘણું દૂર ન હતું, એવામાં એમના મ્હોટા ભાઇની નજર એક પ્રકાંડ, ગૌર, દેદિપ્યમાન આકૃતિ ઉપર પડી. હરનાથજીએ તેમને પ્રણામ કર્યા પણ તે મહાપુરુષ તરતજ એક પુષ્કરિણી ઉપર થઇને ચાલ્યા ગયા.

હરનાથજી કલકત્તાની એક કૉલેજમાં ભણતા ત્યારે પણ એકવાર એવોજ પ્રસંગ બન્યો હતો. પછી જ્યારે તે બી. એ. ક્લાસમાં હતા ત્યારે તેમને ક્ષયરોગ લાગુ પડ્યો. કોઇ પણ ઔષધોપચાર કર્યા વગર માત્ર કૃષ્ણ નામ જપથી જ એ અજય્ય વ્યાધિનો તેમણે પરાજય કર્યો. આ સમયે તેમની માનસિક સ્થિતિ દેખીતી રીતે ગાંડા જેવી હતી. કૉલેજ બંધ થયા પછી પણ અંધારૂં થતાં સુધી તે પાટલી પર બેસી રહેતા અને જ્યારે પટાવાળો તેમને ઘેર મોકલતો ત્યારે રસ્તામાં તદ્દન બેભાન અવસ્થામાં ચાલતા ચાલતા ઘેર જતા. એમનું જીવન તદ્દન યંત્રવત હતું. સર્વને સ્પષ્ટ માલમ પડતું કે કોઇ દિવ્યશક્તિ એમના દેહદ્વારા સર્વ કાર્ય કરાવતી હતી. તેવામાંજ એક પ્રસંગથી સર્વની ખાત્રી થઇ. ( અપૂર્ણ. )

---

૧. ધી હિન્દુ સ્પિરીચ્યુઅલ મૅગેઝિન ડીસેંબર. ૧૯૦૭.

આજના અંકનો વધારો.

# સત્યવિજય

પુસ્તક ૬ ઠું. સને ૧૯૧૨ માહે સપ્ટેંબર. અંક ૬ ઠ્ઠો.

## पाछा कदी पडवुं नहि.

છંદ હરિગીત.

આકાશપડ તુટી પડે ચકચૂર પૃથ્વીતળ કરે,
આજેજ મૃત્યુ થાય કે સો વર્ષ જીવ્યાનું ઠરે;
લક્ષ્મીવડે ધનવન્ત હો કે દમડિ પાસ ન હો કંઈ,
શિવ-સત્યમાર્ગ-સિધાવતાં પાછા કદી પડશો નહી. ૧.

નિજભાવ રાખી ભિતરમાં દુર્જન ભલે નિન્દા કરે,
મહાત્મજન મહિ ઉપરે કે સ્વર્ગમાં સ્તુતિ ઉચરે;
જડવ્યક્તિની ખીંચાણુ એ નિર્લેપનરમાં ક્યાં રહી!
શિવ-સત્ય-માર્ગ સિધાવતાં પાછા કદી પડશો નહી.

સંબંધીઓ સંબંધ નિજ ત્યાગી ભલે દુશ્મન ઠરે,
બહુ બહુ વિપત્તિ આપીને મગરૂર થઇ છાને ફરે;
અનભેદ્ય-વજ્ર સમાન-સત્પુરૂષ સ્વાત્મની ઇચ્છા મહી,
શિવ-સત્યમાર્ગ સિધાવતાં પાછા કદી પડશો નહી. ૩.

જડ ભાવના પરિણામ તો જડમાં સહુ પરિણામશે,
ઘન ઘોર વાદળ ભેદી દિનકર ઉદય ન કદી પામશે;
છૂપે તિમિર રવિ કિરણથી ત્યમ જૂઠ દૂર થાશે સહી,
શિવ-સત્યમાર્ગ સિધાવતાં પાછા કદી પડશો નહી. ૪.

મહિ થઇ ગયો છે અમર થઈ કુન્તા તણો વડદીકરો,
ધર્માધિરાજા ધર્મનો ભણકાર વાગે હજી ખરો;
કેહી વિપત્તિ વેઠી અન્તે સેન અરિની હઠી ગઈ,
શિવ-સત્યમાર્ગ સિધાવતાં પાછા કદી પડશો નહી. ૫.

## बुद्ध धर्मने लगती केटलीक बोधक वार्ताओ.

એક સમયે જંબુવૃક્ષ નીચે બેસી બુદ્ધ ભગવાન આ પ્રમાણે વિચાર કરતા હતા. "જે આદિમાં પ્રકાશિત છે, મધ્યમાં પ્રકાશિત છે, અને અંતમાં પણ પ્રકાશિત છે, એવા સિદ્ધાંતોનો ઉપદેશ આપ્યો છે. જો કે આ સિદ્ધાંતો ઘણા સાદા છે, તોપણ લોકો તે સમજી શકતા નથી. મારે તેમની ભાષામાં તે કહેવા જોઈએ. તેઓ સમજે તેવા રૂપમાં તે જણાવવા જોઈએ. તેઓ બાળકના જેવા છે, અને તેમને કથાઓ બહુ ગમે છે. માટે આ ધર્મની ખુબી સમજાવવાને હું તેમને કેટલીક વાર્તાઓ કહીશ. જો કે જે દલીલોથી મેં અમલની પ્રાપ્તિ કરી છે, તે તેઓ સમજી શકશે નહિ, પણ જો તેમને રૂપકમાં કહેવામાં આવશે તો તેમાંના ઘણા ખરા તે સમજી શકશે."

### બળતું ગૃહ.

એક ધનવાન મનુષ્ય હતો. તેને જુનું પણ મોટું મકાન હતું. તેના થાંભલા શડી ગયા હતા, તેનું છાપરું ડગમગી ગયું હતું અને એટલું નીચું આવી ગયું હતું કે જરા અગ્નિ લાગે કે ભડભડ સળગી ઉઠે. આવી સ્થિતિમાં એકાએક તે ઘરમાંથી અગ્નિનો ધૂમાડો નીકળ્યો. માલધણી ઘરની બ્હાર આવ્યો, અને જુએ છે તો છાપરું ભડભડ બળતું તેના જોવામાં આવ્યું. તે ગભરાઈ ગયો, કારણ કે તે પોતાના બાળકો તરફ બહુજ પ્રેમાળ હતો, અને બાલકો આ ભયના અજ્ઞાન હોય તેમ તે મોટા મકાનમાં ભટકતાં હતાં. તે ગભરાઈ ગયેલા બાપે વિચાર્યું, મારે શું કરવું જોઈએ? બાળકો અજ્ઞાન છે, અને તેમને ભયની ચેતવણી આપવી તે નકામી છે. જો હું તેમને પકડવા દોડું, અને મારા હાથમાં પકડી લઉં, તો તેઓ નાસવા માંડશે, અને કદાચ એકાદને હું બચાવી શકું પણ બીજા તો આ લાયના ભડકામાં બળીને ખાખ થઇ જશે. તરત તેને એક વિચાર સુઝ્યો. મારા બાળકોને રમકડાં બહુ વ્હાલાં લાગે છે. જો હું તેમને રમકડાં આપવાનું વચન આપું તો તેઓ મારાં કહેવા પર ધ્યાન આપશે.

પછી તે મોટેથી બોલી ઉઠ્યો, "બાળકો! બ્હાર આવો, તમારે વાસ્તે તમારા પિતાએ જે ભીજબાની તૈયાર કરી છે, તે જુઓ. તમે જોયાં હોય તેનાં કરતાં પણ વધારે સુંદર રમકડાં આ તમારે વાસ્તે તૈયાર રહ્યાં. જલ્દીથી બ્હાર આવો! જલ્દીથી બ્હાર આવો! નહિ તો પછી રહી જશો, અને જુઓ! આ શબ્દો સાંભળતાંજ તે બળતા ઘરમાંથી બાળકો ઝપાટા બંધ બ્હાર દોડી આવ્યા, "રમકડાં" એ શબ્દોએ તેમનું ધ્યાન ખેંચ્યું. પછી તેમના પ્રેમાળ પિતાએ તેમને સુંદર રમકડાં લાવી આપ્યાં, અને જ્યારે તેમણે તે ઘરને બળતું જોયું, ત્યારે આમ કરવામાં તેમના પિતાનો કેવો ઉંચો આશય હતો, તે તરતજ તેમના સમજવામાં આવ્યું.

તેઓ બાપનાં જ્ઞાનની પ્રશંસા કરવા લાગી ગયા તથાગત ( બુદ્ધ ભગવાન ) જાણે છે કે જગતના બાળ જીવો સંસારિક સુખરૂપી રમકડાંપર પ્રીતિ રાખે છે. તે તેમને ધર્મનું ફળ દર્શાવે છે, તેમના આત્માને હલકી સ્થિતિમાં પડતાં બચાવે છે, અને તેમને સત્યનો અખંડ ખજાનો આપે છે."

### ૨. અંધો મનુષ્ય.

એક મનુષ્ય આંધળો હતો. તેણે કહ્યું "હું પ્રકાશ, રંગ વગેરેને માનતો નથી. યળ-

કર્તા અને કાળો કોઈ પણ રંગ નથી, સૂર્ય નથી, ચંદ્ર નથી, તારા નથી. આવી ચીજ કોઈએ જોઈ નથી, અને કોઈ જોઈ શકેજ નહિ."

તેના મિત્રોએ તેને સમજાવવાને અને આત્મમાર્ગે લાવવાને ઘણોએ પ્રયત્ન કર્યો; પણ તે નિષ્ફળ નીવડ્યો. તે કહેતો કે "તમે કહો છો કે અમે જોઈએ છીએ, તે બધી ભ્રમણા છે. જો રંગ હોય તો હું તે કેમ ન દેખી શકું ? રંગ જેવી વસ્તુજ નથી, તે કેવળ અસત્ છે."

ત્યાં એક વૈદ્ય આવી પહોંચ્યો, જે આંધળાને દેખતાં કરવાની વિદ્યા જાણતો હતો. તેણે ચાર દવાઓ ભેગી કરી અને તેને દેખતો બનાવ્યો; એટલે પોતાની મેળે સર્વ હકીકત માનવા લાગી ગયો.

તથાગત તે વૈદ્ય છે; અને ચાર દવાઓ તે ચાર ઉમદા સત્યો છે. એ ચાર ઉમદા સત્યોવડે જગતના અંધ મનુષ્યો જ્ઞાની બને છે.

### ૩ ખોવાયલો પુત્ર.

એક ગૃહસ્થનો પુત્ર દૂર દેશ ચાલ્યો ગયો, અને જો કે તેના બાપે તો પુષ્કળ ધન એકઠું કર્યું પણ તે પુત્ર તો પરદેશમાં ઘણુંજ દુઃખ પામ્યો. અન્ન વસ્ત્રને સારુ ફાંફાં મારતો તે પુત્ર ભાગ્યવશથી જે દેશમાં તેનો પિતા બહુજ ધનવાન તરીકે રહેતો હતો ત્યાં આવી પહોંચ્યો. તેના પિતાએ દૂરથી તેને જોયો, ઓળખ્યો, અને તેની કંગાલ અને દુઃખભરી હાલત નિહાળી પોતાના કેટલાક નોકરને તેને બોલાવવાને કહ્યું.

જ્યારે તે નોકરો તેને મહેલ ભણી લેઈ જતા હતા, ત્યારે તે પુત્રે વિચાર્યું. "કોઈ મોટા મનુષ્યની મારા પર કતરાજી થઈ હશે, અને કદાચ તે પકડીને મને કેદમાં નંખાવશે." આવા વિચારથી તે શેઠ–તેના પિતા દૃષ્ટિએ પડે તે પ્હેલાં ત્યાંથી નાસવા માંડ્યો.

તેના પિતાએ તેને પકડી લાવવાને બીજા કેટલાક માણસોને મોકલ્યા, અને જો કે તે રડતો હતો, અને દિલગીર થતો હતો, છતાં તેના પિતા પાસે તેને લાવવામાં આવ્યો. તેના પિતાએ નોકરોને તેની સાથે કરૂણાથી વર્તવાને ફરમાવ્યું; અને તે છોકરાનીજ સ્થિતિ અને પદવીવાળા નોકરને તેના કામમાં મદદગાર તરીકે તે છોકરાને રાખવાને ફરમાવ્યું.

તે છોકરો પોતાની આ નવી સ્થિતિથી સંતોષ પામ્યો. મહેલની બારીએથી તે પિતા પુત્રને નિહાળતો, અને જ્યારે તેણે જોયું કે હવે તો પુત્ર પ્રમાણિક અને ઉદ્યોગી થયો છે, ત્યારે તેણે ઉંચી ને ઉંચી પાયરીએ ચઢાવ્યો.

ઘણાં વર્ષ પછી તેણે તેના પુત્રને બોલાવ્યો. અને તેના સઘળા નોકરોને એકઠા કર્યા, અને તે પોતાનો પુત્ર છે, એમ પ્રકટ કર્યું. પછી તે ગરીબ છોકરો અત્યંત હર્ષિત થયો, અને પિતાને મળવાથી આનંદી બન્યો. ઉચ્ચ સત્યોને વાસ્તે ધીમે ધીમે મનુષ્યોનાં હૃદય કેળવાવાં જોઈએ.

### ૪. ચાર પ્રકારનાં પુણ્ય.

બુદ્ધ ભગવાનના સમયમાં એક શ્રીમંત હતો કે જે પડોશના સઘળા બ્રાહ્મણોને આમંત્રણ આપતો હતો, તેમને દક્ષિણા આપતો હતો અને દેવોને બલિદાન આપતો હતો.

આ ઉપરથી બુદ્ધ ભગવાને કહ્યું. "જો કોઈ મનુષ્ય દરમહિને હજાર યજ્ઞ કરે, અને નિરંતર બલિદાન આપ્યા કરે, છતાં જેનું મન ધર્મ પર એક ક્ષણવાર પણ લાગ્યું છે તેની તોલે આવી શકે નહિ.

કરતા તેઓ માટી-મીઠું કે દંતમંજનથી પોતાનું મુખ સાફ કરે છે તો આ પ્રમાણે તથા શરીરની અંદરની મલીનતા દૂર થઈ જાય છે.

હવે બાહ્ય મલીનતા દૂર કરવાને સારૂં સ્નાનની જરૂર છે અને દરરોજ બને તો સાંજ સવારે નહાવું. અને નહાવાને સારૂં સારામાં સારો વખત સવારનો છે. પરંતુ જે માણસો કાર ફરનાર છે અથવા તો આખો દિવસ કામ કરીને થાકી ગયેલા હોય તેમને તો સાંજરે સ્નાન કરવું જરૂરનું છે. કારણ કે તેથી આખા દિવસના મેલ દૂર થાય છે, એટલુંજ નહિ પણ થાક પણ ઉતરી જાય છે. નહાવાને સારૂં પાણી સ્વચ્છ જોઈએ અને બને તો રોજ નહિતર આઠે દહાડે પણ સાબુ લઈ નહાવું. માંદા માણસે નહાવું નહિ અને જો બહુ જરૂર પડે તો એક લુગડું ભીનું કરી ધીમે ધીમે શરીરને પલાળવું અને તે ભાગ લુછીને સાફ કર્યા પછી બીજા ભાગને અડકવું; બહુ ખુલ્લી જગામાં નહાવું નહિ, નહાવાને સારૂં બને તો ઘરમાં એક અલાયદી જગા રાખવી.

તંદુરસ્ત અને જુવાન માણસે બને તો ટાઢા પાણીએ નહાવું અને પછી પોતાનું શરીર એક ટુવાલ કે લુગડાવતી બરાબર લુછી નાખવું. જો તેમ કર્યા પછી ટાઢ લાગે તો હુંફાળે પાણીએ નહાવું પણ જેમ બને તેમ ટાઢે પાણીએ નહાવું તે સારૂં છે. વળી કેટલાકનું એવું ધારવું છે કે શરીરનો ઉપલો ભાગ ટાઢા પાણીથી ધોવો અને હેઠળનો ભાગ ગરમ પાણીથી ધોવો. કારણ કે જો ગરમ પાણી માથા પર રેડવામાં આવે તો કેશ અને ચક્ષુનું તેજ હરાઈ જાય છે. ગરમ પાણીવડે નહાવાથી ખસ, લુખસ કે બીજાં ચામડીનાં દરદ થતાં નથી. ભોજન કર્યા પછી તરત નહાવું નહિ, કારણ કે તેથી પાચનશક્તિ મંદ થાય છે. બને તો ઉનાળામાં સ્નાન કરવા સારૂં ઠંડું પાણી વાપરવું અને શિયાળામાં અને ચોમાસામાં ગરમ વાપરવું.

જમ્યા પછી તરત નહાવું નહિ. આજારી માણસોએ તદ્દન ભુખ્યા પેટે નહાવું નહિ શરીર થાકી ગયેલું હોય તો તરત નહાવું નહિ. થોડીવાર આરામ લેઈ નહાવું. નહાયા પછી શરીરને ઉઘાડું રાખવું નહિ અગર ઠંડો પવન લાગવા દેવો નહિ. તરતજ શરીરને લુગડાંવતી લુછી નાખવું.

---

# परोपकारी सुशीला.

દૂરની ઝાડીમાં સૂર્ય ડોકીઆં કરી, સંતાકુકડી રમતો: સન્ધ્યાસુંદરીના પ્રેમપ્રસંગનો અનુમાનતો હોય તેમ દૂર દૂર નાસતો. સન્ધ્યાને ગાલે સુરખી હતી. હૃદયમાં નિરાશા હતી. પણ અંતરતો પ્રેમભીનું હતું, પાસે માતાજીની આરતીના ઘંટાનાદ સંભળાતા; અને સન્ધ્યાને છોડી, સૂર્ય ઉગ્યા સાથે લગ્ન કરવા, ગુરૂદેવસમ માતાની આરતીની આજ્ઞાને પણ અવગણીને નાસી ગયો.

આ ચિત્રની છાપ હૃદયમાં આલેખતી સુકોમળ પુષ્પ જેવી સુશીલા માનચતુરનેજ પિતા સમજી તેનાં ખોળામાં નિર્ભય રીતે બાળમિત્ર મનુ સાથે નિર્દોષ આનંદથી વિહરતી; માનચતુરનું વાત્સલ્ય બન્ને બાળકો તરફ સરખું જ ઉભરાતું. અને તેમને સાથે જોઈને મનમાં ઉમળકો થઈ આવતો કે તે બન્ને સ્નેહસમ્બંધી જોડાય. અંતરનો ઉમળકો વખતે વખતે

માનચતુર ન દર્શાવી શકતો; અને અર્ધસ્ફુટ વાક્યોમાં તેવું બોલી જતો પણ પાછળથી સંભવતી રાહ જોઇ મૌન થતો.

બાળકોથી આ વાત અજાણી નહોતી. તેઓ આવું સાંભળી શરમાતાં અને ઇચ્છા કે અનિચ્છાપૂર્વક બન્ને જૂદાં પડતાં. સુશીલાને આવું શરમાવું ગમતું, પણ મનુથી જૂદું પડવું ન ગમતું. તે જૂદા પડતાં પણ મનુ તરફ જ જોઇ રહેતી; અને મનુ ને સમજી શકતો તોપણ સ્નેહસંદેશાઓ દષ્ટિદ્વારા મોકલાવતી. પણ સુશીલાની સહૃદયતા મનુને સ્પર્શ ન કરતી—સુશીલાને તે રમતની સોબતી ગણતો, પણ તે સદાની સોબતી રહે એ તેને વિચાર પણ ન થતો. સ્નેહનાં આમંત્રણને પરિણામે સ્નેહ નહિ પણ આશંકા ઉદ્ભવતી.

* * * *

રાત્રિના ત્રણનો સમય હતો. બહાર વર્ષાદનાં ઝાપટાં પર ઝાપટાં આવતાં હતાં. પવન સુસવાટા કરતો ફૂંકાતો હતો, પ્રકૃતિ માત્રમાં કાંઇ ઉત્પાત હોય તેમ સર્વ સત્વો તોફાની બની ગયાં હતાં.

એકાએક માનચતુર ચમકી ઉઠયો. તેને કાંઇ દુઃસ્વપ્ન થયું હતું. પંદર વર્ષની વાત આજે હૃદયમાં ફરી ઉછળી આવી હતી. મિત્રપર ખોટી શંકા લાવી સ્નેહબંધન તોડી વછોડી, બાલમિત્ર તથા સતી પત્નીનો ત્યાગ કર્યો હતો, તે વિચારે હૃદય કંપી ઉઠયું હતું. ઘણો પ્રયત્ન કર્યો પણ મન શાંત ન થયું. નિદ્રા પણ ન આવી. અને પ્રતિજ્ઞા કરી કે પોતાની સર્વ મિલ્કતની ગૃહદેવી તરીકે સુહૃદ પુત્રી સુશીલાને સ્થાપવી. અને તેની સેવામાં પોતાના પુત્ર મનુને પૂજારી રૂપે બનાવી, સ્નેહલગ્નથી સ્નેહઘાતનું પ્રાયશ્ચિત પૂર્ણ કરવું. આથી મનને કાંઇક શાંતિ થઇ.

માનસિક તોફાન શાંત થતાંની સાથે કુદરતનાં કૃત્યોમાં પણ ફેરફાર લાગ્યો. વર્ષાદ અને પવનનાં તોફાનો તેને પ્રેમકેલિ જેવાં લાગ્યાં. અને આઠસે વર્ષે પણ તેની લગ્નસ્મૃતિ જાગૃત થઇ, અને તેની સાથે તેના મ્હોંપર ગંભિર શોક અને વિષાદની છાયા હતી ત્યાં ચંચળ સ્મિત અને આનંદ પથરાયાં, પણ તે જોઇને આનંદ પામનાર ગૃહિણીની ખામી જણાઇ.

હમેશાં બધાં માણસો જાગી, સેવા સામગ્રીની તૈયારી કરી પછી માનચતુરને જગાડતાં; તેને બદલે માનચતુરે પોતે જ સર્વના જાગ્યા પહેલાં આજે બધું કામ પરવારી લીધું. પોતે ન્હાયો, પૂજા કરી, માળા ફેરવી, પણ સવાર ન થયું. પછી તો ન રહી શકાયાથી તેણે મનુ તથા સુશીલાને જગાડયાં. મનુ સ્હેજ ચીડીઓ હતો, એટલે આમ વ્હેલું જાગવું પડયું તેથી તેની મુખમુદ્રા પર તે ભાવ પ્રકટી નીકળ્યો. સુશીલા જાગી કે તુર્તજ હમેશના રિવાજ મુજબ છાનીમાની મનુનું મુખદર્શન કરવા આવી પણ ત્યાં આનંદને બદલે ક્રોધયુક્ત તિરસ્કારનો ભાવ જોતાં તે મનમાં મ્હેંમાઇને પાછી હઠી ગઇ. માનચતુર આ સર્વ સમજી ન શક્યો, ને બન્ને બાળકોને પોતાની પાસે બોલાવ્યાં, ને બહુજ પ્રેમથી પોતાનો વિચાર દર્શાવ્યો. બન્નેને આથી જૂદી જૂદી અસર થઇ. સુશીલા આનંદના ઉભરાથી અથવાતો શરમથી મૌન જ થઇ ગઇ, તેનાં મોંપરની ચંચળતા ઉડીને આંખમાં ભરાઇ ગઇ, અને મોંપર એટલી લાલી ચડી આવી કે એ ભાવ શરમનો હતો કે ક્રોધનો, તે માનચતુર તો સમજીજ ન શક્યો, અને મનુએ સમજવાનો પ્રયત્ન પણ ન કર્યો.

મનુના મનમાં ગમે તે વિચારો હોય, પણ તેનું એ સ્વરૂપ આ વખતે તો જૂદુંજ થઇ

ગયું. ગમે તો પહેલાંની અવગણના કરવાની ટેવથી, અથવા તો અત્યારે પોતાના મનમાં રમી રહેલ વિચારોથી, ગમે તે કારણથી પણ, તેણે માનચતુરને બહુજ ટુંકમાં જણાવી દીધું, કે "મૃત્યુ થતાં પણ હું સુશીલાની સાથે તો નહિજ પરણું."

* * * *

નાજુક કેળપર જેમ એકાએક કુહાડાનો ઘા પડે, તેમ માનચતુરના પ્રેમાળ હૃદયમાં આ શબ્દોથી આઘાત થયો, તેના પુત્રસ્નેહનું દ્વાર એકાએક બંધ થઇ ગયું. કદી પણ નહિ પ્રકટેલી એવી ક્રોધજ્વાળા મનુ માટે આજે તેના હૃદયમાં ઉદ્‌ભવી. તેણે એકદમ હસ્તરય-ળીઓ પીસી, આંખમાં અંગાર વર્ષાવી એકાએક ગર્જના કરી કે "ઉદ્ધત છોકરા ! તું આવો ઉત્તર દેવાની હિમ્મત કરે છે ! અમારા વખતમાં પિતાની ઇચ્છા એજ કાયદો હતો; અને અત્યારે પણ તેમજ થશે, માટે એક માસપર્યંત વિચાર કરી કહિ મ્હારી આજ્ઞા-નુકૂલ ઉત્તર આપ, અથવા તો મારા પુત્રતરીકેનો તારો સર્વ સંબંધ છોડી અહિંથી ચાલ્યો જા."

મનુને લાંબો વિચાર કરવાનો જ નહોતો. તેણે આજે જે કહ્યું તેજ તેને એક માસ પછી પણ કહેવાનું હતું. બહુજ દૃઢ વિચારો પણ કેટલેક કાળ જતાં બદલાઇ જાય છે તે ન ગણકારતાં, ગમે તે વિચારે પણ અત્યારે તેને સુશીલા તરફ તિરસ્કાર છૂટયો; અને તેનો તથા પિતાનો સર્વ સંબંધ છોડી તે તુર્તજ ચાલ્યો ગયો. માનચતુર ઇચ્છાવિરૂદ્ધ પ્રયત્ન કરી પુત્રને ભૂલી ગયો, પણ સુશીલાથી તે ન બની શક્યું.

મનુનું મન એટલું ઉશ્કેરાયલું હતું કે, તેણે તુર્ત જ અર્ધદગ્ધસ્નેહ કિંવા ધિક્કાર-સહિત પણ એક મજુરની કન્યા સરલા સાથે લગ્ન કર્યાં. અને જીવનચક્રને સુખ કે દુઃખ ગમે તે માર્ગમાં તેની ઇચ્છા પ્રમાણે ચાલવા છૂટું મૂકી દીધું.

લગ્ન સમયે જ માનચતુરે પોતાના સ્નેહ માત્રનાં સ્થાનરૂપ સુશીલાને બોલાવી. તેના તરફ પૂર્ણ વિશ્વાસભરી દૃષ્ટિએ જોઇ રહ્યા, અને બોલ્યો; "બેટા, મારી આજ્ઞા ઉલ્લંઘીને, પહેલાં કોઇ કાળે મારો પુત્ર હતો તે નાદાન મનુ સાથ, અથવા તો જેમાં તેણે પોતાનું સ્નેહ-સ્થાન કલ્પ્યું છે, તે સરલા સાથે તારી દૃષ્ટિ પણ મળશે, તો તું મને અને મ્હારાં સર્વસ્વને ગુમાવી બેસીશ.

કેંક ક્રુજ, બ્હીક કિંવા નમ્ર ભાવની સુશીલા એ આજ્ઞાને આધીન થતી હોય તેમ માથું ન-માવ્યું; અને હૃદયમાં ઇચ્છયું કે "પ્રભુ ભવિષ્યમાં, એ એકવચની માનચતુરનું હૃદય પીગળાવે."

* * * *

દરપળે બદલાતો કાળ બદલાયો. મનુ પણ પિતા કહેવાયો, પોતાના દુરાગ્રહે તે એવી સ્થિતિમાં આવી ગયો હતો કે સરલા અને મનુ બન્ને મજુરી કરતાં ત્યારે તેમનો ગુજરાન ચાલી શકતો. અત્યારે દુષ્કાળ હતો અને બેને બદલે ત્રણ જણનું પોષણ તેને એકલાને કરવું બહુ મુશ્કેલ પડ્યું. જીવનયાત્રા મહા મુશ્કેલીએ પૂરી કરવા મથતો. આશામાંજ મનુ હમેશાં પિતાના ઘર પાસે નીકળતો, અને ઉંડા નિશ્વાસ નાંખી ચાલ્યો જતો. માનચતુર આ સર્વ જોતો પણ તેની દરકાર સરખીએ ન કરતો, નિર્ધન નિરાધાર પુત્રને મદદ ન કર-તો. સુશીલા આ વાત જાણતી અને તેની હૃદયવ્યથા નિરંતર વધ્યા કરતી. તે મહા મુશ્કેલી-થી કાંઇકાંઇ પૈસા મેળવી. સરલા-મનુનું યુગલ ન સમજી શકે તેમ તેને મોકલ્યા કરતી. પણ

તી વખતનો અત્યારે આભાસ થતો. કિનારા પરની રૂપેરી રેતી સમ વસ્ત્રો ધારણ કરી, તે રેતીમાંજ મળી જતી હોય તેવી યુવાન વિધવા—સરલા—ઘડીમાં નદી તરફ તો ઘડીમાં આકાશ તરફ એમ વારા ફરતી જોયા કરતી હતી; પોતાની સ્થિતિ કૃષ્ણની વિયોગિની માતા દેવકી સાથે સરખાવતી, અને પોતે ગોકુલ મોકલેલ પોતાના બાલકૃષ્ણના સમાચાર મેળવવાં ઉત્સુકતાથી રાહ જોઈ બેઠી હતી.

બીજે દીવસ થવા છતાં સુશીલા પાછી ન આવી, તેથી આ વ્હાલઘેલી માતા તેની સામે જવા નીકળી હતી; ત્યાં નદીના આ ભાગમાં આવતાં તેને પતિ સાથે ગાળેલ સુખના દિવસો યાદ આવ્યા, ને દુઃખભારથી તે આગળ ન ચાલી શકત. તે ઘણીવાર સુધી આકાશ તરફ કંઇ અદૃશ્ય વસ્તુ જોવા પ્રયત્ન કરતી હોય તેમ તાકી રહી હતી; ત્યાંથી એકાએક સમજી, બેઠી થઇને, કોઇ આપઘાત કરવા તૈયાર થએલ સ્ત્રીને નદીમાંથી અર્ધ ભીંજેલ બહાર ખેંચી લાવી. તે સ્ત્રી સરલાનાં સફેદ વસ્ત્રોથી ચાંદનીમાં તેને ન જોઈ શકી, એટલેજ આવી રીતે આપઘાત કરતાં પકડાઇ ગઇ. તેના અંતરમાં કંઇ અસહ્ય વેદના થતી હોય, તેમ તેના વિખરાયલા વાળ અને અશ્રુભીની સુજી ગયેલ આંખોથી લાગતું હતું. સરલા તેનો ચેહેરો જોતાંજ બોલી ઉઠી, "સુશીલા! આ શું! મારો પુત્ર ક્યાં!"

સુશીલા બોલી ન શકી. તેનું હૈયું ભરાઇ આવ્યું. તેને શું જવાબ દેવો તે સુઝયું જ નહિ, આથી સરલાને કાંઇ અમંગલ શંકા આવી ને તે વધારેને વધારે પ્રશ્નો પૂછવા લાગી. અંતે સુશીલા હૃદયનો ઉભરો દબાવી કાંઇક શાંત થઇ બોલી; "બ્હેન, છોકરો તો તેના દાદા પાસે છે; પણ હવે આપણે બે સાથેજ રહીશું! અહિં આવવા માટે માનચતુરે મારો ત્યાગ કર્યો છે." સુશીલાથી વધારે ન બોલાયું, તે રડવા લાગી. સરલા તેને હૃદય સરસી ચાંપી બોલી, "સુશીલા તેં અમારે માટે ઘણું કર્યું, બહુ દુઃખ સહન કર્યાં! હવે હું તને પાછી રાખવાનું કહીશ. છોકરો ત્યાં રહેશે તોપણ તેના દાદા જેવો કઠોર હૃદયનો થઇ જશે અને મને તથા તેના પિતાને ભુલી જશે. માટે ચાલો અત્યારેજ આપણે બન્ને ત્યાં પાછાં જઇએ; અને હું કહું છું તેમ કરીએ, માનચતુર કદાચ તને નહિ રાખે, તો આપણે બન્ને સાથે રહીશું, અને મનુનો વંશ રાખવા ખાતર આપણે મજુરી કરીને પણ આપણા પુત્રનું પાલન કરીશું."

સરલાનો બહુ આગ્રહ હોવાથી સુશીલા તેની સાથે ચાલી; અને બન્ને દિવસ ઉગતામાં જ માનચતુરના દરવાજા પાસે આવી પહોંચ્યાં. બાલક તે વખતે જાગ્યો હતો; અને માનચતુર બહુ જ સ્નેહપૂર્વક, તેને ખોળામાં બેસાડીને દુધ પાતો હતો. માનચતુરમાં ફરીથી પુત્ર વાત્સલ્ય પ્રકટયું હતું. તેની આંખમાં પ્રેમના કિંવા પશ્ચાત્તાપના અશ્રુઓ છુપાએલાં જોઇ શકાતાં. ગઇ રાત્રિએ કૃષ્ણજન્મની કથા સાંભળી, તેનું હૃદય કાંઇક નિર્મળ અને પ્રેમાળ થયું હતું, અને તેમાં બાળકના સહવાસે નવા જ સંસ્કાર પડયા હતા.

તેઓ બન્ને અંદર આવ્યાં એટલે બાળકે "મા, મા" એમ બુમ પાડી એટલે માનચતુરે દુધ પાવું છોડી દઇ, એમના તરફ નજર કરી, આ જોઇ સરલા બોલી; "પિતાજી, હું મારે માટે, મારા પતિ માટે, અથવા તો આ બાળક માટે કંઇપણ આપની પાસે કંઇ માગવા નથી આવી; પણ આજે સુશીલા માટે મારે આપની પાસે આવવું પડયું છે. તેનો આપના તરફ પૂર્ણ પ્રેમ છે. તેને આપની સાથે રાખો અને મારા પુત્રને મને પાછો આપો. તે તમારી પાસે રહેશે તો તેના પિતાને ભૂલી જશે, અને અંતકાળ શાંતિમાં પસાર કરો

હતો, મારી સાથે લગ્ન કરવા માટે તેને અસંતોષ નહોતો, પુત્રના ભવિષ્ય માટે તેને ચિંતા નહોતી, ફક્ત આપની આજ્ઞાના ભંગનો અને સુશીલાના ત્યાગનો તેને પશ્ચાતાપ થતો હતો; તેની તમે તેને માફી આપી તેના આત્માને શાંતિ આપશો."

સરલા આટલું બોલી શાંત થઈ, સુશીલા તો પોતાનું મોં તેની પાછળજ છુપાવીને ઉભી હતી. ઓરડામાં શોકમય શાંતિ પથરાઈ હતી. એકાએક માનચતુર ફાટયે ફાટયે અવાજે રૂદન કરતો બોલી ઉઠયો. "સર્વ પાપનું મૂળ હુંજ છું! મેંજ હઠ કરીને મારા મનુને મારી નાખ્યો છે. ઓ મનુ! મનુ! મેં તારૂં ખુન કર્યું છે. પણ હું તારો બાપ છું. મને માફી આપ! ઓ પ્રભુ! આ બાળનું મને પ્રાયશ્ચિત આપો! મારાં બાલકો આવો! મને ભેટી મારા કલંકિત દેહને પાવન કરો."

અંતે અસુયાને સ્થાને પ્રેમનું સામ્રાજ્ય સ્થપાયું. માનચતુર પ્રથમનાં કરતાં દશ ગણો પ્રેમાળ થયો, સર્વ આનંદથી રહેવા લાગ્યા, પણ મનુની તો સદાને માટેજ ખોટ પડીજ ગઈ.

---

# आदर्श–पुरुष (*The Perfect Man*).

( વિદુષી મીસીઝ એની બીસેન્ટના એક ભાષણનો અનુવાદ )

( અનુવાદક–દોશી મણિલાલ નથુભાઈ. બી. એ )

હજારો અને લાખો વર્ષ અગાઉ જે વાક્ય બોલાયું હતું, તે વાક્ય તે સમયે ઉપયોગનું હતું, તેટલુંજ આજે પણ ઉપયોગનું છે. હાલ પણ આપણી પાસેથી તેનો પ્રત્યુત્તર માગવામાં આવે છે. તે વાક્ય કઠોપનિષદમાં આપણે સાંભળીએ છીએ કે, "उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत " ઉઠો! જાગૃત થાઓ! મહાન્ ગુરૂઓ શોધી કાઢો અને જ્ઞાન મેળવો." તેજ સંદેશો થીઓસોફીકલ સોસાયટીએ સર્વત્ર પહોંચાડવાનો છે. શુભ જ્ઞાનનો માર્ગ ખુલ્લો મૂકવો, પ્રાચીન પુસ્તકોમાં જણાવેલા તરવારની ધારપર ચાલવા જેવા દુર્ગમ અને સાંકડા માર્ગની લોકોને ખબર આપવી, આદર્શ–પુરૂષ –મહાત્માની– સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે જણાવવું, અને આત્માની સંપૂર્ણ શક્તિઓનો કેવી રીતે વિકાસ કરવો તે નિવેદન કરવું તે તેનું કર્તવ્ય છે. શુભજ્ઞાનને માર્ગે કયે રસ્તે થઇને જવાય, તે બતાવનારા પાટીયા વગરનું ઘણા સૈકાથી જગત્ બન્યું હતું. પ્રાચીન પુસ્તકોમાં કહેલું છે કે, આ માર્ગ અસ્ત્રાની ધાર જેવો તેમજ સાંકડો છે. ક્રાઇસ્ટે પણ કહ્યું છે કે ' Straight is the gate and narrow is the way ' that leadeth unto life, and few there be that find it." ખરા જીવન તરફ લેઇ જનારો દરવાજો તો સિધો છે, પણ માર્ગ સાંકડો છે, અને ઘણાજ થોડા મનુષ્યો તે શોધી કાઢી શકે છે." આ બધા સૈકાઓમાં માર્ગ ખરેખર બંધ કરવામાં આવ્યો ન હતો. જેઓ શુભ જ્ઞાનના મંદિર આગળ જઇ બારણાં ઠોકી શકે, તેમને વાસ્તે દીક્ષાનાં દ્વાર સર્વદા ખુલ્લાં હતાં અને તે વાક્ય ખરૂં છે કે, 'ઠોકો અને ઉઘડશે, શોધો અને જડશે.' પણ પ્રાચીન હિંદુસ્થાનમાં જ્યારે મુમુક્ષુવૃત્તિ વધારે પ્રમાણમાં જાગૃત હતી, જ્યારે મહાન્ ગુરૂઓ આવીને વારંવાર પૃથ્વીપર વસતા હતા, રાજાની સભાઓમાં આવતા હતા, સામાન્ય મનુષ્યોના માર્ગમાં ચાલતા હતા, અને થોડો સમય શહેરની પાસેના જંગલમાં વાસ કરતા હતા, ત્યારે તેમના શિષ્યો 'તેમની આસપાસ

હુમીંઝના રહસ્યો તરફ ધ્યાન ખેંચ્યું, અને જ્યારે હિંદુસ્થાનમાં લોકોનું લક્ષ બ્રહ્મવિદ્યા તરફ દોરાવ્યું, અને જ્યારે સોસાયટીમાં પણ તેવાં શિક્ષણોને લગતો ગુપ્ત વિભાગ સ્થાપવામાં આવ્યો, ત્યારે પાછા તે શબ્દોની ઉદ્‌ઘોષણા શરૂ થઇ છે; " ઉઠો ! જાગૃત થાઓ **મહાનપુરૂષોને શોધી કાઢો અને જ્ઞાન મેળવો** " મહાન્ ગુરૂઓ જગતમાં વિદ્યમાન છે, એ વાત ફરીથી જાહેર થઇ. તેઓ મળી પણ શકે છે, તે બાબત પણ પ્રસિદ્ધ કરવામાં આવી. જે દરવાજામાંથી પસાર થવાથી અંદરના દરવાજા ભણી લઇ જતો માર્ગ જોવામાં આવે, તે તે બ્હારના દરવાજાનો માર્ગ પણ બતાવવામાં આવ્યો. આ રીતે પ્રાચીન ગુપ્ત માર્ગ કોઇ પણ પ્રકારની શંકા કે આનાકાની વિના બતાવવામાં આવ્યો. તે દિવસથી કેટલાક મંદિરના બ્હારના ચોકમાં દાખલ થયા છે. વળી કેટલાક મંદિરના અંદરના ચોક સુધી પણ પહોંચ્યા છે; પછી કેટલાક તેથી પણ આગળ વધીને મંદિરના ગર્ભદ્વારમાં જ્યાં મહાન્ ગુરૂઓ દીક્ષા આપવાને ઉભાજ હોય છે, ત્યાં પવિત્રમાં પવિત્ર સ્થાનમાં પણ આવી પહોંચ્યા છે. પ્રાચીન રહસ્યોમાં સત્ય હતું, તેના સાક્ષીઓ અમારામાંથી કેટલાક છે, કારણ કે તેમને તે રહસ્યોની દીક્ષા મળી છે; અને દીક્ષાઓ ક્યાં મળે છે, તે તેઓ જાણે છે. અમે ત્યાં ગયેલાં છીએ, અને અમે કોઇ પણ પ્રકારની આનાકાની વિના ખુલ્લા અને સ્પષ્ટ શબ્દોમાં કરીએ છીએ કે રહસ્યો છે, અને અમે જાણીએ છીએ કે તે છે; અને અમે તેને વિષે તમને કહી પણ શકીએ. અમે જાણીએ છીએ કે તે વિદ્યમાન છે, તે ઉપરથીજ કાંઇ તેમની હયાતી સિદ્ધ થતી નથી, પણ મહાત્માઓ સદાકાળને માટે વિદ્યમાન છે, અને તેઓ શિષ્યોને સ્વીકારે છે. અને આ બાબતો સાંભળેલી વાતોપરથી નહિ, પણ જ્ઞાનથી કહીએ છીએ, લોકોની ઉડતી વાતો પરથી નહિ પણ જાતિ અનુભવપરથી કહીએ છીએ. જગતના નાસ્તિક વાતાવરણમાં આ વાતની સત્યતા રજુ કરવાને મને મેડમબ્લેવેટસ્કીએ આજ્ઞા કરી હતી. તેમણે મને કહ્યું હતું કે " જો કે લોકો તમને માને નહિ છતાં જગતમાં જાઓ અને જાહેર કરો કે 'તમે ' દીક્ષિત શિષ્ય ' છો કે જેથી કરીને આપણે જે શાશ્વત સત્યો જાણીયે છીએ તેની તમે સાક્ષી પૂરી શકો. " આ કારણને લીધે લોકોની નિંદા-ઉપહાસ્ય છતાં આ બાબતની સત્યતા વિષે બોલવામાં મેં કદાપિ પાછી પાની કરી નથી. કેટલાકે સત્ય જણાવવા અને ઉપહાસ્ય સહન કરવા તૈયાર થવું જોઇએ કે જેથી ભૂતકાળમાં સત્યને જાણનારા પણ હાલમાં બાળક તરીકે અવતરેલા જીવો ભૂતકાળના જ્ઞાનનું જેથી સ્મરણ થાય તેવાં જાગૃતિનાં વચનો આ નવા શરીરમાં સ્પષ્ટ રીતે બોલતાં સાંભળી શકે.

જે મહાન્ ગુરૂના ચરણ ઉઘડતા દરવાજાના ઉમરા ઉપર છે, તે ગુરૂના આ જગતમાં આગમનને માટે રસ્તો સરલ થઇ જાય, તે માટે આવી બાબતો જણાવવી એ જરૂરનું છે. આજ કારણથી તે રહસ્યોનો માર્ગ ફરીથી ખુલ્લો મૂકવામાં આવ્યો છે. આજ કારણથી જ્યાં ત્યાં તે બાબતની જાહેરાતનાં વચનો જગતમાં ઘણે સ્થળે બોલાય છે; અને પ્રાચીન સમયની માફક હાલમાં પણ તે માર્ગમાં દાખલ થવાનો રસ્તો બાળ જીવનમાં જોવામાં આવે છે; મંદિરના બહારના ચોક તરફ લેઇ જનારો દરવાજો મનુષ્યોની દષ્ટિ આગળ ખુલ્લો મૂક્વામાં આવ્યોછે.

તે બહારના દરવાજામાં થઇને આગળ વધનારમાં કયા ગુણોની જરૂર છે ? કયા હેતુથી મનુષ્ય તે દરવાજામાં દાખલ થવાની ઇચ્છા કરે ? કારણ કે જગતના મનુષ્યો જે શોધે છે, અને જેને વાસ્તે તલપે છે, તેનું કાંઇ પણ આ માર્ગમાં જડતું નથી. તેથી લોકોની પ્રશંસા

મળતી નથી પણ નિંદા અને ઉપહાસ્ય મળે છે. તેથી ધન, કે કીર્તિ, કે પદવી મળતાં નથી, પણ નિષ્ફળતા, અડચણો અને દુઃખ તે માર્ગપર મળે છે. જો આમજ હોય તો મનુષ્યોએ જગતની કીંમતી વસ્તુઓનો ત્યાગ કરીને જગતની દૃષ્ટિએ અનાકર્ષક એવી સાધ્ય વસ્તુ વાસ્તે શાસારૂ પ્રયત્ન કરવા જોઇએ ! ઉચ્ચ જીવનને વાસ્તે જે ગુણો જરૂરનાં છે તેમાં શ્રીકૃષ્ણે વૈરાગ્યને મુખ્ય ગણ્યો છે, તે શબ્દો તરફ તમે વળો તો તરતજ તમે ઉપરની હકીકતનું કારણ સમજી શકશો. તે જણાવે છે કે " વિષયો શરીરમાં રહેનાર વૈરાગી આત્માથી દૂર નાસી જાય છે. " અને જ્યારે પરમ અને સનાતન તત્ત્વ ( પરમાત્મા ) જોવામાં આવે છે, ત્યારે તે વિષયોની ઇચ્છા પણ સર્વથા નાશ પામી જાય છે. જો એકવાર પણ, ઝાંખું ઝાંખું પણ, જો આત્માની ભવ્યતાનું-પરમાત્માના તેજનું દર્શન થાય તો પછી જગતની સર્વ વસ્તુઓ બાળકને રમવાના પરપોટા સમાન લાગે છે; અને એક નાની છોકરી પોતાના શરીરને નકામા આભૂષણથી શણગારે તેના જેવાં જગતનાં સુખ તેને લાગે છે.

પણ જો આ વસ્તુઓમાં કિંમતજ ન હોય, તો જગતના મનુષ્યો શાસારૂ તેને મેળવવાને આટઆટલો પ્રયાસ કરતા હશે ? જ્યારે તમને ધન મળે છે, ત્યારે તે ધનના ઢગલાની વચમાં પણ તમે ઉદાસી જણાઓ છો. જ્યારે તમને કીર્તિ મળે છે, ત્યારે પણ થોડા સમય પછી તમને ગમતું નથી, અને તમારું હૃદય અસંતુષ્ટ રહે છે.

જ્યારે તમને પદવી મળે છે, ત્યારે લોકો તમારા તરફ ઇર્ષ્યા અને અદેખાઇથી જુએ છે, અને જેમને તમે મદદ કરવાને ખુશી હો, તેઓ પણ શંકાશીલ અને અવિશ્વાસી બને છે. આ જગતના દરેક પુષ્પની પાછળ સર્પ વિંટાયેલો હોય છે; અને જ્યારે પુષ્પ કરમાય છે, ત્યારે કિંમતી વસ્તુને ધારણ કરનારા હાથ ખાલી પડે છે, તે એક સત વસ્તુનું અનુપમ સૌંદર્ય અને તે શાશ્વતવસ્તુનું ( પરમાત્માનું ) તેજ એટલું વિશાળ હોય છે કે તેની આગળ આ જગતની વસ્તુઓનું આકર્ષણ જતું રહે છે, અને જગતની માયાની સત્તા તેને અન્ધ બનાવી શકતી નથી.

ધારો કે તમારામાંથી કોઇ મનુષ્ય, જગતમાં વસતા છતાં પરમાત્મા તેજની ઝાંખી એક પળવાર પામી શક્યો છે. ધારો કે તમને જગતની કીંમતી વસ્તુઓ ઉપર વૈરાગ્ય આવી ગયો છે, ધારો કે તમને ઉચ્ચ દૃષ્ટિ બિન્દુથી જોવાથી આ જીવન શૂન્ય લાગે છે, આવી સ્થિતિમાં બહારના દરવાજામાં દાખલ થવાને, તેમજ તે શુભ સાંકડા માર્ગે ચાલવાના ઉમેદવાર થવાને તમારે શું કરવું જોઇએ ! તે દરવાજાને ઠોકવાનો ફક્ત એકજ માર્ગ છે, અને તે તમારા જાતિ બંધુઓની સેવા છે. તે રીતે ઠોકવાથી દરવાજા આગળ ઉભેલા પ્રતિહારનું ધ્યાન ખેંચાય છે. જનસેવા એ એવો સાંકેતિક શબ્દ છે કે જે સાંભળવાથી દરવાન તરતજ દ્વાર ઉઘાડી નાખે છે. તમે કદાચ પૂછશો કે " પ્રાર્થનાનું શું ! ધ્યાનનું શું ! ધર્મની ક્રિયાઓ અને આચારોનું શું ! નિવૃત્તિનું શું ! ત્યાગી સાધુ જંગલ કે ગુફામાં રહેનાર સંન્યાસીનું શું ! તમે તો સેવા વિષે વાતો કરો છો, અને સેવા તો સંસારની પ્રવૃત્તિમાં પડવું થશે, અને તેમાં તો વિચાર કરવા પડે, શક્તિનો વ્યય કરવો પડે; અને સમય પણ જાય-સેવા તો મનુષ્યોની વચમાં રહીને કરવી પડે, ત્યારે પછી જનસેવા તે આ દરવાજામાં પેસવાનો માર્ગ શી રીતે થઇ શકે ! "

આવા પ્રશ્નના જવાબમાં કહેવાતું કે:—

તમે કહો છો એ ઠીક છે, છતાં જનસેવા એજ માર્ગ છે. જેમને અમે મહાત્માઓ કહીએ છીએ, તેઓએ મુક્તિ મેળવી છે, તે કારણથી તેઓ આળસુ, એટલે કે સુસ્ત બેસી રહેતા નથી. જે જગતને તેઓએ પાછળ મૂક્યું છે તેના ભલાને વાસ્તે તેઓ નિરંતર કાર્ય કર્યાજ કરે છે. મનુષ્ય જાતિના કલ્યાણને અર્થે તેઓની પ્રવૃત્તિ ચાલતી જ હોય છે. પ્રજાઓ ઉપર જે ભારે બોજો આવી પડેલો હોય છે, તેને ઓછો કરવાને અને લોકોનાં પગલાં શાન્તિના માર્ગ ભણી દોરવાને તેઓ પ્રયત્ન કરતાજ રહે છે. તેઓએ શા સારૂ શિષ્યો અંગીકાર કરવા જોઇએ?

તેઓએ શા સારૂ આપણા જેવા નિર્બલ મનના, ચંચળ સ્વભાવના, બેદરકાર અને ઓછી શક્તિવાળા મનુષ્યોને શિષ્યો તરીકે અંગીકાર કરીને, તેમની પાછળ હેરાન થવું જોઇએ? તેનું કારણ ફક્ત એટલુંજ છે કે તેઓ આપણામાં બીજાઓને મદદ કરવાની શક્તિ, આપણામાં મનુષ્ય જાતિની સેવા કરવાની શક્યતા જોઇ શકે છે. Song of the Lord માં એક સ્થળે લખેલું છે કે, "Our forefathers seeking liberation were intent on the welfare of the people." "મોક્ષને ઇચ્છતાં આપણા પૂર્વજો લોકોના કલ્યાણમાં રચ્યા પચ્યા રહેતા." હાલમાં ધર્મના બાહ્ય સ્વરૂપમાં આ વાતને મોટે ભાગે વિસારી મૂકવામાં આવી છે. લોકોના કલ્યાણની દરકાર, નિર્બળોનું પોતાના બળથી રક્ષણ, નિરાધારોને આશ્રય—આવાં આવાં પરોપકારનાં કામોથી તે મંદિરના બ્હારના ચોકમાં અવાજ થાય છે, અને અંદર રહેનારા કહે છે કે "જુઓ! બ્હાર કોઇ દરવાજે ઠોકે છે!"

આ જૂનું શિક્ષણ જે મોટે ભાગે ભૂલી જવામાં આવ્યું હતું તે થીઓસોફીકલ સોસાયટીમાં સબધર્મા સેલ પડયું છે. અમારામાં ઘણા સભાસદો છે કે જેઓ ઘણા સારા મનુષ્યો છે, તેઓનું જીવન નમ્ર, શાન્ત, જીતેન્દ્રિય અને વિચારશીલ હોય છે. તેઓ નિરંતર પરમાત્માની પ્રાર્થના કરે છે, અને મનને પરમાત્મ તરફ દોરવાને કલાકોના કલાકો ધ્યાનમાં પસાર કરે છે. તે છતાં વર્ષ પછી વર્ષ ચાલ્યું જાય છે, છતાં તેઓ બહુજ થોડા આગળ વધે છે. વર્ષ પછી વર્ષ ચાલ્યું જાય છે, છતાં તેઓ આ વિકટ માર્ગપર આગળનું પગલું ભરી શકતા નથી. તેઓ શરીરના મોજશોખપર જય મેળવે છે, તેઓ જગતની નજીવી વસ્તુઓની સ્પૃહા રાખતા નથી; પણ તેઓ સીપાઇઓની માફક આગળ વધ્યા સિવાય એના એ માર્ગપર મેન કરે છે. આવી રીતે વર્તનારા સંખ્યાબંધ સભાસદોને હું ઓળખું છું. વળી બીજા એવા પણ છે કે જેઓ બહુજ થોડી પ્રાર્થના કરે છે, અને ધ્યાન પણ બહુ ઓછું કરે છે, છતાં તેઓ જન સેવામાં પોતાની જાતને ભૂલી જાય છે, તેઓ આગળ વધે છે, અને શ્રી મહાન ગુરૂઓના ચરણે પહોંચી જાય છે. જેઓને બહારના ચોકના દરવાજા સંમુખ આવવાની ખુશી હોય અને તે દરવાજો ઉઘડે અને પોતે તેમાં દાખલ થાય, એવી ઇચ્છા હોય, તેમને વાસ્તે ઉપરનો પાઠ ઘણો જરૂરનો છે.

દર રાત્રિએ તમારી જાતને આ પ્રમાણે પૂછો. "બીજાઓને વાસ્તે આજે મેં શું કર્યું છે?" પણ "શું હું આગળ વધ્યો છું?" અથવા "ગયા વર્ષ કરતાં હું કેટલો આગળ

વધ્યો !" એવા પ્રશ્નો કદાપિ પૂછતા નહિ. એક નાના બાળકે જમીનમાં બીજ વાવ્યું હોય તો તે કેટલું ઉગ્યું છે, તે જોવાને વારંવાર તે રોપાને ઉખેડી કાઢે છે, તે પ્રમાણે તમે પણ હું કેટલો આગળ વધ્યો છું; તે જોવાને તમારા જીવનના રોપાને વારંવાર ઉખેડતા નહિ. આનો અર્થ એજ છે કે તમે તમારી જાતને મધ્ય બિન્દુમાં રાખી કુંડાળાની આસપાસ ભમ્યાજ કરો છો. આ રીતે તમે કદાપિ મુક્ત થઇ શકશો. નહિ તમે થાકી જાઓ અને કંટાળી જાઓ, ત્યાં સુધી તમે આ રીતે દોડયાં કરો, છતા તમે કદાપિ આગળ વધી શકશો નહિ. તમારામાંથી જે કોઇની પણ હૃદયની ઇચ્છા આ માર્ગે ચાલવાની હોય, તેણે પોતાની જાતને ભુલી જતાં શિખવું જોઇએ. તમારા સંજોગોમાં તમારી આસપાસના મનુષ્યોભણી જોઇ દરરોજ એમ વિચારો કે "બીજાઓની સેવા માટે હું શું કરૂં ?" આ પ્રશ્ન પૂછવાથી તમારી અંદર સેવા વૃત્તિ જાગૃત થશે, અને તે સેવા વૃત્તિજ તમને આ મંદિરના બહારના ચોકના દરવાજાભણી દોરી જશે. "સન્સ ઓફ ઇન્ડીયા" "હિંદુસ્થાનના પુત્રો" એ નામના વર્ગમાં દાખલ થનાર દરેક સભાસદ દરરોજ એક પરોપકારનું કામ કરવાની પ્રતિજ્ઞા લેછે; અને આનું પરિણામ એ આવે છે કે કેટલાક વખત પછી તેનું મનજ સેવાભણી વળે છે, અને તેનું જીવનજ મનુષ્યજાતિની સેવાનુંજ એક કાર્ય બને છે. ત્યાંજ તે દરવાજામાં દાખલ થવાનો માર્ગ છે. **પોતાની જાતને ભુલી જવામાં, બીજાની સેવા કરવાને પ્રયત્ન કરવામાં, તમારી આસપાસના વાતાવરણ (સંજોગો) ને સુધારવામાં અને તમારા જ્ઞાન તથા ભલમણસાઇના તમામ સંબંધમાં જે જે પુરૂષ હિસ્સામાં આવે તેને લાભ આપવામાં આ સેવા ધર્મ રહેલો છે.** આ તદ્દન સાદું અને સામાન્ય સત્ય છે, પણ મુક્તિનું રહસ્ય તે અંદરજ છે.

આ જગતના અંધકારરૂપી અરણ્ય તરફ જ્યારે કોઇ મહાત્મા દૃષ્ટિ ફેરવે છે, અને તે અંધકારમાં તેમની દૃષ્ટિ જેનાપર સ્થિર થાય તેવા કોઇ પ્રકારના સ્થળને શોધે છે, તે વખતે તેમની દૃષ્ટિ જે મનુષ્યના હૃદયમાં સેવાનો પ્રદીપ પ્રકટયો હોય છે, તે નાના દીપકપર ઠરે છે. અને તે દીપકમાં વૃદ્ધિ થવાની શક્યતા તે જોઇ શકે છે. પછી તેના દીપકમાં સાહાય્યનું તેલ તે રેડે છે, અને તે દીપક વધારે જોરથી બળવા લાગે છે, વધારે પ્રકાશિત થાય છે, અને આ પ્રકારથી તેમના ચરણ ભણી જવાનો માર્ગ પણ ખુલ્લો જણાઇ આવે છે. મહાત્માઓ કે જે પોતાના ગુરૂઓની સેવા કરે છે, અને જે આપણા વડિલ બંધુઓ છે, તેઓ જે મનુષ્યજાતિનાં સેવકો છે, તેમની સમીપ જવાની જો તમારી ઇચ્છા હોય તો આ મહાન્ વાક્યનું સત્ય અનુભવવા પ્રયત્ન કરો કે " Let him that is chiefest among you, be as he that doth serve." "તમારામાં જે સૌથી મુખ્ય હોય તેણે વધારે સેવા કરવી જોઇએ ". તે સેવાનાજ માર્ગે તમે બહારના ચોકમાં આવી પહોંચશો. હજુ તમે પૂછશો કે " આમ કેમ ! " તો તેનો જવાબ એજ છે કે મહાત્માઓને પણ કામ કરવાનું છે, અને તેઓને મદદગારની જરૂર છે. તેઓને આશિર્વાદ આપવાના હોય છે અને આ જગતમાં તે આશિર્વાદ જેમના દ્વારા વહે તેવી પ્રણાલિકાઓની તેમને જરૂર છે. જ્યારે તેમને કોઇ સેવામાં આનંદ માનનારો અને પોતાના વિચાર અને કૃત્યથી બીજાઓને આનંદી બનાવતો પુરૂષ જડી આવે છે, ત્યારે તેઓ તેનામાં આશિર્વાદો-શુભ

વિચારના પ્રવાહો રેડે છે, અને તેનામાંથી તે બ્હાર વહે છે, અને મનુષ્ય જાતિને વધારે લાભદાયી થાય છે.

ત્યારે હવે તમારો હવાઇ કિલ્લાને જવા દો, જે લુખી અને નિરૂપયોગી પ્રવૃત્તિઓ જગતમાં કાંઇપણ સુધારો કરી શકતી નથી, અને જગતને હતું તેની તે સ્થિતિમાં પડી રહેવા દે છે, તેવી પ્રવૃત્તિઓનો ત્યાગ કરો. સેવાની જરૂર છે એ બાબત જાગૃત થાઓ. તમારા જાતિબંધુઓને મદદ કરવાને બળવાન્ બનો, વળી તમારી આંખો ઉઘડવા માંડશે, અને તમે તમારા મહાન્ ગુરૂને તમારી પાસે ઉભેલા જોશો. અને કદાચ જે ગરીબ મનુષ્યને તમે મદદ કરી હોય તે ગરીબ મનુષ્યમાં, અથવા તો કોઇ દિલગીર મનુષ્યને તમે રક્ષણ આપ્યું હોય, તે દિલગીર મનુષ્યમાંજ તમે કદાચ તે શોધિત ગુરૂનું રૂપ જોઇ શકશો. જેમણે ગરીબોને વસ્ત્ર આપ્યાં હતાં અને ભોજન આપ્યું હતું, તેમના સંબંધમાં શું ક્રાઇસ્ટે નથી કહ્યું કે.

" For as much as ye have done it unto one of the least of these my bretheren; ye have done it unto me. " " તમે મારા નાના બંધુઓમાંના એકને વાસ્તે જે કાંઇ કર્યું છે, તે બધું તમે મારે માટેજ કર્યું છે"— આ પ્રથમ પગથિયું છે.

(અપૂર્ણ.)

## परमात्मजीवन.*

( લેખક–શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી બી. એ. )

### પ્રસ્તાવ.

આ વિશ્વમાં બે પ્રકારના મનુષ્યો છે. કેટલાક શુભદર્શી ( Optimist ) છે, કે જેઓ દરેક બનાવમાં શુભ પરિણામ જ જુએ છે; ત્યારે બીજાઓ અશુભદર્શી ( Pessimist ) છે. પ્રકાશ અને અંધકાર વચ્ચે જેટલો ભેદ છે, તેટલો ભેદ આ બે પ્રકારના મનુષ્યો વચ્ચે છે, છતાં બન્ને ખરા છે. પોતાના અમુક દૃષ્ટિબિન્દુથી અથવા અપેક્ષાથી દરેક ખરો છે, અને આ દૃષ્ટિબિન્દુ એજ દરેકના જીવનનું નિયામક છે. તેનું જીવન શક્તિયુક્ત કે શક્તિહીન થશે, શાંતિવાળું કે દુઃખમય થશે અથવા તો વિજયવાળું કે પરાભવવાળું થશે તે સર્વનો આધાર તેના દૃષ્ટિબિન્દુ પર રહેલો છે.

શુભદર્શી પુરૂષ વસ્તુઓને તેના સંપૂર્ણ સ્વરૂપમાં અને તેના યોગ્ય સંબંધમાં જોઇ શકે છે. અશુભદર્શી સંકુચિત દૃષ્ટિથી અને અમુક અપેક્ષાથી તે વસ્તુઓને જુએ છે. શુભદર્શીની ધર્મભક્તિ જ્ઞાનના પ્રકાશથી જાગૃત થયેલી હોય છે, ત્યારે અશુભદર્શી અજ્ઞાનમાં સેવાયા કરે

* અંગ્રેજી ઉપરથી.

છે. બન્ને પ્રકારના પુરૂષો અંતરમાંથી પોતાની સૃષ્ટિ રચે છે, અને તે રચનાનું ફળ કેવું આવશે તેનો આધાર દરેકના દૃષ્ટિબિન્દુપર રહેલો છે. શુભદર્શી પોતાના : વિશેષ જ્ઞાનના પ્રકાશથી અને આંતર પ્રતિભાથી પોતાનું સ્વર્ગ રચે છે, અને જે પ્રમાણમાં તે પોતાને સારૂ સ્વર્ગ રચી શકે છે, તેજ પ્રમાણમાં તે આખા વિશ્વને સારૂ તે રચવામાં સહાયભૂત થાય છે. અશુભદર્શી પોતાના સંકુચિતપણાના વિચારને લીધે પોતાને વાસ્તે નરક રચે છે, અને જે પ્રમાણમાં તે પોતાને સારૂ નરક બનાવે છે, તેજ પ્રમાણમાં તે સમગ્ર-મનુષ્યજાતિને સારૂ નરક બનાવવામાં મદદગાર નીવડે છે.

તમારામાં અને મારામાં દરેકમાં કાં તો શુભદર્શીપણાના વિશેષ ગુણો હોય છે, અથવા તો અશુભદર્શીપણાનાં લક્ષણો વિશેષ હોય છે. આ કારણથી દરેક કલાકે આપણે આપણાં વાસ્તે સ્વર્ગ રચીએ છીએ કે નરક બનાવીએ છીએ; અને જે પ્રમાણમાં આપણે આપણે વાસ્તે સ્વર્ગ કે નરક રચીએ છીએ, તેજ પ્રમાણમાં જગતને સારૂ સ્વર્ગ કે નરક રચવામાં આપણે મદદગાર થઇએ છીએ.

સ્વર્ગ એટલે સંપ-એકવાક્યતા-સંગતિ-સંવાદ-વિશાળતા; અને નરક એટલે ભેદભાવ-અસંગતિ—અપવાદ-સંકુચિતતા

કોની સાથે સંપ થવાથી-એકવાક્યતા થવાથી મનુષ્ય સ્વર્ગીય આનંદ પ્રાપ્ત કરી શકે અને કોની સાથે ભેદભાવ થવાથી- કોની સાથેની એકતાનતા તૂટવાથી મનુષ્યને નરકનું દુઃખ ભોગવવું પડે, એ વિચારવું એ જ આ લેખનો ઉદ્દેશ છે. કારણકે એ વસ્તુ સમજવાથી સ્વર્ગ કે નરક પ્રાપ્ત કરવાની કુંચી મનુષ્યના હાથમાં આવી જાય છે, જેના વડે તે સ્વર્ગના દ્વાર ઉઘાડી ઉચ્ચ આનંદ અનુભવે છે, અથવા તો નરકના દ્વાર ખોલી દુઃખ અને દુઃખ જ જુએ છે. આ બેમાંથી કયું પસંદ કરવું તે કામ વાચકનું પોતાનું છે.

---

## પ્રકરણ ૧ લું.

---

### વિશ્વનું ઉત્તમોત્તમ સત્ય.

---

અનંતજીવન અને અનંત બળવાળું તત્વ સર્વની પાછળ છે, તે સર્વને 'જીવન' આપે છે, તથા સર્વમાં અને સર્વદ્વારા તે 'પ્રકટ થાય છે.' તેજ આ આ વિશ્વનું ઉત્તમોત્તમ સત્ય છે. તે સ્વયંભૂ તત્વમાંથી સર્વ આવ્યું છે, એટલુંજ નહિ પણ સર્વ નિરંતર તેમાંથી આવિર્ભાવ કરે છે. જો વ્યક્તિગત જીવન હોય તો જેમાંથી તે જીવન આવે તેવું 'જીવનનું' અનંત મૂળ પણ ચોક્કસ હોવું જોઇએ. જો આ જગતમાં પ્રેમનો ગુણ આપણી નજરે પડતો હોય તો પ્રેમનું અનંત મૂળ પણ ચોક્કસ હોવું જોઇએ. જો આ જગતમાં જ્ઞાન માલુમ પડતું હોય તો તે જ્ઞાન જેમાંથી ઉદ્દભવે તેવું જ્ઞાનનું અનંત મૂળ પણ હોવું જોઇએ. આ નિયમ બળ, શાંતિ અને જગતની જડ વસ્તુઓને પણ એક સરખી રીતે લાગુ પડે છે.

ત્યારે આ ઉપરથી એટલું સમજવામાં આવ્યું હશે કે સર્વની પાછળ અનંત બળ અને જીવનવાળું આત્મતત્ત્વ રહેલું છે, જે સર્વનું મૂળ છે. જે મહાન્ અચળ નિયમો અને શક્તિઓ આ વિશ્વમાં વ્યાપી રહેલાં છે અને જે આપણી આસપાસ ચારે બાજુએ વ્યાપી રહેલાં છે–તે નિયમો અને તે શક્તિઓદ્વારા આ અનંત શક્તિમય જીવન હયાતીમાં આવે છે, કામ કરે છે, અને વ્યવસ્થા કરે છે.

આપણાં દરરોજના જીવનનું દરેક કાર્ય તે મહાન્ નિયમો અને શક્તિઓ અનુસાર થાય છે. રસ્તાની બાજુએ ઉગતું દરેક પુષ્પ વધે છે, ખીલે છે અને કરમાય છે, તેમાં ચોકસ મહાન્ અચળ નિયમોનુંજ કાર્ય હોય છે. હિમના ઢગલા બધાય છે, પડે છે, ઓગળે છે, જળરૂપ થાય છે, વરાળરૂપ થાય છે, વાદળરૂપ થાય છે, અને હિમ રૂપે પાછાં દૃષ્ટિગોચર થાય છે, આ સર્વ ક્રિયામાં પણ મહાન્ અચળ નિયમોનુંજ કાર્ય હોય છે.

એક રીતે કહીએ તો આ વિશ્વમાં નિયમ સિવાય બીજું કશું છેજ નહિ. જો આ વાત સત્ય હોય તો આ નિયમોને રચનાર કાંઇક બળ–કાંઇક તત્વ હોવું જોઇએ અને તે આ નિયમો કરતાં પણ વધારે સામર્થ્ય ધરાવનાર હોવું જોઇએ. અનંત જીવન અને અનંત બળરૂપી આત્મા જે સર્વની પાછળ છે, તેને આપણે પરમાત્મા કહીશું. તમે તેને પ્રકાશ કહો, સર્વશક્તિતત્વ કહો, પરમતત્વ કહો, અથવા બીજું ગમે તે નામ આપો તેથી તેમાં રતીમાત્ર ભેદ પડતો નથી. જો આપણે આ મુખ્ય બાબતમાં વિચારમાં મળતા આવીએ તો પછી તમે તેને કયું નામ આપો છો તે બાબત મહત્વની નથી.

આ ઉપરથી સમજાયું હશે કે પરમાત્મા એજ અનંત જીવન છે, કે જે પોતાનાથી વિશ્વને ભરી નાખે છે, કે જેથી સર્વ તેનામાંથી ઉત્પન્ન થાય છે, અને તેનામાં રહે છે, અને તેની બાહ્ય કાંઇપણ નથી, વસ્તુતઃ આપણે તે પરમાત્મામાંજ રહીએ છીએ, ફરીએ છીએ, અને અસ્તિત્વ ધરાવીએ છીએ. તે આપણા જીવનનું જીવન છે, આપણું જીવન જ છે. આપણે તે પરમાત્મજીવનમાંથી આપણું જીવન મેળવ્યું છે, અને નિરંતર મેળવ્યા કરીએ છીએ. આપણે પરમાત્મજીવનમાં ભાગ લેનારાં છીએ; અને આપણે વ્યક્તિરૂપે છીએ, અને તે અનંતજીવન છે કે જેમાં આપણે અને બીજાં સર્વ આવી જાય છે. એ રીતે આપણામાં અને પરમાત્મજીવનમાં ભેદ છે, છતાં પરમાત્મજીવન અને આપણું વ્યક્તિગત જીવન મૂળસ્વરૂપે સમાન છે, તેઓના ગુણમાં અને સ્વરૂપમાં ભેદ નથી; ભેદ માત્ર પ્રમાણનો અથવા વધતા–ઓછાપણાનો છે.

પ્રકાશ પામેલા ઘણા એવા પણ જીવો છે કે, જેઓ એમ માને છે કે આપણે આપણું જીવન પરમાત્મજીવનમાંથી દિવ્ય પ્રવાહની માફક મેળવીએ છીએ. વળી બીજા કેટલાક એમ જણાવે છે કે આપણા જીવનને પરમાત્મજીવન સાથે ઐક્ય છે; મનુષ્ય અને પરમાત્મા એકજ છે. આ બન્નેમાં ખરૂં કોણ ? બન્ને ખરા છે. જો બરાબર સમજવામાં આવે તો બન્નેનું કથન સત્ય છે.

પ્રથમ માન્યતા આપણે વિચારીએ. જો પરમાત્મા સર્વની પાછળ રહેલ અનંત જીવનવાળો આત્મા હોય કે જેમાંથી સર્વ ઉદ્ભવી શકે, તો પછી આપણું વ્યક્તિગત જીવન આ અનંતજીવનમાંથી દિવ્ય પ્રવાહવડે નિરંતર વહ્યાં કરે છે. જો આપણે બીજા મત પ્રમાણે

વિચાર કરીએ અને જો આપણે એમ માનીએ કે આપણા વ્યક્તિગત આત્માઓ આ પરમાત્માના વિભાગરૂપ છે, તો પછી આપણી વ્યક્તિઓમાં પ્રકટ થયેલું જીવન તેના મૂળ સાથે—અનંત જીવન સાથે એકરૂપ હોવું જોઇએ, જેવી રીતે સમુદ્રમાંથી લીધેલું જલનું બિન્દુ સ્વરૂપમાં અને લક્ષણમાં તેના મૂળસમુદ્ર સાથે એકરૂપ હોય છે, તેજ નિયમ અહીં પણ લાગું પડે છે. આ સ્થળે ભૂલ થવાનો સંભવ છે. જો કે પરમાત્મજીવન અને વ્યક્તિજીવન સ્વરૂપમાં એકસરખા છે, છતાં પરમાત્મજીવન વ્યક્તિજીવન કરતાં એટલું બધું ઉત્કૃષ્ટ છે કે તેમાં બધું સમાઇ જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો, સ્વરૂપ-જાતિનો વિચારકરતાં તો બન્ને એકરૂપ છે, પણ કેટલી શક્તિ વ્યક્ત થઇ છે તેનો વિચાર કરતાં તે બન્નેમાં બેસુમાર અંતર દેખાય છે.

જો આ રીતે વિચારીએ તો શું એમ પ્રતીત નથી થતું કે બન્ને મતો ખરા છે? ખરા છે એટલુંજ નહિ પણ એકજ બાબત જૂદી રીતે જણાવે છે. આપણે એક દૃષ્ટાન્ત લેઈ આ બન્ને મતોની એકવાક્યતા સિદ્ધ કરીએ.

પર્વત ઉપર ખૂટે નહિ તેવું એક જળાશય છે, જેમાંથી ખીણમાં રહેલું જળાશય પાણી મેળવે છે. પર્વત ઉપર રહેલા જળાશયમાંથી વહેતા પ્રવાહને લીધે ખીણમાં રહેલું જળાશય જળ મેળવે છે. એ વાત પણ ખરી છે કે આ નાના જળાશયમાં રહેલું જળ તેની જાતિમાં—તેના સ્વરૂપમાં—તેના લક્ષણમાં તેના મૂળરૂપ મોટા જળાશય સાથે એક હોય છે, પણ તેમાં ભેદ અહીં રહેલો છે: પર્વત ઉપર રહેલા જળાશયમાં જળ એટલું બધું ભરેલું છે કે તે આવાં અસંખ્ય જળાશયોને જળ પૂરૂં પાડી શકે તેમ છે અને તે છતાં પણ તેમાં જળની ખોટ કદી પડવાની નથી. આ રીતે તેના જળના જથ્થામાં ભેદ છે.

મનુષ્યના જીવન સંબંધમાં પણ એમજ છે. બીજી બાબતોમાં આપણે ગમેતેટલો મતભેદ ધરાવીએ, છતાં હું ધારૂં છું કે આપણે સઘળા આ બાબતમાં તો એકમત પર આવી શકીશું કે સર્વની પાછળ અનંત જીવનરૂપ પરમાત્મા રહેલો છે, જે સર્વનું જીવન છે, અને તેમાંથી સર્વ જીવન ( life ) આવે છે; તો પછી તમારૂં, મારૂં અને સર્વ કોઇનું વ્યક્તિગત જીવન દિવ્ય પ્રવાહ વડે જીવનના અનંત મૂળમાંથી આવવું જોઇએ. જો આ બાબત સત્ય હોય તો મનુષ્યમાં ચાલતું જીવન ચોક્સ રીતે તે અનંત જીવનની સાથે સ્વરૂપમાં એક હોવું જોઇએ. છતાં ભેદ છે; જે ભેદ સ્વરૂપનો નથી; માત્ર પ્રમાણ degree નો છે.

જો આ બાબત સત્ય હોય તો શું આ ઉપરથી એમ ફલિત થતું નથી કે જે પ્રમાણમાં મનુષ્ય આ અનંત જીવન અભિમુખ વળે છે તે પ્રમાણમાં તે પરમાત્મજીવનની નજદીકમાં આવતો જાય છે અને જે પ્રમાણમાં તે નજદીકમાં આવતો જાય છે તેજ પ્રમાણમાં પરમાત્માની શક્તિઓ તેનામાં પ્રગટ થવા માંડે છે—એમ શું ફલિત થતું નથી? અને જ્યારે પરમાત્મશક્તિઓ અનંત અને અખૂટ છે તો પછી તે અનુભવવામાં મનુષ્યને જે વિઘ્નો જણાય છે, તે વિઘ્નોનો ઉત્પન્ન કરનાર પણ તે પોતેજ છે; કારણકે ઉપર કહેલા સત્યનું તેને 'ભાન' નથી.

# जाणवा जोग समाचार.

—વિદુષી મીસીસ એનીબીસેન્ટ આ માસની ૬ ઠી તારીખે મુંબાઇ આવી બીનારસ ગયાં છે. મુંબાઇમાં તેમને માનપત્ર આપવામાં આવ્યાં હતા.

—બનારસની તથા અલીગઢની યુનીવર્સિટીઓને લોકલ ( સ્થાનિક ) યુનિવર્સિટીઓ ગણવી એવો છેલ્લો સરકારી ઠરાવ બ્હાર પડયો છે.

**જુદાં દરદો ઉપર ફળોનો થતો ઉપયોગ**—ફળ ફળાદીમાં દવા તરીકેનો સરસ કીમતી ગુણ હોવાના સબબે તેનો ઉપયોગ કરવાથી ઘણા વીકટ રોગો સાજા થઈ શકે છે. **નબળાઈ દુર કરવા** માટેનો સૌથી ઝડપી અને ઘણોજ ખાત્રી ભરેલો ઉપાય છુટથી ફળોનો ઉપયોગ કરવામાં સમાયેલો છે તે માટે ખાસ કરી તાજી પાકી દરાખ, સફરજન, જમરૂખ, સોનેરી કેળા, અંજીર વગેરે ફળો ખાવાં જોઇએ છીએ, કારણ કે તેમાં ખાંડનો પુષ્કળ ભાગ આવેલો હોવાથી તે જલદીથી પાચન થઇ શકે છે, અને તેથી આપણી નબળી પડી ગયેલી મનશકતી તથા શરીરને આગલી તાજગી અને કૌવત પાછું મળવાથી નબળાઇ દુર થાય. **મીઠી પીસાબના રોગથી પીડાતા** રોગીઓએ ફળો છુટથી ખાવા જોઇએ પણ એ રોગનું જોર સખ્ત વધી ગયું હોય ત્યારે તેઓએ ખજુરો અને અંજીરો જેવા પુષ્કળ ખાંડવાળા ફળ ખાવાથી પરહેજ રહેવું જોઇએ, મોટી વયના માણસોએ તથા બાળકોએ નાસ્તા ઉપર પોતાની ઉમર મુજબ ચોક્સ ડોઝ ઓલીવ ઓઇલનો લેવાથી તંદુરસ્તીને ઘણો ફાયદો થાય છે. જેઓને એકલું ઓઇલ લેવાને સુગ લાગતી હોય તેઓએ નારંગીના રસ અથવા બીજા કોઈ પણ ફળના રસ સાથે એક સરખા પ્રમાણમાં ભેળીને લીધાથી ઘણો ફાયદો થાય છે, ડા. બુરનીઓના જણાવવા મુજબ દરાખનો ઉપયોગ કરવાથી **બદહજમી** તથા હૃદયના ચોક્સ દરદો ઉપર ઘણો ફાયદો થાય છે. વળી દરાખનો ઉપયોગ **હરસ શુરહાના** દરદથી પીડાતા રોગીએ કરવાથી તેને ઘણો આરામ થાય છે. અને તે એ રોગનો અટકાવ કરી શકે છે. માંસના ખોરાક કરતાં ફળનો ખોરાક વધારે સારો અને ફાયદાકારક છે

## સત્યવિજયની આ સાલની ભેટ.

### ભક્તિયોગ.

આ સાલમાં સત્યવિજયના ગ્રાહકોને સ્વામી વિવેકાનંદ રચિત ભક્તિયોગનું ભાષાંતર આપવાને નકી કર્યું છે જેમાંનું રહસ્ય આ ગ્રંથમાં પુર્ણ રીતે જણાવવામાં આવ્યું છે તેની કિંમત રૂ ૦-૮-૦ છે. તે હાલમાં છપાય છે, અને ઓકટોબરની ૧૫ મી તારીખ સુધીમાં છપાઇ તૈયાર થયે ગ્રાહકોને વી. પી. થી મોકલી માસિકનું લવાજમ વસુલ કરવામાં આવશે.

લી. મેનેજર. **સત્યવિજય.**

આ અંકમાં આવેલી 'પરોપકારી સુશીલા'ની વાત 'મેઘનાદ' માસિકમાંની એક વાર્તાપરથી થોડાક ફેરફાર સાથે લીધેલી છે. તે માટે અમે ઉક્ત વાર્તાના લેખક. રા. 'નૂતનમી' તથા તે પત્રના પ્રકાશકનો ઉપકાર માનવા રજા લઇએ છીએ.

---

આ પત્ર. શા. સાંકલચંદ હરીલાલે શ્રી " સત્યવિજય " પ્રીન્ટીંગ પ્રેસમાં
છાપી પ્રકટ કર્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

श्रीभक्त.



શ્રીસદ્ગુરૂ પરમાત્મા શ્રીમાન્ સીતારામ ગણેશ ભટ્ટ.

જન્મ પૌષ કૃ. ૭ શકે ૧૭૮૭.

# શ્રીભક્ત.

## " राधीकाजीनुं प्रेम मनन "

( ગરબો )

પીયુ શરદ પુનેમની રાત્રીએરે, જાઉં એકલી હું વૃંદાવનમંહી.

*　　*　　*　　*　　*　　*

મારા વૃજલાલને ભેટવારે— (૨)

*　　*　　*　　*

પેલા આસોપાલવના ઝાડતળે (૨)
મોહનથાળ વ્હાલા કાજે કરમાં ગૃહી, માંહી મીષ્ટમીષ્ટ ભોજન આનંદે ભરી.

હેતે લઇ જાઊં મારા કાન કાજે (૨)
પ્રેમ પત્ને ઊડો પીયુને અજે (૨)
જરી વસ્ત્ર અલંકાર હર્ષ ધરી—મુકી કેશ કાળા છુટા વાયુથી ફરકી.

ડંખે પીયુની હૃદયને કામણુ કરી (૨)
મારે મોહના બાણુ માગ નયનો વળી (૨)
નૃત્ય કરની, અલબેલી, રસવેલી, બની, જાણે યોવન, કળી, પ્રેમ, બાગની મંહી.

કંઠ કોમળ સ્વરે હું ગાન કરતી (૨)
મોહીની મંત્ર મધુરા કંઇક ફૂંકતી (૨)
મારા નટવાર નંદલાલને કોટે વળગી અધર અમૃત પીયુનું રસીક ચુંબતી.

"રામરાય"

---

✕×—ગયે વર્ષ શરદ પુર્ણિમાને પ્રસંગે 'વસંત'માં રાધીકાજીનો કૃષ્ણે ત્યાગ કીધો તેના વિલાપ વિષે "સ્વપ્ન" છપાવ્યું હતું. આ વર્ષ રાધીકાજીને ત્યાગ કરતાં પેહેલાં શ્રી કૃષ્ણ પરની અત્યંત મોહજાળમાં લપટાયલા પુર્ણિમાની રાત્રીએ કૃષ્ણને સંકેત પ્રમાણે મળવા ઊમંગથી હર્ષનાદ કરતા દર્શાવેલાં છે--"અરરર—આવા સુખી પ્રેમ સ્વપ્ન સંસારમાં કવચીતજ હોય"

# शरद् पूर्णिमानी रात्रि.

વસંતતિલકાવૃત્ત.

શો આ ધ્વનિ અજબ ! એ કહીંથી સુણાય ?
દેખાય કારણ નહિં પણ સંભળાય;
તીણાં ચઢાવી શરકુસુમનાં ધનુષ્યે,
ટંકારતો મદનરાજ મદે શું ! ડોલે. ૧

લાંબા સમાયકી હ્રદે ગૂઢ જે રહેલો,
ધીમે ધીમે નિસરતો હરખાય પેલો;
છાતી વિદારી બહુ માનુની માન મોડે,
સ્વચ્છંદ ખેલ રમતો રસરાજ કોડે. ૨

ક્ષિરાબ્ધિના ફીણ સમી અતિ શુભ્રદેહા,
કે માતૃમંડળ તણા સ્મિતની પ્રભા શી;
આહ્લાદિની, વિશદને હ્રદયંગમા આ,
સ્નેહી તણી સખી ખીલી શુચિ ચંદ્રિકા આ. ૩

પેલું પણે શ્રુતિમનોહર ગાન થાય,
ગંધર્વ નૃત્ય કરતા વિવિધે જણાય;
ને દેવિ દેવ તણું વૃંદ ફરે ઉલાસે,
આનંદ કેલી રચીને રમતાં વિલાસે. ૪

આ દક્ષિણા નિલ પણે મધુરું અલાપે,
ચારે દિશે ઝરણ મંજુલ ગીત ગાયે;
ત્યાં અપ્સરા ગગનથી ઉતરી વિરામે,
સ્થાને રૂડે રસક્રીડા રસભેર જામે. ૫

આ ત્યાગીને હરિપ્રિયા કમલાસનેથી,
કુમુદિની ઉપર આસનબદ્ધ થાય;
આખું જડાજડ અહો ! રસમૂઢ લાગે,
આનંદવારૂણી પીને મદઘૂર્ણ મ્હાલે. ૬

આજે સખા ! દિવસ સુંદર પૂર્ણિમાનો,
આજે સખા ! શરદ્ ઉત્સવ મોદકારી;

સૌ દેવ માનવ વનૌધથી રાસ ખેલે,
અન્યોન્યથી પુરૂષ પ્રકૃતિ સંગ રાચે. ૭

*　　*　　*　　●

વર્ષાન્તની અવધિ નિકટમાં જણાય,
સૈકાતણા સમૂહમાંહિ વિલીન થાય;
આવાં ઘણાં શતક કાંઇ વિરામ પામ્યાં,
સંયોગથી સમય કેરી અનન્તતામાં. ૮

કાલોદધિ ચલ તરંગ સમાન અન્ય,
આ વર્ષ આવતું દીસે ધસતું પ્રવાહે;
થાઓ નવિન સુખદાયી સખા! સહુને,
થાઓ નવિન સચરાચર શ્રેયકારી. ૯

પુરો પ્રભુ હૃદય વાંછિત વાંછનાઓ,
પુરાય કોડ સૌ ઉત્તમ જે તમારા;
થાજો સખે! નૂતન ઉન્નતવાહિ સૌને,
વિજ્ઞાન ભક્ત મુખથી અભિનંદતો એ. ૧૦

---

## ઉગતા શરચ્ચંદ્રને.

જરી ઉંચે ઉંચે, ચઢ જરીક ઉંચે ત્વરિત તું;
જરી જ્યોતિ ત્હારી, [૧] રજની તણી કોરે પ્રગટને.
તહીં જાતો ભાનુ, [૨] તિમિર રૂપ દીસે વચ અહિં
ઉભું આલંબીને, અખિલ અવનિને કર દઇ. ૧

નિશા ઘેરાતી આ, મનુજ ઉર અજ્ઞાન સરખી;
જુવે જોવાતી ના, કુદરત પશુ પક્ષિ તરુની.
પદાર્થો સૌ ભાત્ર પ્રથમથી, અભાવો સમ થાય;

---

૧ દૃષ્ટિ મર્યાદાને રજનિ કલ્પી છે.

૨ પશ્ચિમમાં સૂર્યના આથમ્યા પછી તરતનો પ્રકાશ અને પૂર્વમાં ચંદ્રના ઉદયના પહેલાંનો પ્રકાશ. એ બંને પ્રકાશ વચ્ચે તિમિર લટકતું સૂચવેલું છે.

૩ પદાર્થો પ્રથમથી હયાતિમાં હતા છતાં તિમિરને લીધે નષ્ટ જેવા થઇ ગયા હતા.

પૂરી કાંતિ ત્હારી, જીવન ભવ, અસ્તિત્વ દહને. ૨

અહો ! દેખાયું આ તુજ મુકુટનું એક કિરણું,
અહો ! રેડાયું આ, પીયૂષનું ઝીણું એક ઝરણું;
[1]વહંતાં એવાં આ, પ્રભુની કૃતિનાં જ્ઞાનવહનો,
ચીરી ચાર્વાકોનાં જડહૃદયનાં શ્યામ તમને. ૩

નકી આજે આવે, તુજ ઉદયથી જ્ઞાન નવું કે;
નકી આવે આજે, નયનપથ વૈરાટની છબી.
ઝીણી રેખાકેરૂં, તિલક વિભુવિશ્વ સ્વરૂપને;
લલાટે, જોઉં હું તિમિરની ભૂમાલા પર રચ્યું. ૪

જરી ઉંચે, ઉંચે, ચઢ જરીક ઉંચે ત્વરિત તું;
જરી દેખાવાદે, તુજરૂપ રૂડું, પૂર્ણ ચઇને,
ન તૃપ્તિ, મ્હારૂં તો વધી વધતું ઔત્સુક્ય અધીરૂં;
ઉંચે આવે જાવા, જલદી ઉર આજે ઉછળતું, ૫

[2]સખે ક્ષીરાબ્ધિ ! તું તુજતટ સીમા પૂરી કરીદે;
જણાવા દે વ્હાલા, ઉરગશયનો અંક પરનાં.
સ્વયંભૂના મંત્રો, તૃષિત શ્રવણોને સુણવતું,
નીલાંગ, શ્રીકેરાં પદનખ કરો દે મુજશિરે. ૬

ખીલી કાંતિ ત્હારી, મુજ હૃદય તો હર્ષથી હસે;
નવા મોદો આજે, અનુભવતું આખું શરીર આ,
બની ચક્ષુ સૌએ મુજકરણુ જોવા તું રૂપને;
ત્રુટી, સંધાયાં છે, સહુ જગતનાં બંધન, તુને. ૭

દીસે આજે ધાર્યું, અરૂપ અનિલે સુંદર વપુ;
દીસે આજે છાઇ, હિમ શિતલતા તાપ ત્રિવિધે,
છવાયાં સૌન્દર્યો, અરમણીય સૌ રમ્ય બનીયું;
ક્યાં ભાસે આજે, સુયુત ગુણ, વસ્તુ સકળના. ૮

[ મલયાનિલ. ]

---

૧ નાસ્તિકોના હૃદયના અજ્ઞાન જેવું અંધકારને કલ્પેલું છે; અને ચંદ્રના કિરણુને ઇશ્વરની ભાવના કરાવતાં વહન કલ્પેલાં છે.

૨ ચંદ્રને ક્ષીરાબ્ધિનું રૂપક આપેલું છે.

## THE LATE

# SHRIMAT RAICHANDRA RAVJIBHAI,

FROM THE PIONEER, THE 22nd MAY 1901.

WE have already quoted a short account from the Bombay papers of Shrimad Rajchandra Ravjibhai, a rising Jain reformer, who died on April 9th, 1901, in Rajkot, Kathiawar, at the premature age of 33. Shrimat had the reputation of being the only *Shatavadhani* poet of India, when he was only nineteen. *Avadhana* means attention. *Shatavadhana* means attention to a hundred things at a time. A poet is styled *Shatavadhani*, when he stores up a hundred things in his memory,—be they verses in different languages whose words are recited to him at random, or some games such as chess, cards, &c., or any other things, and reproduces them in their proper order from memory. During the performance the strokes of a bell are counted and arithmetical problems are solved by the poet. This feat of memory power, coupled with poetic gifts,—for the *Shatavadhani* poet has also to compose poetry *extempore*,—can be realised better by sight than description.

Shrimad Rajchandra was a living psychological instance of how far memory can be developed. He was considered by his admirers to be one of the greatest moral teachers of our time and country, and the

enlightened portion of the Jain community regarded him as its youngest great philosopher in this *Pancham Kal* (the fifth *yuga*). He was born in Vavanya, Kathiawar, in 1867, of *Vanika* parent age. As a boy at school he showed extraordinary powers of memory. He finished within two years the vernacular course of his studies, which generally requires six years to complete. His teachers regarded him as a prodigy of intellect and memory. At a very early age he showed a predilection for poetry. At the age of nine, he wrote small *Ramayan* and *Mahabharat* in Padya (poetry). At the age of twelve he wrote three hundred stanzas on a clock in three days. This shows that Shrimat was a born poet He also began to contribute to several monthly magazines and newspapers, and wrote an essay on the importance of female education. When he was thirteen he went to Rajkot to study English. At the page of fourteen or fifteen he went to Morvi, and permormed an *Astavadhanu* (in which eight things are attended to at a time) feat before a circle of friends. He then increased the *Avadhans* from eight to twelve, and gave a public performance of the same. He gradually increased his powers of memory to such an extent that from twelve *Avadhans* he began to perform sixteen and from sixteen to fifty-two and lastly, one hundred, and thus at the age of nineteen he became a *Shatavadhani* poet He went to Bombay and gave a public performance of his *Shatavadhans*, in the Framji Cowasji Institute and other places For these wonderful feats of memory he was awarded a gold medal by the Bombay public, and was given the name of *Sakshat Saraswati* ( साक्षात् सरस्वति ). Mr. Malabari, the well-known social reformer, after witnessing the perfor-

mance wrote in his paper, the *Indian Spectator*, a very admirable article calling Shrimat, "a prodigy of intellect and memory." Shortly after this, at the instance of the late Sir Charles Sargeant, the the Chief Justice of the High Court of Bombay, Dr. Peterson, Mr. Yajnik, and such other well-known citizens, a big public meeting was arranged to witness Shrimat's *Shatavadhana*. The public and the Press expressed their high appreciation and admiration of the young prodigy. Sir Charles advised him to visit Europe and exhibit his powers there, but he could not do so, as he thought, he could not live in Europe as a pure Jain ought to live.

After such public recognition a sudden change seemed to come over him. At the age of twenty, he completely disappeared from the public gaze. He determined to use his powers and abilities for the instruction and enlightenment of his community and the people at large. From his very early age he was a voracious reader. He studied the six schools of religions षड्दर्शन and other systems of Oriental and Western philisophy. Strange though it might seem it was a fact that a book was required to be read only once in order to be digested, and without any regular study of Sanskrit and Prakrit, he could accurately understand works in those languages and explain them to others, as only learned scholars could be expected to do. Shrimad now began to inculcate his taste for knowledge ino thers and soon attracted a large number of disciples, whom he guided to the proper study of the Jain philosophy. He found that *Acharayas* ( religious teachers ) of the time held narrow and sectarian views, and did not appreciate the change of times Again those who renounced the world were generally lacking in some of

Shrimad had parents, one married brother, four married sisters, a wife; two sons and two daughters all living), he was preparing to renounce the world and lead the life of an ascetic. In the mean time, in his 32nd year, his health gave way. He was treated by a number of competent medical men. Dr. Mehta, one of his followers, who received his medical education in England, came all the way from Rangoon, and under his treatment there was a change for the better. A relapse however, followed, and after an illness of more than a year, in spite of competent medical treatment and good nursing by devoted disciples, he quietly passed away on the 19th ultimo, at Rajkot During his long and painful illness he never uttered a sigh or a groan. He was cheerful while all others around him were despondent.

Besides scattered poems he has written several works. His *Moksha Mala* has already been published. This work is the keynote of Jainism. This, he had written at the age of seventeen. Among his unpublished works there are *Atma-Sidhi-Upaya* and *Panchastikaya*, and several essays on the *Atma* or soul The corner-stone of the Jain religion and philosophy is the theory of Karma, in which he strongly believed. He thought of writing a convincing treatise on this theory, and a series of works on the principles taught by the Great Mahavira, but unfotunately he was prevented from doing so by his long illness He had also solved several difficult problems of religion. After careful study of the Jain and the Buddhist literature, he had come to the conclusion that both Mahavira and Buddha were different personages, their principles were quite different and the belief of European scholars that Jainism was the offspring of Buddhism was not well-founded. He said that in the Jain manuscripts, of

more than two thousand years old, it was clearly stated that the Great Mahavira and the Great Buddha were hard religious competitors.

Shrimad had also maintained that the chief sects of Jainism,-the Digambara and the Swetamber-were the outcome of irregular condition of the country.

The above short sketch of his life is sufficient to show that Shrimad Rajchandra was in every way a remarkable man. His mental powers were extraordinary. At the same time the moral elevation of his character was equally striking. His regard for truth, his adherance to the strictest moral principles in business, his determination to do what he believed to be right, in spite of all opposition, and his lofty ideal of duty, inspired and elevated those who came in contact with him. His exterior was not imposing, but he had a serenity and gravity all his own On account of his vast and accurate knowledge of religions and philosophy, his wonderful powers of exposition and his lucid delivery, his discourses were listened with the utmost attention. His self-control under irritating circumstances was so complete, his persuasive powers so great, and presence so inspiring that those who came to discuss with him in a defiant and combative frame of mind returned quite humiliated and full of admiration.

Shrimad Rajchandra deplored the present condition of India, and was always solicitous for its amelioration. His views on the social and political questions of the day were liberal. He said that there ought not to be anything like caste distinction amongst the Jains, as those who were Jains were all ordered to lead similar life. Among all the agencies for reform, he assigned the highest place to the religious reformer,

working with the purest of motives and without ostentation. He found fault with the religious teachers of the present day because they preached sectarianism, did not realise the change of the times, and often forgot their real sphere in the desire to proclaim themselves as *Avatars* of God, and arrogated to themselves powers which they did not possess. In his later years, it was clear that he was preparing to fulfil his life's mission in that capacity. But unfortunately death intervened and the mission remained unfulfilled. Shrimad had, however, succeeded in creating a new spirit among the Jains in the Bombay Prsidency. It is generally belived that had he lived long, he would have revolutionised the whole system of the present Jain religion, and would have taught the people what the Great Mahavira had actually taught. He wanted to do so away with the numerous sects of the Jain religion in order to establish one common religion, founded by Mahavira, That such an useful life should have beeen cut short at this premature age was a distinct loss to the country.

His admirers have already collected about Rs. 11,000 to perpetuate his memory. A movement is still going on to increase the fund. It is expected that either an institution to collect old manuscripts and to publish the works of the Jain religion, which remain unpublished, in several *Bhandaras*, will be started, or a complete liberary of the Jain philosophy and literature will be established bearing his honoured name.

It is hoped that some one of his numerous disciples may give the public a comprehensive account of his life and work.

" I should like all Phœnix to read Tolstoy's " Life " and " My Confession." Both are soul stirring books. They can be easily read in two days. The Gujaratis should also read Kavi's ( Shrimad Raychandra's ) two volumes—the books I have got. The more I consider his life and his writings, the more I consider him to have been the *best Indian* of his times. *Indeed, I put him much higher than Tolstoy in religious perception.* The books I have read have afforded me the highest solace. So far as English books are concerned, Tolstoy is incomparable in my opinion in chastity of thought Both Kavi and Tolstoy have lived as they have preached. Kavi writes from richer experience."

*Mohandas Gandhi.*

# * " I a Wave of Thee."

( *G. I. Patel* B. A. )

The sea of Truth art Thou oh Lord
  And I a wave of Thee
No more apart than water art Thou
  In Unity are We.

I rise sometimes above and high
  With Thee in my behind
The force I gain is simply yours
  Who art so nobely kind.

May I be one with you oh Lord
  Setting back the thought
That I am a wave apart from Thee
  Mooving single aloft.

Softly may I ocean be
  Of Holy Holy Bliss
And roar in ecstasy of joy
  Being sea of Peace.



* ધીમાન્ માસ્તર સાહેબના " પ્રભુ સચ્ચિત સુખ સાગર છો " ને આધારે.

# HOW MR. STEAD FELT JUST BEFORE AND AFTER PASSING.

An article, which appears in the Progressive Thinker, tells us of an address delivered by Mr. Stead, through the welknown American medium Mrs. Cora L.V. Richmond. It says that after a hymn, there was a palpable change in the medium's appearance and manner. Mr. Stead spoke through the medium as follows:—

Dear Friends: I have been properly introduced to you, but I am no hero. All people are in a measure natural cowards; that is, they are afraid of something. I was not afraid of the "other world," and not afraid of many things in human life; but we all have a shrinking from that intermediate thing that is called "death;" what it may do us; how we shall feel; how we shall be able to meet it: when and where. There is no death. One can only know it by experience. Most people hesitate, dread the change. To me life was one—our earth and beyond.

I don't think I had any "premonition" before leaving England, nor did my hand write, nor did anyone say to me, "Don't go on that ship." I had to go to meet an appointment. I liked the ship because it was the greatest ship, and why not go in the greatest things, even if you go to the other world? That night I was aware when the ship struck. We talked about it among the men. I said I thought there might be too much anxiety, and I was inclined to go to my cabin. I met some people who were afraid, I went down and found there were others who were afraid; and I talked to them, and in talking I was able to comfort them. I don't think I was yet aware especially of doing anything uncommon or unusual, because up to that time there was no pervading thought of danger. This was shortly after mid-night, I was ready. Many were over there first at hand to receive me. But what of those who were afraid of death, who knew not of the life beyond, and whose faith might forsake them in the time of peril?

They must be comforted, soothed, aided, if possible, to stay yet a while in their bodies. And one forgets one's self when ministering to the wants of others. Still, there was such a brief time to prepare—so little real preparation on that gigantic ship for such an emergency.

There was no pervading thought that there was any imminent danger, and when it really came in settling down to the fact that the ship's officers knew, and that there was preparation for taking the women and children, then I said to my self, "I must be busy with these people down here. Those people up there are better disciplined; they have more knowledge; they have society restraints; they understand what is expected; but these more emotional people may not know." As far as I know, I spent my time talking to them, trying to comfort those whom I could make understand me. I spoke no language but English, and so could not speak to the foreigners, but I endeavoured to comfort them; I took hold of them and tried to make them feel that there was no real danger to real life. Then I did go to my cabin, not to sleep, but for that communion that ever was my refuge, with the Infinite, with my unseen loved ones, then came the first warning—writing—that the ship would sink, and I was there when the great cry came, when we knew and all who were not sleeping must have known that the ship would surrender. I felt the giant trembling and the rushing of waters, and the thought came, "Would it be long? Will there be a great period of strain?" But there was not.

When all had been done that could be done, we had to go. The cries of agony were terrible. Death!

And after the first roar—rush of waters—a great surging, suffocating sense—I awoke as one awakening from a horrible dream. My son! My son! Yes, the first to meet me. He was one of the rescuers from that realm where lifeboats are never lacking. I was alive! Awake! Aware! They had found me!

There was just the onset of waters, just the gurgling, bubbling, roaring, and I was awakened. I saw people still struggling and I thought I was still trying to help them, but the one form in the midst of all this was my son! Then I knew I was not in the body at all, but I was trying to help those spirits struggling to join their friends who had gone out in little boats—there wives, sisters, mothers. My son said, "Come" ' No let's see what we can do for these." And we stayed hours and hours above the spot where the ship went down, following the little boats to try and help the spirits that were struggling and striving still to live in their bodies—those who did not know they were out of their bodies. I realized

નોને મારી નાખત, એ રીતે પરસ્પર વેરની વૃદ્ધિ થાત. પણ આપણે એકબીજાને અભય-વચન આપ્યું છે, અને આ રીતે પ્રેમથી આપણા દ્વેષનો અંત આવે છે આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ કાર્ય કરતી શક્તિઓનો નિયમ (Law of opposites) એવી તો સુંદર અને અસરકારક રીતે સમજાવવામાં આવ્યો છે કે આ વાત સાંભળનાર મનમાંથી કદાપિ તે ખસી શકે નહિ. બુદ્ધભગવાને ફક્ત ચાર ટુંકા વાક્યોમાં તેનો સમાવેશ કરેલો છે. તમે તે નિયમ દરેક પ્રકારની લાગણીને અથવા તમારા બીજાઓ પ્રત્યેના વર્તનને લાગુ પાડી શકો. બુદ્ધ ભગવાને કહ્યું છે કે:–

Let a man overcome anger by love, let him overcome hatred by kindness, let him overcome the greedy by liberality, and the liar by truth." મનુષ્યે પ્રેમથી ક્રોધને જીતવો, દ્વેષને દયાથી જીતવો, લોભને ઉદારતાથી જીતવો, અને અસત્યને સત્યથી જીતવું.

આ ટુંકા નિયમમાં અમુક દુર્ગુણના સામે તેના પ્રતિસ્પર્ધી સદ્ગુણને સ્થાપવામાં આવ્યો છે. ધારો કે કોઇ મનુષ્ય તમારા પર ક્રોધ કરે છે, અને જો તમે તેને જવાબ પણ ક્રોધથી આપો છો, તો ક્રોધ બન્નેને ઘણે દૂર લેઇ જાય છે અને એક બીજાથી વિખુટા પાડે છે. પણ જો તમે ક્રોધને બદલે પ્રેમથી જવાબ આપો તો તેનો ક્રોધ ચાલ્યો જાય છે, અને બન્ને શત્રુ થવાને બદલે મિત્રો બનો છો. જો કોઇ મનુષ્ય તમને નુકશાન કરે તો તમે તેને નુકશાન કરતા નહિ, અને સાંકડી દૃષ્ટિના મનુષ્યો જેમ સામો ઘા કરે છે, અને દુઃખમાં ઉમેરો કરે છે, તેમ તમે કરતા ના. જો કોઇ મનુષ્ય લોભી હોય તો તેની સાથે તમે પણ લોભી થતા ના. ઉદાર બનો, અને આ રીતે તેને ઉદારતાનો પાઠ શીખવો. તે કંજુસ હોય તો તમે તેના ભણી ઉદાર બનો, અને તેની સંમુખ કંજુસાઇનું દર્પણ ધરીને નહિ પણ તમારી ઉદારતાનું દર્પણ ધરીને તેને ઉદાર થતા શિખવો. જો કોઇ મનુષ્ય જુઠું બોલી જાય, માટે તમે તેની સાથે અસત્ય બોલતા નહિ. આપણે ઘણીવાર મનુષ્યોને એમ બોલતા સાંભળીએ છીએ કે "તેણે મને જુઠું કહ્યું અને મેં પણ તેને તેવાજ જવાબ પરખાવ્યો." પણ બુદ્ધભગવાને આ સંબંધમાં કહ્યું છે કે, "જો કોઇ મનુષ્ય તમારી આગળ અસત્ય બોલે તો તેને સત્ય જવાબ આપો, કે જેથી તે અસત્યવાદી પણ સત્યવાદી બને, અને આ રીતે સત્યનું સામ્રાજ્ય ચારે બાજુએ ફેલાય." આ ઉમદા સત્યોને આ ઉચ્ચ વચનામૃતોને તમારા જીવનમાં યોજો, તમારા વ્યાપારમાં પણ કામે લગાડો, તમારા ગૃહસંસારમાં પણ તેમનો ઉપયોગ કરો. તમારા જાતિ બંધુઓ સાથેના તમારા વર્તનમાં પણ તે પ્રમાણે આચરણ રાખો. જો કોઇ તમને નુકશાન કરે—અપકાર કરે, તો તે અપકારનો બદલો ઉપકારથી આપો અને આ રીતે તેને ઉપકારનું માહાત્મ્ય શિખવો. Bless them that curse you જે તમને શ્રાપ આપે તેમને તમે આશિર્વાદ આપો.

આ પ્રમાણે સદ્ગાનના પાયા રૂપે 'કર્મ'નો અને 'અપકારને બદલે ઉપકાર'નો નિયમ જણાવી હવે આપણે બીજા પગથિયા તરફ—એટલે સદ્વિચાર તરફ વળીએ.

બીજું પગથિયું આપણને જણાવે છે કે આપણા વિચારો બને તેટલો સારા અને સંપૂર્ણ હોવાજોઇએ. કારણકે વિચારમાંથી વાણી ઉદ્ભવે છે. વિચારમાંથી કાર્ય જન્મે છે. જે મનુષ્યના વિચારો અશુદ્ધ હોય છે, તેની વાણી તથા કર્મ અશુદ્ધ જ હોય છે. જે મનુષ્યના વિચારો શુદ્ધ હોય છે, તેની વાણી શુદ્ધ હોય છે, અને કાર્યપણ શુદ્ધ હોય છે, વિચારો તરફ

ઘણીવાર દુર્લક્ષ આપવામાં આવે છે, પણ કાર્યો તથા વચનો કરતાં વિચારો વધારે અગત્યના છે. તમારા વિચારોને શુદ્ધ રાખવાની કાળજી રાખો અને તમારાં વચનો અને કાર્યો તો સ્વયમેવ શુદ્ધ થઇ જશેજ, પણ જો વિચારોમાં અશુદ્ધતા દાખલ થઇ, તો પછી બધી બાજી બગડી સમજવી. માટે સદ્જ્ઞાનરૂપી પાયા ઉપર સદ્વિચારનું મકાન રચવાને પ્રયત્ન કરવો જોઇએ, અને તેટલા માટે તમારા વિચારોને અને તેટલા ગંભીર, શુદ્ધ અને ચોકસ બનાવો. ધમ્મપદમાં શ્રી બુદ્ધભગવાને કહ્યું છે કે.

## अपमादो अमतं पदं पमादो मच्चुनोपदं.

અપ્રમાદ એ અમરત્વનો માર્ગ છે, અને પ્રમાદ તે મૃત્યુનો માર્ગ છે; કારણ કે જે પ્રમત્ત છે અને વિચારરહિત છે, તે સહજમાં આડેમાર્ગે દોરવાઇ જાય છે. પણ જે અપ્રમત્ત છે અને વિચારશીળ છે, તે પોતાનાં વચનો તથા કાર્યોને યોગ્ય રીતે દોરવી શકે છે. માટેજ સદ્જ્ઞાન પછી બીજા પગથિયા તરીકે સદ્વિચારને સ્થાન આપવામાં આવ્યું છે. તમારૂં ભવિષ્ય તમારા વિચારથી રચાય છે, તમારૂં ચારિત્ર તમારા વિચારથી બંધાય છે. જેવી રીતે આજે તમે વિચાર કરો છો, તેવી રીતે કાલે જરૂર તમે વર્તશો. તમારા આવતા જન્મના તમારા ચારિત્રનો આધાર તમારા હાલના વિચારો પર રહેલો છે. માટેજ તેની આટલી બધી ઉપયોગિતા છે.

ત્રીજું પગથિયું સદ્વાણી છે. જે વાણી સત્ય છે, તે સદ્વાણી કહેવાય છે. જગતમાં જે અનેક પ્રકારનાં જૂઠ પ્રાતઃકાળથી તે રાત્રિ સુધી, અને રાત્રિથી પ્રાતઃકાળ સુધી બોલાય છે, તેનો ત્યાગ કરવાનું સદ્વાણી ફરમાવે છે. નકામાં ગપ્પાં મારવાં એ પણ સદ્વાણીની વિરૂદ્ધ છે. સત્યવાણીમાં જૂઠનો જરા સરખો પણ ભેળ થવો જોઇએ નહિ. તે દયામય હોવી જોઇએ, અને સારી રીતે બોલાવી જોઇએ. જે આ અષ્ટ વિધમાર્ગ પ્રમાણે ચાલવાને ઇચ્છતો હોય તેના મુખમાંથી ઘાતકી, ક્રૂર, અસત્ય, અથવા પરનિંદાના વચનો કદાપિ નીકળવાં જોઇએ નહિ. આ બાબતમાં મનુષ્યે કેમ વર્તવું, તેના સંબંધમાં શુદ્ધ ભગવાનનો પોતાનોજ દાખલો અનુપમ અને અનુકરણીય છે. એક મનુષ્ય શુદ્ધ ભગવાનની નિંદા કરતો હતો, અને તેમના પર ખોટાં આળ મૂકતો હતો. જ્યાં સુધી પેલા મનુષ્યે દેવાય તેટલી ગાળો દીધી, ત્યાં સુધી બુદ્ધભગવાન્ કાંપણ બોલ્યા વિના શાંતિથી સાંભળી રહ્યા, અને પછી નમ્રતાથી બોલ્યા.

" હે પુત્ર ! જ્યારે કોઇ મનુષ્ય બીજાને કાંઇપણ ભેટ આપે છે, પણ ભેટ આપતી વખતે સભ્યતાના નિયમો સાચવતો નથી, ત્યારે સામો મનુષ્ય રીવાજ પ્રમાણે જણાવે છે "તમારી ભેટ તમેજ રાખો ! " તેમ હું પણ હે પુત્ર ! તારી નિંદાને ગ્રહણ કરતો નથી. માટે તું તે ભેટ પાછી લેઇજા. જે ખરાબ મનુષ્યની નિંદા કરે છે, તે આકાશ સામું જોઇ આકાશ ભણી થૂંકનારના જેવું કાર્ય કરે છે. તેથી સ્વર્ગ દૂષિત થતું નથી, પણ તે થૂંક થૂંકનારના શરીરપર પડે છે, અને તેનું પોતાનુંજ શરીર બગડે છે. જે મનુષ્ય કાદવમાં પથરો નાખે છે, તે પોતાનાંજ વસ્ત્ર બગાડે છે. ખરાબ મનુષ્યની નિંદાથી સદ્ગુણી મનુષ્યને કદાપિ નુકશાન થતુંજ નથી; તે નુકશાન ખરાબ મનુષ્યે કરેલી વેઠવું પડે છે." શુદ્ધ અને અશુદ્ધ વાણીના સંબંધમાં ૨૫૦૦ વર્ષપર બોલાયેલા આ શબ્દો હજુ પણ તેટલાજ ઉપયોગી છે. બીજાએ દીધેલી ગાળો તમને અસર કરતી નથી, પણ તમે તેના એવાજ શબ્દોમાં જવાબ આપી તમારે માથે તે ગાળો લેઇ લો છો. કોઇએ રસ્તામાં તીર ફેંક્યું, તમે તે તીરને તમારા હાથમાં લેઇ, તમારી છાતીમાં ભોંકો છો અને પછી મને તીર વાગ્યું એવી બુમો પાડો છો, પણ જો તમે તેની ગાળો અથવા નિંદાનો તેવા શબ્દોમાં જવાબ ન આપો, પણ દયાથી, નમ્રતાથી, પ્રેમથી જવાબ આપો તો તેના શબ્દો તમને કાંઇ પણ અસર કર્યા વગર

તેના તરફ પાછા વળે છે, અને તેનેજ નુકશાન કરે છે, તે પોતાના ખરાબ શબ્દોનું ફળ ભોગવે છે, અને તમને જરાપણ નુકશાન થતું નથી. આ બાબતમાં પણ નિયમ ચોક્કસ અને અવિચળ છે.

આ નિયમને પણ તમારા જીવનવ્યવહારમાં યોજો, આ નિયમ વાતો કરવા માટે નથી, પણ જીવનમાં ઉતારવાને માટે છે. આ નિયમ જાણ્યા પછી જો કોઇ તમારી નિંદા કરે તો કતિ તેને પ્રેમથી જવાબ આપો અથવા મૌન ધારણ કરો. તેની નિંદા તેની પાસેજ રહેશે, અને જરા પણ ઇજા અનુભવ્યા સિવાય તમે તમારા માર્ગે સહી સલામત ચાલ્યા જશો.

હવે ચોથું પગથિયું સત્કાર્યનું છે. જ્યાં સદ્જ્ઞાન, સદ્વિચાર અને સદ્વાણી હોય છે, ત્યાં સત્કાર્ય તેમની પછવાડે આવવુંજ જોઇએ. જીભને વશ રાખવી એ કામ અતિ દુષ્કર છે. જો તમારો તમારા વિચારો પર કાબુ હશે, જો તમારી જીભ તમારે સ્વાધીન હશે તો તે પ્રમાણે અવશ્ય કાર્ય થશે—શરીર તો સીધેમાર્ગે તરતજ ચાલવા લાગશે. કયાં કામોનો ત્યાગ કરવો તે બાબતમાં શ્રી બુદ્ધદેવે જણાવેલાં પંચશીલ પણ સ્મરણમાં રાખવા લાયક છે; કારણ કે તે પ્રમાણે ચાલવાથી મનુષ્ય કદાપિ ખોટુંકામ કરવા દોરવાતો નથી. પ્રથમ શીળ જણાવે છે કે, " હું કોઇ પણ જીવનો નાશ કરીશ નહિં. માટે કોઇએ પણ માંસ ભક્ષણ કરવું નહિ. જે મનુષ્ય પોતે કોઇ પ્રાણીની કતલ કરતો નથી, પણ બીજાએ કતલ કરેલા પ્રાણીનું માંસ ખાય છે, તે મનુષ્ય પણ તે પ્રાણીના વધમાં ભાગ લે છે, અને આ રીતે પ્રથમ શીળનો ભંગ કરે છે, માટે કોઇ પણ બુદ્ધધર્માનુયાયીએ માંસ ભક્ષણ કરવું નહિ. કોઇ પણ પ્રકારના વ્યભિચારને વાસ્તે અથવા શારીરિક પાપને વાસ્તે સ્થાન મળવું જોઇએ નહિ—અર્થાત્ આ માર્ગપર ચાલનારે સંપૂર્ણ શરીરશુદ્ધિ રાખવી જોઇએ. તેણે દારૂનો–મદિરાનો ત્યાગ કરવો જોઇએ. મદિરાત્યાગ એ પાંચમું શીળ છે. માટે આવા પ્રકારનાં શારીરિક પાપનો ત્યાગ કરીને તેણે શુદ્ધકાર્યો કરવાં જોઇએ.

હવે આપણે પાંચમા પગથિયા તરફ વળીએ. ગુજરાનનાં સદ્ સાધનો આ ઘણી અગત્યની બાબત છે, અને હાલના જમાનામાં આ વિષયપર ખાસ ભાર મૂકવાની જરૂર છે. ગુજરાનનાં શુદ્ધ સાધનો કયાં ?

જે સાધનો તમારા જાતિબંધુઓને હેરાન કરતાં નથી, જે તમને, તમારા કુટુંબને, અને તમારા દેશને લાભકારી છે, તેવાં સાધનોને આપણે શુદ્ધ સાધનો તરીકે લેખીશું. બુદ્ધધર્મ પ્રતિપાદન કરે છે કે આ અષ્ટવિધ માર્ગે ચાલનારે કોઇને પણ નુકશાન ન કરવું, તેમજ કોઇને પણ ઇજા ન કરવી, અને સદ્સાધનો વડે ગુજરાન મેળવવું. પણ અફસોસ ! હાલના જમાનામાં તે નિયમ કયાં નજરે પડે છે !

દરેક મનુષ્ય પોતાનું ગુજરાન મેળવે છે, પણ તે કયે રસ્તે મેળવે છે, તે વિચારવાને તે થોભતો નથી, કેટલાક મનુષ્યોને આપણે કરોડાધિપતીઓ થતા સાંભળીએ છીએ, પણ તે ધન કયાંથી અને કેવી રીતે મળ્યું, તેના ભૂતકાળના ઇતિહાસ ભણી નજર નાખીએ છીએ તો મોટે ભાગે નાશ પામેલા કુટુંબો, નિરાશાથી દુઃખી થયેલી સ્ત્રીઓ, ભૂખ્યાં બાળકો વગેરે તેના કારણભૂત હોય છે. હજારોને થયેલા દુઃખ અને ત્રાસને પરિણામે એક લખપતિ કે કરોડપતિ થાય છે. આવી શ્રીમંતાઇ એ ધનપ્રાપ્તિનો ખોટો માર્ગ છે, ધન મેળવવાની ખોટી યુક્તિ છે. જે મનુષ્યજાતિનું ઐકય અને સર્વના ભ્રાતૃભાવનો સિદ્ધાંત સ્વીકારે છે, તેવા મનુષ્યને વાસ્તે આવી રીતે ધન કમાવું એ તદ્દન અનુચિત છે, અને તે ધર્મની બારાખડી પણ શિખ્યો નથી, એમ કહેવામાં આવે તો તે અવાસ્તવિક ગણાશે નહિ. હાલનો જમાનો

રસાકસીનો છે. અને તેથી જે મનુષ્ય પોતે કયા સાધનોનો ગુજરાન મેળવવામાં આશ્રય લે છે, તેનો કાંઇપણ વિચાર કર્યાવિના ગરીબોને કચરે છે, અભણને છેતરે છે, સરકારી કાયદાની બારીકાઇમાં ન અવાય તેટલી સાવચેટ રાખી હૃદયના નિયમને વિસારી મૂકે છે, તે મનુષ્ય આ અષ્ટવિધ માર્ગપર ચાલી શકતો નથી. ભલે ને તે વધારે ધનવાન્ કહેવાય, પણ તેનો આત્મા સદ્‌ગુણમાં બહુ ગરીબ છે. પણ સદ્‌ગુણ તે ધન કરતાં વધારે કિમતી છે, કારણ કે તે આત્માની સ્થાયી દોલત છે. માટે ક્ષણિક ધનને સારૂ સદ્‌ગુણનો ભોગ આપતા નહિ, તમારા હૃદયના નિયમને વિસારી મૂકતા નહિ.

હવે આપણે છઠ્ઠા પગથિયાનો–સદ્‌ઉદ્યમનો–વિચાર કરીએ. કેટલાક તરફથી એમ પ્રશ્ન પૂછવામાં આવે છે કે સદ્ ઉદ્યમને પ્રથમ સ્થાન મળવું જોઇએ ! ત્યારે તેને છઠ્ઠો કેમ મૂકવામાં આવ્યો ? તેના જવાબમાં વ્યાજબી રીતે કહી શકાય કે મનુષ્યને જ્યાં સુધી સદ્‌જ્ઞાન અને સદ્વિચાર હોય નહિ, ત્યાં સુધી તે સત્કાર્યમાં કેવી રીતે ઉદ્યમ કરી શકે ? અજ્ઞાનથી કરેલો ઉદ્યમ સારા આશયથી કરવામાં આવ્યો હોય તોપણ–ઘણીવાર લાભ કરતાં ગેરલાભ વિશેષ કરે છે. સારા આશયવાળો પણ મૂર્ખ મનુષ્ય ઘણીવાર બહુજ અનર્થ નીપજાવે છે. જો તમે સદ્‌જ્ઞાનની–સદ્‌નિયમની વિરૂદ્ધ વર્તો તો તમારો આશય ગમે તેવો ઉચ્ચ હોય, છતાં તેનું પરિણામ ખરાબજ આવે, એમાં નવાઇ નથી. આ કડવું ઔષધ છે, પણ અજ્ઞાન ટાળવાને તે પીધા સિવાય છૂટકો નથી.

એક મનુષ્ય એક બળતા ઘરમાંથી બાળકને બચાવવાને એકદમ અગ્નિમાં ધસે છે, તેથી શું અગ્નિ તેને નથી બાળતો ? તેણે તેની હિમતની સાથે ડહાપણ પણ વાપરવું જોઇએ. જે મનુષ્ય આવા સમયના ભયને સમજે છે, તેણે પોતાના મુખની આસપાસ લુગડું વિંટાળવું જોઇએ, અને આ રીતે તે બાળકને અને પોતાને ગુંગળાઇ મરતાં તે બચાવી શકે છે. જે મનુષ્યનો આશય સારો છે, પણ જેનામાં સદ્‌જ્ઞાન નથી, તે જે કામ કરી શકે છે, તેના કરતાં સદ્‌જ્ઞાનપૂર્વક કરેલો સદ્‌ઉદ્યમ ઘણોજ લાભકારી નીવડે છે. માટે સદ્‌ઉદ્યમની પાછળ સદ્‌જ્ઞાન અને સદ્વિચારની જરૂર છે. તમારી ભલું કરવાની વૃત્તિ હોવી જોઇએ, તે સાથે ભલું કેમ થાય તે પણ તમારે જાણવું જોઇએ. જગતમાં જે દુઃખો હાલ નજરે પડે છે, તેનો અધો ભાગ સારા આશયથી કરેલાં ભૂલ ભરેલાં કાર્યોમાંથી ઉત્પન્ન થયેલો છે. માટે શુદ્ધ ઉદ્યમ પાછળ શુદ્ધજ્ઞાન હોવું જોઇએ.

હવે આપણે સાતમા પગથિયા–શુદ્ધ સ્મરણશક્તિ—તરફ વળીએ. આ શબ્દના બે અર્થ કરવામાં આવે છે. જો તેનો પુરેપુરો અર્થ કરીએ તો મનુષ્યના પાછલા સઘળા ભવોનું સ્મરણ, જે બુદ્ધ ભગવાનમાં હતું, તે સ્મરણ. જ્યારે કોઇ મનુષ્ય તેમને તેમના તે ભવમાં પ્રથમજ વાર મળવા છતાં તેમની નિંદા કરતો અથવા તેમના તરફ ખરાબ રીતે વર્તતો ત્યારે તે પોતાના શિષ્યોને કહેતા હતા કે આ મનુષ્ય મારા અમુક પૂર્વ ભવમાં મને મળ્યો હતો, મેં તેને આ રીતે નુકશાન કર્યું હતું, અને તે કર્મના ફળ તરીકે આ ભવમાં તે મારી તરફ આ રીતે વર્તે છે. ઘણીવાર પોતે પોતાના તથા બીજાના પૂર્વભવો જણાવી હાલનાં કાર્યોનાં કારણો શિષ્યમંડળને નિવેદન કરતા હતા.

પણ સામાન્ય મનુષ્ય કે જેને પોતાના પૂર્વભવોનું જ્ઞાન નથી, તેના સંબંધમાં ઉપર જણાવેલો અર્થ બહુ ઉપયોગી નથી. પણ શુદ્ધ સ્મરણ શક્તિનો બીજો એક અર્થ થાય છે, તે ખરેખર સર્વને લાભકારી છે. કોઇ મનુષ્યે કરેલું નુકશાન જો ભૂલી જવામાં

આવે. અને તમારાપર કરેલો ઉપકાર તમારી સ્મરણશક્તિમાં આભારની લાગણી સાથે હંમેશાં તાજો રાખવામાં આવે તો તમારી અંદર શુદ્ધ સ્મરણશક્તિ છે, જે ખરેખર તમને ઘણીજ ફળપ્રદ છે. એક મહાન્ હિંદુ રાજા વિષે કહેવામાં આવેલું છે કે લોકોએ તેના તરફ કરેલાં હજાર અપકારનાં કામો સૂઇ રહેતી વખતે તે ભૂલી જતો, પણ જો કોઇએ એક ઉપકાર કર્યો હોય તો આખી જીંદગી સુધી તે સંભારતો હતો. આનું નામજ શુદ્ધ સ્મરણશક્તિ. કોઇએ કહેલાં કઠોર વચનો, કોઇએ તમારી તરફ બતાવેલી નિષ્ઠુરવૃત્તિ વગેરે ભૂલી જાઓ, પણ તમારૂં કોઇએ સહેજ પણ ભલું કર્યું હોય તો તે સ્મરણમાં રાખો. જે તમને દુઃખકારક નીવડ્યું હોય તે ભૂલી જાઓ—તેની તરફ તમારી આંખો બંધકરો. તમારી સ્મરણશક્તિનાં દ્વાર તેની સામે બંધ કરો, કારણ કે એવા દુઃખદ પ્રસંગોથી સ્મરણશક્તિપર ન કામો શું કામ ભાર ભરવો જોઇએ ? તેવા વિચારોને જતા કરો. તમારા પૂર્વ કર્મોને લીધે દુઃખ ભોગવવાના પ્રસંગો જો તમે ઉત્પન્ન ન કર્યા હોય તો કોઇ તમને દુઃખ આપી શકે નહિ. અને જેના સ્મરણથી દુઃખ ઉત્પન્ન થાય તેનું સ્મરણ રાખવું એ એક પ્રકારની મૂર્ખતા નહિ તો બીજું શું ? જે તમને દુઃખકારક હોય, જે તમને શોક ઉપજાવતું હોય, જે તમને અન્યાય ભરેલું લાગતું હોય, તે સઘળું ભુલી જાઓ; પણ બીજાઓએ તમારાપર જે ઉપકાર કર્યો હોય તે સર્વદા સ્મરણમાં રાખો. જે આનંદ, ભલાઇ, મદદ, દયાનાં કામ વગેરેનું સ્મરણ રાખે છે તેજ ખરી સ્મરણશક્તિ છે. બીજાએ કરેલો નાનો સરખો પણ ઉપકાર તે પ્રેમભાવથી યાદ રાખે છે તેજ ખરી સ્મરણશક્તિ છે. તમે સ્મરણશક્તિનો આરીતે ઉપયોગ કરો તો નિરંતર તમે આનંદ અને શાન્તિમાં વસી શકો, અને સ્મરણશક્તિમાંથી દુઃખ ઉત્પન્ન કરવાની શક્તિ ધીમે ધીમે ચાલી જશે.

શુદ્ધ ધ્યાન અથવા સમાધિ એ અષ્ટવિધ ઉત્તમ માર્ગનું આઠમું અને છેલ્લું પગથિયું છે. આ સ્થળે પણ બે પ્રકારનો અર્થ કરવામાં આવે છે. જેણે પૂર્વભવોમાં આ માર્ગે ચાલવાનો પ્રયત્ન કર્યો હોય, તેને વાસ્તે ઉંચી સમાધિની શકયતા છે. તમારૂં એકાગ્ર થયેલું મન તમે ધારો તે બાબતપર સ્થિર કરીને તમે તે બાબતનું જ્ઞાન મેળવી શકો. આજ ઉચ્ચ પ્રકારની સમાધિ છે.

મનને એટલું કેળવવામાં આવે, એટલું વશ કરવામાં આવે, એટલું સ્થિર અને એકાગ્ર બનાવવામાં આવે, કે તમે જ્ઞાનના ગમે તે વિષયપર ધારો તેટલી વખત સ્થિર કરી શકો, અને તે વિષયનું બાહ્ય તેમજ આંતરિક જ્ઞાન મેળવી શકો. પણ આ ઘણી ભવ્યસ્થિતિ છે, અને ઘણા ભવો સુધી ધ્યાન કરવાની ટેવ પાડયા પછી તે સ્થિતિ પ્રાપ્ત થઈ શકે છે. પણ સામાન્ય મનુષ્યે મનને એકાગ્ર કરવાનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ છે. દરરોજના જીવનવ્યવહારમાં તમારે જે કામ કરવાનું બની આવે, તે તે તમે તમારા સઘળા મનોબળથી, પૂર્ણ એકાગ્રચિત્તથી અને તમારાથી બને તેટલી સારી રીતે કરો. તે સમયે તમારા મનને ભટકવા દેતા નહિ. આડું અવળું રખડવા દેતા નહિ. તેને તમારા કબજામાં રાખો, તેને નિયમિત બનાવો. જ્યાં સુધી તમે કેટલાંક વર્ષ સુધી મનને એકાગ્ર કરવાની ટેવ પાડી નહિ હોય ત્યાં સુધી બાહ્ય સંજોગો અને આકર્ષણ કરનારા વિષયોની સામે તમે તમારા મનનાં દ્વારને બંધ કરી શકશો નહિ.

જ્યારે ઘણાં વર્ષ સુધી તમે મનને એકાગ્ર કરવાની અને જે કામ હાથ ધર્યું હોય તે સિવાયના બીજા વિષયપર તે સમયે વિચાર નહિ કરવાની ટેવ પાડશો ત્યારે તમારૂં મન તમારી ઇચ્છાનુસાર વર્તશે. જો તમે આમ કરી શકો તોજ તમારા ધ્યાનમાં વિજય મળશે, અને

જે મન બાહ્ય વસ્તુઓપર સ્થિર થઇ શકતું હતું તે ધીરે ધીરે જીવનના ઉચ્ચ નિયમોપર ધ્યાન કરતાં શિખશે. માટે તમે શુદ્ધ ધ્યાન કરવાની ટેવ પાડો. તમે જે જે કામ કરતાહો, તે નાનું હોય કે મોટું હોય–પણ તે દરેક બાબતમાં મનને એકાગ્ર રાખવાની ટેવ પાડો; અને તમારૂં મન સર્વ પ્રકારનું જ્ઞાન મેળવવાને યોગ્ય સાધનરૂપ થશે; અને આ રીતે તમે સમાધિને વાસ્તે લાયક થશો, કે જેનાથી સત્યજ્ઞાનના દ્વાર ઉઘડી જાય છે, અને જગતની માયાવી જંજાલોમાંથી મનુષ્ય નિરંતરને વાસ્તે મુક્ત થાય છે.

આ ઉમદા અષ્ટવિધ માર્ગના આઠ પગથિયાંનું વર્ણન કરવામાં આવ્યું. તે બૌદ્ધોને માટે કહેવામાં આવ્યા છે, પણ તેનો વિચાર કરતાં આપણા સમજવામાં આવે છે કે આ માર્ગ કેવળ બૌદ્ધોને માટે નથી, પણ સર્વને માટે છે. આ પગથિયાં સર્વને ઉપયોગી છે, અને એક યા બીજી રીતે આ આઠ પગથિયાંપર પગ મુક્યા સિવાય કોઇથી આગળ વધાવાતું નથી. જો આમજ હોય તો પછી વિલંબનું શું કામ છે ! આપણે તે પ્રમાણે ચાલવાનો અભ્યાસ પાડો અને થોડા સમયમાંજ તેનું ઉચ્ચ પરિણામ આવ્યાવિના રહેશે નહિ. બુદ્ધ ભગવાને ૨૫૦૦ વર્ષ પર આપેલો બોધ આજે પણ તેટલોજ ઉપયોગી છે; આજે પણ તેજ ઉપદેશની જરૂર છે. આજે પણ તેવાજ મહાત્માની આ ભારતભૂમિને–રે અખિલ વિશ્વને જરૂર છે. તે જરૂર સત્વર પૂરી પડો એવી શુભ ભાવના સાથે આ લેખના મુદ્દાઓ વાંચીને બેસી ન રહેતાં, તે પ્રમાણે ચાલવાનો આગ્રહ કરી આ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

---

## केटलाक शान्त विचारो



ચિન્તા કરવાથી શું ફળ થાય છે ! તેથી આવતી કાલનું દુઃખ દૂર થતું નથી; પરંતુ આજનું બળ કમી થાય છે. ચિન્તાથી દુઃખનું નિવારણ થતું નથી; પરંતુ તેને દૂર કરવાની આપણી તાકાત ઘટી જાય છે. *I Maclaren.*

* * * *

જે માણસ પોતાનું જીવન ઉત્સાહથી ગાળે છે, તેજ બીજાઓના જીવનમાં મદદ કરી શકે છે. *Fillips Brooks.*

* * * *

જો તમારે દુઃખી થવું હોય, તો તમારે તમારી જાતનોજ વિચાર કરવો. તમારે શું જોઇએ છે; તમને શું ગમે છે; તમને લોકો કેટલું સન્માન આપે છે; એવી એવી બાબતોનો વિચાર કરવો એટલે કશાથી તમને સંતોષ થશે નહિ. તમે જે જે બાબતનો વિચાર કરશો તેમાંથી કશું તમને સંપૂર્ણ સુખરૂપ લાગશે નહિ; અને ઇશ્વરની આપેલી દરેક બક્ષિસમાંથી તમને અફસોસનું કારણ મળશે. આવી રીતે તમે મનમાન્યું દુઃખ મેળવી શકશો.

*C. Kingsley.*

* * * *

જો તમારે બાર વાગ્યે કોઇ અગત્યનું કાર્ય કરવાનું હોય, તો નવ અને દશ વાગતા-

થી તેનો વિચાર કરીને વચલો વખત બગાડતા નહિ. પ્રત્યેક કલાકનું કામ, ભવિષ્યના વિચાર વગર કરો, અને શાન્તિથી તેનું ફળ ભોગવો. તેમ કરવાથી અણુરૂચતા કામનો વખત આવી પહોંચતાં, તેનો ઉકેલ ઝટ પડશે, અને મુશ્કેલીનો નિકાલ જલદી થશે.

*G. Macdonald.*

* * * *

મિત્રમાં ઉત્તમોત્તમ વૈદની કુશળતા અને બારીક નજર હોય છે; ઉત્તમોત્તમ સેવિકાની ( Nurse ) તત્પરતા અને સાવચેતી હોય છે; અને ઉત્તમોત્તમ માતાનાં સ્નેહ તથા ધિરજ હોય છે.

*Lord Clarendon.*

* * * *

આ દુનિઆમાં આપણે દરેક પ્રથક પ્રથક જે રૂડાં કાર્ય કરીએ, તે જૂજ હોય છે. પરંતુ સર્વકાળનાં સઘળાં માણસોનાં સારાં કાર્યોનો જુમલો ઘણો મોટો થાય છે. પરંતુ લોકસમસ્તનાં સત્કાર્યો વધુમાં વધુ થવાને માટે દરેક માણસે પોતાના જમાનાની બને તેટલી સારી સેવા કરવી જોઇએ; અને આવતો જમાનો વધારે સારો નીવડે તે માટે પોતે થાય તેટલો યત્ન કરવો જોઇએ.

*T. D. Woolsey.*

* * * *

મૈત્રી અમૃત તુલ્ય છે. ઘોંઘાટમાં જેવું સંગીત; અંધકારમાં જેવો પ્રકાશ, તેવી મૈત્રી છે.

*P. B. Shelley.*

* * * *

આત્મસંયમની ખાતર આત્મસંયમ પાળવાથી કાંઇ સારૂં ફળ આવતું નથી, સ્વાત્માર્પણની સાથે સ્નેહ જોડાય તો જ ખરૂં જીવન થાય છે. તેજ જીવન આશિર્વાદરૂપ થાય છે; અને તેજ ખરૂં મનુષ્યત્વ પ્રકટે છે.

*F. W. Robertson.*

* * * *

તમારા મિત્ર પ્રત્યે વફાદાર થઓ. તમારૂં ડહાપણ બતાવવાને તેની ભૂલો બીજા આગળ કહેતા નહિ. પરંતુ જે કહેવાનું હોય તે નિખાલસપણે અને નરમાશથી તેનેજ કહેજો. તેની ગમે તેટલી ભૂલો હોય, અગર તેનાં ગમે તેટલાં પાપ હોય તે સઘળાં માફ કરજો. પરંતુ તેની રહેજ પણ ભૂલને વાજબી ઠરાવવા યત્ન કરશો નહિ. સ્નેહના ખોટા ખ્યાલથી તેના ખોટા મતને અગર તેના ખોટા કાર્યને નાપસંદ કરતાં આંચકો ખાશો નહિ. આમ નહિ કરો તો તમારા પોતાના આત્માને ઇજા થશે; અને તમારી નબળાઇમાં ઉમેરો થશે.

*L. M. Child.*

* * * *

ખરી દિલસોજી સામાના અન્તઃકરણને શુદ્ધ કરે છે. તે સામાને આનંદિત કરે છે. તે તેને ખરો રસ્તો સુઝાડે છે. તે તેના હૃદયના વ્રણને રૂઝવે છે. તે હૃદયને દ્દઢ કરે છે. તે આત્માને ઉન્નત કરી, તેને પ્રભુની સમીપ આણે છે. તે ખરાબ વિકારોને શાન્ત કરી, પવિત્ર વૃત્તિઓને જાગ્રત કરે છે. તે માણસોની અધમ વૃત્તિઓને ઉત્તેજતી નથી; પરંતુ તેમની ઉત્તમ લાગણીઓને ઉત્તેજે છે. હમેશાં તેમાં પ્રભુસ્નેહનો અંશ રહેલો છે. તેથી રોગમાં વૃદ્ધિ

થતી નથી; કે પાપમાં વધારો થતો નથી. તે ખળભળેલા અન્તઃકરણને શાન્ત કરે છે. ને પીડાતા અન્તઃકરણને આરામ આપે છે. તેથી માણસ અધમ અને નીચ વાતને ધિક્કારતો થાય છે; અને ઉચ્ચ તથા રૂડાં કાર્યને ચહાતો થાય છે. તેથી માણસ સ્વર્ગીયજીવોના સમાગમનો અભિલાષી થાય છે. તેનામાં મિષ્ટમાં મિષ્ટ ખોરાક કરતાં વધારે લેહેજત રહેલી છે. તે પ્રકાશ કરતાં વધારે તાજગી આપનારી છે; પુષ્પો કરતાં વધારે સુગંધીદાર છે; અને સંગીત કરતાં વધારે મધુર છે. *F. A. Noble.*

*　*　*　*

દુનિઆને ઉદ્ધારવાનો સૌથી સારો રસ્તો એ છે કે પોતાનાં હમેશનાં કર્તવ્યો સારી રીતે બજાવવાં. મોટાં મોટાં અને નહિ પ્રાપ્ત થઇ શકે એવાં કાર્યોની શોધમાં ફર્યાં કરવું, તેથી કાંઇ સારું ફળ આવતું નથી. *Kingslay.*

*　*　*　*

દુનિઆનો થોડો પણ અનુભવ જેને હશે તેને સમજાયું હશે કે મિત્રો વચ્ચેના સ્નેહનો પુરાવો શબ્દ નહિ પણ કાર્યો છે. *G. Washington.*

*　*　*　*

હમેશાં આભારની વૃત્તિ રાખવી. તેથી મન હમેશાં આનંદમાં રહેશે. આપણા માટે બીજાઓએ ઘણું જૂજ કામ કર્યું છે. એવો વિચાર મનમાં કદી આવવા દેવો નહિ. બીજાઓએ આપણા માટે કરેલું જૂજ કાર્ય પણ મોટું માનવું. હમેશાં એમજ સમજવું કે એ જૂજ ઉપકારને માટે પણ આપણે લાયક નથી, આભારપૂર્ણ હૃદયવાળા માણસને હરેકાઇ કાર્યમાંથી આભારનું કારણ જડશે; અને નાનાં કાર્યોને પણ તે મોટાં માની લેશે.

*J. R. Macduff.*

*　*　*　*

આપત્તિના કાળમાં જે મૈત્રી બંધાય છે, તે ખરી મૈત્રી છે. તે ખરા પોલાદની તરવાર જેવી છે; અને તેનો ભરોસો રાખવો વાજબી છે. *W. D. Howells.*

*　*　*　*

ખરો મિત્ર વગર સંકોચે પોતાની લાગણીઓ પ્રકટ કરે છે; વાજબી સલાહ આપે છે; મદદ કરવામાં તત્પર રહે છે; બહાદુરીથી જોખમ વહોરી લે છે; ધિરજથી બધું ખમી રહે છે; હિંમતથી બચાવ કરે છે; અને સર્વકાળમાં મૈત્રી કાયમ રાખે છે.

*W. D. Howells.*

*　*　*　*

સંપત્તિના સમયમાં મિત્રો બોલાવ્યા આવે છે; પરંતુ આપત્તિમાં અણબોલાવ્યા આવેછે.

*　*　*　*

*H. Drummard.*

ઉમદા માણસો તરફ આપણો સ્નેહ બંધાવો એ સઘળા દ્રવ્ય માન અને આરોગ્ય કરતાં પણ અધિક છે. કારણ કે ભલાં ઉદાર, અને સારાં દિલ સાથે ઐક્ય થવું એ કેટલેક અંશે જાતે ભલા, ઉદાર, અને સાચા થવા જેવું છે. *Dr. T. Arnold.*

*　*　*　*

આપણે જેમ વધારે સ્નેહી થઇએ છીએ; તેમ તેમ આપણે વધારે સારા થઇએ છીએ, અને જેમ જેમ આપણી મૈત્રી વધારે ગાઢી થતી જાય છે; તેમ તેમ આપણે પ્રભુને વધારે વધારે પ્યારા થઇએ છીએ.

*Taylor.*

*   *   *   *

માણસનું ચારિત્ર કેટલું ઉંચું છે; તે તેના સ્નેહના બળથી જેટલું સમજાય છે; તેટલું બીજા કશાથી સમજાતું નથી.

*H. B. Stove.*

*   *   *   *

જેમ ઝરામાંથી વહેતું પાણી શિઆળામાં ઠરી જતું નથી, તેમ હૃદયમાંથી જન્મેલી મૈત્રી વિપત્તિમાં નાશ પામતી નથી.

*J. Cooper.*

*   *   *   *

હૃદય એ ખજાનો નથી, કે જે આપતાં ખુટી જાય; પરંતુ તે એવી શક્તિ છે કે જે સ્નેહદાનથી વધારે પુષ્ટ અને સમૃદ્ધ થાય છે.

*E. Charles.*

*   *   *   *

આજે મારૂં પોતાનું શું કામ થયું, તેનો વિચાર કરવો જોઇએ નહિ; પરંતુ મેં આજે બીજાઓને માટે શું કર્યું, તે વિચાર કરવો જોઇએ.

*F. D. Blake.*

બેડીઓ સોનાની બનાવેલી હોય. તો પણ તે બેડીઓજ છે.

*G. Macdonald.*

*   *   *   *

*   *   *   *

કોઇ પણ જાતની હાનિ થાય, તેમાં નામો શી નથી; પરંતુ નામોશી ભરેલું કાર્ય થાય, એ મોટી હાનિ છે.

*G. Macdonald.*

*   *   *   *

તમારી જીંદગીનું સુખ તમારા વિચારો ઉપર આધાર રાખે છે.

*Marcus Aurelius.*

*   *   *   *

પુસ્તકોનો શોખ મારો મોટામાં મોટો આનંદ અને મારી મોટામાં મોટી કીર્તિ છે. ગમે તેટલા દ્રવ્યને માટે તેનો હું ત્યાગ કરીશ નહિ.

*Gibbon.*

*   *   *   *

સ્નેહનું પૂર, જેના ઉપર તે ઢળે તેની લાયકી સુચવતું નથી; પરંતુ જે આત્મામાંથી તે વહે, તેનું મહત્વ સૂચવે છે.

*F. B. Robertson.*

*   *   *   *

શ્રીભક્ત.



મરહુમ મી. બેરામજી એમ. મલબારી.

( જાણિતા સુધારક અને લેખક )

તથા

ઈસ્ટ એન્ડ વેસ્ટના અધિપતિ

Lakshmi Art Bombay

# મર્હુમ મી. મલબારી.

—કુન્દન.—

" Howe'er it be, it seems to me,
'Tis only noble to be good."

—Tennyson.—

મી. મલબારીના પિતાનું નામ ધનજીભાઇ મ્હેતા હતું, તેઓ ગાયકવાડી નોકર હતા, અને મી. મલબારીની ૭, સાત વર્ષની ઉમ્મર થતાં ગુજરી ગયા હતા. મી. બહેરામજી મલબારીનાં માતાનું નામ ભીખીબાઇ હતું. ભીખીબાઇને.

" A tear for pity, and a hand
Open as day for melting charity."

હાજરાહજુર હતાં. હિંદુ તેમજ પારસી બાનુઓ સાથે તેઓ મળી જતાં. તેમને વનસ્પતિનું જ્ઞાન હતું અને આડોશી પાડોશી વગર સંકોચે તેમની સલાહ લેતાં તથા સહાનુભૂતી અનુભવતાં હતાં. તેમના વિશાળ હૃદયનું કંઇક અંશે અવલોકન કરવા મી. મલબારીના " Nature triumphant over caste, " નામક અંગ્રેજી કાવ્યની સ્હાય લઇશું. એક વેળા તેમના ઘર આગળ એક ટોપલીમાં નાનું બાળક રડતું હતું. ભીખીબાઇએ તેની જાતની પરપૂછ કરવામાં વખત ન ગાળતાં તે બચ્ચાને ટોપલીમાંથી ઉંચકી લીધું અને પયઃપાન કરાવી શાંત પાડ્યું. બચ્ચાને પકડવું તથા હેરવવું ફેરવવું પણ મુશ્કેલ હતું છતાં, આ ઉદાર બાઇએ બચ્ચાની માતા આવતા સુધી તેની કાળજી લીધી. તે બાળક ભંગીનું હતું, અને ભીખીબાઇને આ બાબત ઘણા વખત સુધી લોકનાં મ્હેણાં ટુંણાં સાંભળવાં પડ્યાં હતાં.

ભીખીબાઇના ઉદાર ગુણોને લીધે તેમને અને તેમની જેઠાણી, જેઓને તેનો મળતાવડો સ્વભાવ ના પસંદ પડ્યો, તેમને વારંવાર ચડભડાટ થતો. ભીખીબાઇનાં સાસુજી તેમનો પક્ષ લેતાં, પણ ઘરમાં જેઠાણીનું ચલણ હોવાથી ભીખીબાઇએ કેટલાંક વૃધ્ધોની સલાહથી તેના માત્ર બે વર્ષના બાળને લઇ સુરત પોતાના પીએર જવા ઉચીત ધાર્યું. આ સમયમાં રેલ્વે ગાડી હતી નહિ અને મુસાફરીમાં લુંટારૂઓનો ભારે ત્રાસ હતો, છતાં ભીખીબાઇએ સુરત જવાનું સાહસ આદર્યું. રસ્તામાં સુરત નજીકના પ્રદેશમાં લુંટારૂઓએ તેમનાપર હુમલો કર્યો પણ નાના બાળકની મુખમુદ્રાએ તથા ભીખીબાઇના ઉદાર ઓજસે ચોરોનાં મન હરી લીધાં, અને ચોરોએ ભીખીબાઇના હાથની ખીચડી આરોગી, બાઇને તથા બચ્ચાને સુરત પહોચાડી દીધાં.

પીએરમાં એક પછી એક આફતો આવી પડવાથી ઉદરે, માતા પિતાનો બોજો ઓછો કરવા, તથા પોતાના બાળકની સવડ માટે તેમણે મી. મેરવાનજી નાનાભાઇ મલબારી, જે સીગધીક દવ્યો તથા સુખડનો વેપારી હતો, તેની સાથે લગ્ન કીધું. આ લગ્ન ભીખીબાઇને

માટે આત્મભોગ નીવડયું હતું, પણ બહેરામની ખાતર તે એમ તે રહેવા તૈયાર હતી.

બહેરામની માતા એક માતાનુંજ નહિ પણ એક સખીનું સ્થાન સાચવતી હતી. તેણી તેને નાનપણમાં સંગીત તથા ઘરગથુ કામ કાજ શીખવતી હતી. તેમના આ સંકટના સમયમાં રતિ નામે એક ( Tomboy ) યુવતી તેમને વારંવાર મળવા આવતી. રતિ સાંણુ વગાડે અને બહેરામ કથા કરે, રતિ ચોર થાય અને બહેરામ પોલીશ થાય વિગેરે બાળચેષ્ટાઓમાં, માતાપુત્રનું કંઇક દુ:ખ વિસારે પડતું હતું. રતિ ઘણી વખત આડોશી પાડોશીના વ્હેમનો લાભ મેળવવા કેટલાક અખતરા કરતી હતી. તે ઘણીવાર પારસી ટોપી પહેરી, છુટાબાલ રાખી, મુડદાં ઉચકનારનો પોષાક પહેરી કોઇ વહેમી પાડોશણને ત્યાં જઇ પુછતી કે " આ ઘરમાં કોનું મરણ થયું છે ?" બીચારી પાડોશણ, એકદમ, નસિસલરની સ્તુતિ કરવા મંડી પડતી, અને તેને નૈવેદ્યાદિ આપી ફરીથી ત્યાં ન આવવા આજીજી કરતી, રતિ આવી અનેક ગમ્મતનો ભંડાર હતી. બહેરામની માતા કેળવણી પામી નહતી પણ વ્હેમ તેનાથી દૂર હતો. માત્ર જ્યારે બહેરામને બળીઆ નીકળ્યા હતા ત્યારેજ તેણી વ્હેમનો ભોગ થઇ હતી.

બહેરામ થોડો વખત મોબેદ ચર દરૂને ત્યાં ધાર્મિક શીક્ષણ લેવા જતો હતો, ત્યાર પછી નરભેરામ મહેતાની સ્કુલમાં ગુજરાતી શીક્ષણ માટે દાખલ થયો હતો. આ સ્કુલમાં કેટલીક ગામઠી નિશાળોનો તેને અનુભવ થયો હતો. મ્હેતાજીનો શિષ્યોપરનો ત્રાસ, તથા તેમની બાળોકા તરફની વર્તણુકનો બહેરામે " ઇન્ડીઅન સ્પેક્ટેટર "ના ૧૮૮૫ ના જાન્યુઆરી તા. ૪ ના અંકમાં આબેહુબ ચિતાર, આપ્યો છે. ગુજરાતીનું કેટલુંક જ્ઞાન મેળવ્યા પછી તે સુરતની પારસી પન્ચાયત સ્કુલમાં દાખલ થયો. આ સ્કુલના દરૂ માસ્તરના સંબંધમાં મી. મલબારી જણાવે છે. " A very ungodly—looking man of God, and the terror of all city imps and street arabs." મી. દરૂનું વર્ણન મી. મલબારીએ પોતાના " ઇન્ડીઅન મ્યુઝ "માં આબેહુબ દર્શાવ્યું છે. મી. દરૂ તેના શિષ્યોપર કેર વર્તાવતો એમ નહિ પણ, બીજા આસિસ્ટંટપર પણ તેનો ઝપાટો લગાવતો હતો. મી. દરૂનો ક્લાસ પુરો થતાં મી. મલબારી અને બીજા વિદ્યાર્થીઓ છગનલાલ માસ્તરના ક્લાસમાં જતા. એક વેળા મી. દરૂએ પોતાનો ક્લાસ વધુ વખત લેવાથી વિદ્યાર્થીઓને છગનલાલના ક્લાસમાં જતાં વાર થઇ. વિદ્યાર્થીઓએ છગનલાલને જવાબમાં આજ કારણ જણાવ્યું હતું. થોડીવાર પછી. મી. દરૂ છગનલાલની ક્લાસમાં આવ્યા. અને છગનલાલે તેમને છોકરાઓને વધારેવાર રોકી રાખવાનું કારણ પૂછતાંજ, મી. દરૂએ તેને એક બે ધપ્પા લગાવી દીધા અને બધા વિદ્યાર્થીઓના દેખતાં છગનને પોતાની બગલમાં દબાવી હચ મચાવી નાંખ્યો. બીચારા છગનનું તે દીવસથી વિદ્યાર્થીઓમાં વજન ઘટયું.

મી. મલબારીના નિશાળના ગોઠીઆઓમાં ગુલબાઇ નામે એક ભલી અને હોશીઆર છોકરી હતી. તેની હોશીઆરી અને તેની ભલમનસાઇએ મી. મલબારીની સહાનુભૂતિ જાગ્રત કરી હતી, પણ ગુલાબબાઇને મી. દરૂના ઘરનું કેટલુંક કામકાજ કરવા સ્કુલના ટાઇમ પહેલાં હાજર થવું પડતું હતું. જો કોઇ દીવસ કારણસર પણ ગુલબાઇ મોડી આવતી તો મી. દરૂની પરતાળ તેના માથાપર પડતી—બહેરામને આ બાબત ઘણું લાગી આવતું જેથી તેણીની સાથે મીત્રાચારી થયા પછી ઘણી વખત તેણીનું કામ પોતે કરતો હતો.

તેનો બીજો ગોઠીઓ જમ્સુ હતો. " Jamsu was known to have the magnetic current in his hands so highly developed. " કે જેજે વસ્તુને જમ્સુનો હાથ અડકતો, તે તે ચીજ જમ્સુને ખબર પડયા વિના તેના ખીસ્સામાંજ આવી પડતી. ત્રીજા ગોઠીઆનું ઉપનામ 'ધોબીનો પોઠીયો' હતું. બધા વિદ્યાર્થી વર્ગને તે ઘણોજ ત્રાસદાયક હતો. તેને કપડાંની એક જોડી હોય પણ હમ્મેશ રાત્રે તે ધોઈ બીજે દીવસ સવારમાં અસ્ત્રી કરી, તે પહેરી અક્કડ ફરવાની ટેવ હતી. આ વાત બહેરામ જાણતો, જેથી જો તે બહેરામને સતાવતો તો " કહી દઉં કે ! " શબ્દોનો મહા મંત્ર વિજય મેળવતો. બહેરામનો ચોથો ગોઠીઓ ચોરી, હાથચાલાકી વિગેરેમાં ઘણોજ પારાંગત હતો. રેલ્વે ગોદીપર જઈ પારકો માલ પોતાના તરીકે ઉપાડી લાવતો, કોઈને ઘેર જઈ તે ઘરની બાઈની પાસેથી તેના ધણીના નામથી ઘડીઆળ તથા એવી ચીજો લઈ આવતો અને હજમ કરતો, કોઈ વેપારી તરફથી રૂની ગાંસડીઓ નમુના તરીકે મગાવી વેચી ખાતો, વિગેરે ધંધામાં તે ઘણોજ હોશીઆર હતો.

મી. મલબારીનું વિદ્યાર્થીજીવન તેમની બાર વર્ષની ઉમ્મર થતા પહેલાં ઘણુંજ અનિયમિત હતું. બહેરામે અંગ્રેજી અભ્યાસ માટે કેટલોક વખત સર જમસેદજી એંગ્લોવર્નાક્યુલર સ્કુલમાં ગાળ્યો મી. મલબારીને બીજા ધોરણમાંથી એકદમ ચોથામાં લઈ જવામાં આવ્યા હતા. તેમના દસ્કત એટલા બધા સારા હતા કે મી. સુરતી, એજ્યુકેશનલ ઇન્સપેક્ટરે મી. મલબારીની કોપીબુક નમુના તરીકે આખા ડીવીઝનમાં ફેરવી હતી.

મી. મલબારીએ પોતાનું બચપણ ઘણુંખરૂં તોફાન મસ્તાઈમાંજ ગાળ્યું હતું. તે તાપીમાં ઘણુંખરૂં તરતા માલુમ પડતા, કેટલીક વેળા ગોઠીઆઓ સાથે એક ' પીપળા બાપજી ' જેને લોકો જાતજાતના નૈવેદ્યોથી પૂજતા, તેનાં પ્રસાદી વિગેરે સાધનોના ઉપભોગ કરતા માલુમ પડતા, તો ઘણી વેળા એક ઉસ્તાદ જે જાદુ તથા કીમીઆ જાણવાનું અભિમાન ધરાવતો તેને અફીણની કેફમાં નાંખી તેની વિદ્યા જાણવા કોશીષ કરતા માલુમ પડતા. ખ્યાલીઓની મંડળીઓમાં ખ્યાલ ગાવામાં પણ મી. મલબારી હાજર રહેતા. ખ્યાલની અસર તેમની ગુજરાતી ભાષામાં સ્પષ્ટ જણાઈ આવે છે.

મેરવાનજી અને ભીખીબાઈનાં લગ્ન થયા પછી મેરવાનજીના એક વહાણના ડુબી જવાથી, કુટુમ્બ ગરીબ થઈ ગયું હતું. દુકાન બંધ કરી એક નાની દેશી વૈદકશાળા જેવું ઉભું કરી મેરવાનજી થોડા ઘણા પૈસા કમાઈ કાઢતો હતો. ગરીબાઈને લીધે બહેરામને ત્યાં ઘોડાનું સાધન ન હતું છતાં મી. મલબારી ઘોડે બેસતાં ઘણુંજ સારૂં શીખ્યા હતા. અબદુલ કાદર નામે એક ધાર્મિક માણસ ટટુઓ ભાડે આપતો. પોતે ધાર્મિક હોવાથી ઇશ્વરભજનમાંજ નિમગ્ન રહેતો. બહેરામ અને તેના ગોઠીઆઓ અબદુલના ટટુઓપર છાની માની વગર ભાડે સ્વારી કરતા. અબદુલ કાદરને આ બાબતની ખબર થતાં પણ ગુસ્સો ચઢતો નહિ. તેનું એક સ્મરવા લાયક વચન એ હતું કે " તાવને ભૂખથી અને સ્ખડપટીથી નસાડી મુકો. "

" The child is father of the man. " એ સૂત્ર મી. મલબારીની બાબતમાં સંપૂર્ણ સત્ય હતું. નાનપણથી બાળ-વિધવા તરફ તે દીલસોજી ધરાવતા હતા, મંછા

નામે એક બાળ-વિધવા ધાયણે પોતાની જ્ઞાતિના વિધુર સાથે પુનર્લગ્ન કર્યું હતું. તેઓ નાતબહાર મુકાયાં હતાં અને ઘણાં ખરાં સગાં વહાલાંએ દૂર કર્યાં હતાં. માત્ર મંછાની નણંદ તથુદોહ, જેઓ પૈસાદાર હતાં તેમણે તેમને સ્હાય આપી, એક દુકાન ચલાવવા જેટલું ધન આપ્યું. બીજા દુધ વેચનાર દુકાનદારોએ મંછા માટે ગમે તેવી અફવાઓ ઉડાવી તેને ત્યાં જતાં ઘરાક અટકાવ્યાં હતાં. જ્યારે આ બાબતની મી. મલબારી, અન્ય વિદ્યાર્થીઓ અને પારસી ગૃહસ્થોને માલમ પડી ત્યારે તેમણે મંછાની દુકાનથી દુધ, દહીં ખરીદવા નિયમ કર્યો. આથી મંછાને ઘણી સ્હાય મળી પણ આખરે નાત લોકના ત્રાસથી કંટાળી મંછા અને તેના ધણી દુકાન ત્યજી કયાંક ચાલી ગયાં.

મી. મલબારી નાનપણથી કજોડાં માટે તિરસ્કાર ધરાવતા હતા. એક બુઢ્ઢો તંબોળી, એક નાની છોકરીને પોતાની પત્નિ તરિકે સુરતમાં લાવ્યો હતો. છોકરીની ઉમ્મર વર્ષ ૧૫ ની હતી જ્યારે ડોશો વર્ષ ૫૦ નો હતો. મલબારી અને તેના ગોઠીઆ જતાં આવતાં તંબોળીને પૂછતા "કાકા આપનાં પુત્રી કયાં છે?" તંબોળી ગુસ્સામાં જવાબ આપતો, "મુર્ખાઓ! એ તો તમારી મા થાય." એકાદ વિદ્યાર્થી જવાબ આપતો "ઠીક! કાકા સાહેબ, હું મારા ભૂલકણા પિતાને આ બાબત યાદ કરીશ." કેટલીકવાર છોકરાઓ એથી પણ વધુ. છતાં નિર્દોષ રોળ કરવા ચૂકતા નહિ. એક વેળા બધા છોકરાઓએ પૈસો પૈસો ઉઘરાવી તંબોળીની દુકાને આવ્યા. વડો છોકરો બોલ્યો, "અમને એક પાવલાની પાન બીડી જલદીથી આપો." પાનની બીડીનો થોકડો ડોશો આપવા માંડયો ત્યારે છોકરે કહ્યું "નાજી! મારાં કાકીના હાથથી આપો, નહિ તો ન જોઇએ." ડોશો ઘણુંએ ચડભડયો, પણ આખરે લોભનો માર્યો, તેની બાળ-પત્નિના હાથે પાન અપાવી, પાવલી પામ્યો.

બહેરામ અને તેના મીત્રો શનિવાર યા બીજા કોઇ દીવસે સવારમાં નિશાળે જવાનું હોય ત્યારે કેટલીક વેળા રસ્તામાં ઉંઘતા માણસોના ખાટલા અધ્ધર ઉઠાવી દૂર મુકી આવતા. કેટલાક વ્હેમી માણસ જાગતાં ભૂતનો ભય જાહેર કરતા.

આવા તોફાની વિદ્યાર્થીઓનો હેડ માસ્તર ઘણોજ સખ્ત હતો. એક વેળા તોફાન કરતાં મી. મલબારીનાથી શાળાનું કમાડ તુટયું; હેડ માસ્તરે તેના ગોઠીઆઓને બાર બાર ફટકા લગાવ્યા; અને બહેરામનો વારો આવ્યો. પણ તે ગાંઠયો નહિ. આખરે એક ડોશાભાઇ માસ્તરે, હેડ માસ્તરને સમજાવી ફટકા લગાવવાનું કામ પોતે માથે લીધું. બહેરામે પણ આ વાત માન્ય રાખી. પહેલાજ ફટકા સાથે બહેરામ ભોંય પડયો. માસ્તરો ગભરાયા, અને જેવો બહેરામ સ્વસ્થ થયો કે તુરતજ પોતાનું દફતર હેડ-માસ્તરના હેડ પર ફેંકી લાંબી ફલંગે નાશી ગયો.

ઘેર પહોંચ્યો, ત્યાં તેની માતા કોલેરાની ભોગ થઇ પડી હતી. ત્રણ દીવસ બહેરામ માતાની પથારી આગળ સેવા ચાકરી કરતો બેસી રહ્યો. છેવટે માતાએ દેહ છોડયો, અને બીજે દીવસથી મલબારીનાજ શબ્દોમાં. "I became an old man. All my past associations were discarded."

શેકસ્પીઅરના "હેનરી ૪થા" નો પ્રીન્સ હેરી, ફોલસ્ટાફ વિગેરેથી દૂર થઇ, પ્રચંડ ૫ મા હેનરી તરીકે ઝળહળાવતું સાધન તૈયાર કરતો હોય, તેમ આપણા મી. મલબારીએ

નાનપણના ગોઠીઆઓને તિલાંજલી અર્પી તેમના મહાન્ કાર્યનો રસ્તો, માતાના મૃત્યુ પછી લીધો.

માતાના મૃત્યુ પછી મલબારીને પૈસા સંબંધી દુઃખ આવી પડ્યું. તેઓ સવાર, સાંજ તેમનાથી મોટાં તથા નાનાં બાળકોને ભણાવતા અને થોડું ઘણું પૈસાનું દુઃખ દૂર કરવા શક્તિમાન થયા હતા. એંગ્લોવર્નાક્યુલર સ્કુલ પોતાને દાખલ કરવા ઘણીજ ખુશી હતી પણ તેમણે મીશન સ્કુલમાં રે. મી. ડીકશનના હાથ નિચે અભ્યાસ કરવાનું સ્વીકાર્યું.

આ કસાકસીના સમયે તેમને ભાગ્યેજ ચાર કલાક ઉંઘવાનો વખત મળતો. શેકસ્પીયર, મીલ્ટન, વર્ડઝવર્થ, ટેનીસન, પ્રેમાનંદ, અખા, શામળભટ અને દયારામના કાવ્યોમાં તેમના નવરાશના ઘણા કલાકો જતા. ગણિતમાં તેઓ ઘણા પછાત હતા, છતાં તેઓ ઘણી મહેનત કરતા હતા. તેમના દુઃખ અને દીલગીરીમાં દીલસોજી આપનાર ઘણું ખરૂં હિંદુ તેમજ યુરોપીય બાનુઓ હતી. મીસીસ ડીકશન તેમના પર બહુજ મમતા રાખતાં.

માતાના મૃત્યુ પછી બે વર્ષ સુધીમાં મી. મલબારી મેટ્રીકની પરિક્ષા માટે તૈયાર થયા હતા, પણ પૈસાની મારા મારી હતી. મી. ડીકશન તેમનાપર ઘણેજ પ્રેમ રાખતા પણ કોઇ પાસે માગણી કરવા મી. મલબારી રાજી નહતા. પણ એક કંજુસ પૈસા ધીરનાર જીવાજીએ તેમની સ્થીતિ સમજી રૂ. ૨૦) તેમને હાથ ઉછીના આપ્યા. મી. મલબારી મુંબાઇ આવ્યા, પરિક્ષામાં બેઠા, પણ ગણિતે ધાણ વાળ્યો.

મી. મલબારી મુંબાઇ ફોર્ટમાં પારસી પ્રોપરાઇટરી સ્કુલમાં રૂ, ૨૦) ના પગારથી નોકર રહ્યા પણ થોડા વખતમાં પગાર વધતાં તથા ટયુશનો મળતાં રૂ. ૧૫૦) દર માસે કમાવા લાગ્યા. આ સમયમાં એક બાઇ, જેને ત્યાં મી. મલબારી મુંબાઇ આવ્યા પછી ઉતર્યા હતા, તેણે પોતાની વીધવા બ્હેન સાથે મી. મલબારીને લગ્ન કરવા સુચવ્યું. આ વીધવા મી. મલબારી કરતાં ઉમ્મરે મ્હોટી હતી અને મલબારી માગણી કબુલ કરે તેવા નહતા. તેમણે પોતાનું રહેઠાણ બદલ્યું.

આખરે ૧૮૭૧ માં મી. મલબારી મેટ્રીક પાસ થયા. મી. (Taylor) ટેઇલર તેના એક વિષયના પરિક્ષક હતા. આ ઉદાર મહાત્મા પાસે મલબારી તેમની કેટલીક ગુજરાતી કવિતાઓ લઇ બતાવવા ગયા. મી. ટેઇલર કવિતાઓ વાંચી ઘણુજ ખુશ થયા. તેમના દ્વારા મી, મલબારીને રે. ડૉ. જોનઃવીલ્સનનું પીછાન થયું. ડૉ. વીલસનને કવિતાઓ બતાવતાં તે કવિતાઓના સંગ્રહનું નામ "નિતિવિનોદ" રાખવા સુચવ્યું અને છપાવવા આગ્રહ જણાવ્યો.

મી. મલબારી તેમના એક વીશમા વર્ષમાં પરણ્યા. તે બાઇ યુવાન અને સુંદર હતી. મી. મલબારીને આ બાઇનો પ્રથમ સમાગમ તેના પાડોશમાં રહેતી ઘરની માલીકના ત્યાં થયો હતો.

"It was a matter of intense devotion on one side & intense pity on the other."

મી. મલબારીના પહેલા બચ્ચાના જન્મની સાથે સાથે "નિતિવિનોદ" પણ ઉદ્દભવ પામી. આ કાવ્યમાં ભાષા શુદ્ધ ગુજરાતી છે. આ પુસ્તક પાંચ ભાગમાં છે, જેમાંનો બીજો ભાગ ઘણોજ ઉત્તમ છે. "રાસ્ત ગોફ્તાર", "સમસેર બહાદુર", "વિદ્યા મિત્ર" "ગુજરાત

મિત્ર." "ઇન્ડીઅન સ્ટેટસમેન," "બોમ્બે ગેઝેટ" "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" વિગેરે પત્રોએ એક અવાજે "નિતિ વિનોદ" ને વધાવી લીધી હતી.

થોડા વખતમાં "The Indian Muse in English Garb." નામક અંગ્રેજી કાવ્ય, મી. મલબારીએ બહાર પાડ્યું. આ અંગ્રેજી કાવ્ય અંગ્રેજી વાંચક વર્ગ તરફથી ઘણુંજ માન પામ્યું. ઘણા અંગ્રેજી ગૃહસ્થોએ તેના સંબંધમાં ઉત્તમ અભિપ્રાયો સાથે મી. મલબારીને અભિનંદન લખી મોકલ્યાં હતાં.

ઇ. સ. ૧૮૭૬ માં "Indian spectator" જન્મ પામ્યું. તેમાં મી. મલબારી સામાજીક વિષયોપર લેખ આપતા. થોડા વખત પછી તેઓ તે પત્ર ( અઠવાડીક ) ના સ્હાયક તંત્રી થયા. આ કામ તો ચાલતુંજ હતું, તેવામાં તેમને મી. માર્ટિન વુડ, જેમણે "ટાઇમ્સ ઑફ ઇન્ડીયા"ની વ્યવસ્થા થોડી મુદતથી ત્યજી હતી, તેમનું ઓળખાણ થયું. મી. વુડે વર્તમાન પત્ર સંબંધી કેટલીક કેળવણી તેમને આપી. મી. મલબારી અને મી. વુડે મળી, નવું પત્ર ચલાવવા નિશ્ચય કર્યો, અને મી મલબારીએ પોતાના ખર્ચે ૧૮૭૮ના માર્ચમાં ગુજરાત તથા કાઠીઆવાડની મુસાફરી, પત્રમાં આપવાના ભિન્ન ભિન્ન વિષયોની માહીતી માટે, આદરી. "ગુજરાત અને ગુજરાતી" આ મુસાફરીનુંજ ફળ હતું. મી. વુડે "બોમ્બે રીવ્યું" ચલાવ્યું પણ પૈસાની તાણથી તે પડી ભાગ્યું. આખરે 'ઇન્ડયન સ્પેકટેટર" પણ મી. મલબારીને પોતાને ચલાવવાનું થયું. બીજાં ઘણાં પત્રો મી. મલબારીને એક કોલમના રૂ. ૨૫) સુધી આપવા તૈયાર હતાં પણ મલબારી પૈસા ખાતર લખતા નહિ. "સ્પેકટેટર"ની સ્હાય માટે એક શેઠીઆએ મલબારીને પૈસાની મદદ કરવા હા પાડી હતી, પણ આ કરાર ઝાઝો વખત ટકયો નહિ. શેઠ, ઉપતંત્રીને અઠવાડીઆમાં બે વાર પોતાને ત્યાં બોલાવતા. મી. મલબારીએ આ બાબત વાંધો લીધો તો જવાબ મળ્યો, "You see, two men have to ride one horse. One of us must ride behind." મી. મલબારીએ જવાબ વાળ્યો કે "I am not going to be *that one.*" "સ્પેકટેટર,' હાથ લેવામાં મી. મલબારીનો તેને ("people of India's own paper.") 'હિંદનું પોતાનું પત્ર' બનાવવાનો પ્રયત્ન હતો. આ કામમાં તન, મન અને ધનના ખર્ચે તેમણે ફતેહ મેળવી હતી. પ્રેસના અભિપ્રાય જો આ સ્થળે ટાંકવામાં આવે તો પાનાં પર પાનાં ભરાઇ જાય.

મી. મલબારીને મુસાફરી કરવી ઘણીજ પસંદ હતી. તેમનો અભિપ્રાય એવો હતો કે હિંદુએ પહેલાં હિંદુસ્થાન જોવું પછીજ બીજા દેશ. વળી જે જોવું તે બરાબર જોવું. અને જે રસ્તે જવું તેનાથી જૂદેજ રસ્તે પાછા ફરવું. આ અગત્ય ભર્યું છે, છતાં ઘણુંજ જ્ઞાનવર્ધક છે. મી. મલબારીએ આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરી હતી અને યુરોપની મુસાફરી પણ કરી હતી.

મી. મલબારીની સાક્ષર તરીકેની જીંદગી ગુજરાતી તેમજ અંગ્રેજીમાં ઘણીજ ઉન્નત છે. આપણે કેટલાંક કાવ્યો આગળ જોયાં તે સિવાય "વિલ્સનવિરહ" પણ ઘણુંજ ખ્યાતી પામેલું તેમનુંજ કાવ્ય છે. "સરોદે ઇત્તિફાક" માટે 'ગુજરાતી' પત્ર જણાવે છે કે "It displays the best harmony and the best poetical spirit." "નીતિ વિનોદ" અને "વિલ્સન વિરહ" સંસ્કૃત-ગુજરાતી ભાષામાં છે, જ્યારે "સરોદ"

પર્સીયન-ગુજરાતીમાં લખાયેલું છે. મેકસમ્યુલર ના " Hibbert Lectures. " નાં, હિંદુસ્થાનની જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તરો કરવાનું કામ મી. મલબારીએ માથે લીધું હતું. પૈસા માટે તે જુદા જુદા પ્રાંતોમાં ફર્યા હતા, પણ મદદ ઘણીજ થોડી મળી હતી. સ્વાત્મભોગે આ કામ મી. મલબારીએ આગળ ચલાવ્યું હતું. જુદી જુદી ભાષા માટે વિદ્વાનો રોકી ભાષાન્તર એક પછી એક બહાર પાડવા માંડ્યાં હતાં. ગુજરાતી ભાષાન્તરમાં અર્ધું મલબારીએ પોતે કર્યું હતું. મી. મલબારીનું "ગુજરાત અને ગુજરાતી" નામક કાવ્ય ઘણુંજ રમુજી અને જ્ઞાનપ્રદ છે. અંગ્રેજોમાં તે ઘણુંજ માન પામ્યું છે.

મી. મલબારી પર ક્રીશ્ચયનોની ઝાઝી અસર થઇ હતી, પણ તેઓ ચોખ્ખો ઝોરોસ્ટ્રીયન ધર્મ પાળતા અને હિંદુઓને પણ ધાર્મિક બાબતમાં માત્ર વેદનેજ માન આપવા સૂચવતા હતા.

મી. મલબારી રાજ્યની બાબતમાં ઝાઝો ભાગ લેતા નહિ પણ જરૂરી વખતે સલાહ આપવા ચૂકતા નહિ. મીટીંગોમાં જવું તથા ભાષણો આપવાં તેમને પસંદ નહતાં છતાં, સામાજીક સમાચાર જાણવામાં તે પછાત રહેતા નહિ.

મી. મલબારીએ હિંદુસ્થાનને તેમના સામાજીક સુધારાથી ભારે લાભ આપ્યો છે. તે દરેક અવસરે બાળ-લગ્નની વિરૂદ્ધ અને આપોઆપ થતાં પુનર્લગ્નની (વિધવા લગ્ન) તરફેણમાં લખવા તેમજ સામાજીક હીલચાલ કરવા ચૂકતા નહિં. સરકારને આ બાબતમાં હાથ ઘાલવા તેઓ વારંવાર સૂચવતા. અને જણાવતા કે " What a position for the Government of an empire ! It is all very well for English officials to say that the widow & her friends ought to defy the caste. " તેઓએ પુરવાર કરી આપ્યું હતું કે બાળ-લગ્ન તથા વિધવાઓની વધતી જતી સંખ્યા ગર્ભપાતના મહાન્ પાતકનાં મૂળ છે. કુછંદે ચાલતી વિધવાને પતિનો વારસો મળે, જ્યારે માત્ર પુનર્લગ્ન કરનારને ન મળે તે કેવો ગેરકાયદો ! આ સિદ્ધાન્ત તેઓ વારંવાર આગળ ધરતા. સ્ત્રી પર તેના પતિનું ( ઘણી વેળા ) સ્ત્રીની મરજી વિરૂદ્ધ, સ્વામીત્વ ગેરકાયદેસર છે; આમ તેમને ઘણું લાગતું. મી. મલબારીએ ઇંગ્લેન્ડ તથા હિંદુસ્થાનમાં મહાભારત પ્રયત્નો કરી ઇંગ્લીશ બાનુઓની સ્હાયથી 'બાળાઓની બાર વર્ષની ઉમ્મર સુધીનો રક્ષક કાયદો ' પસાર કરાવ્યો હતો. મી. મલબારીની જુદી જુદી સામાજીક સુધારણાઓમાં અનેક પત્રો અને માસિકોએ ઇંગ્લન્ડમાં સહાનુભૂતિ દર્શાવી છે.

છેવટમાં આપણને જાણવાને આનંદ થશે કે મી. મલબારી, ધી અર્લ ઓફ નોર્થબ્રુક લૉર્ડ અને લેડી, રે; મી, દાદાભાઇ નવરોજજી. ટેનીસન અને મીસીસ ટેનીસન; ડીન ઓફ વેસ્ટમીનીસ્ટર; મી. યુ, કે, સટલવર્થ, એમ. પી; વિગેરે મહાન વિદ્વાનો અને રાજ્યપુરૂષો ની સાથે મિત્રાચારી ધરાવતા હતા. તેમના ઉમદા મીત્રોનાં માત્ર નામજ આપવામાં આવે તો પાનાં ભરાય તેમ છે.

આ ધુરંધર સામાજીક સુધારક અને સાક્ષર પોતાના આત્મભોગથી હિંદુસ્થાનના કલ્યાણમાં ઉમેરો કરી તા. ૧૧ જુલાઇ ૧૯૧૨ ના દીને લગભગ ૫૯ વર્ષની ઉમ્મરે આ ફાની દુનીઆ તજી ઇશ્વરદરબારમાં હાજર થયા છે. પ્રભુ ! આવા આત્માઓને શાંતિ બક્ષો. અસ્તુ.

# વાસ્તવિક શું છે ?

( લેખક—એચ. સી. કાગળવાળા—વડોદરા. )

વૃષ્ટિ, શીત તથા ઉષ્ણુતા, ક્ષુધા, તૃષા ને નિંદ્રા, અથવા ભારે પદાર્થોના વહનનેજ સહન કરવામાં વાસ્તવિક સહન શિલતા ગણાતી નથી; પરંતુ સંસારમાં પ્રારબ્ધાનુસાર અનેક પ્રકારના દુઃખો આવી પડે તેને સદા અવિકળપણે, નિર્ભયપણે, અને આનંદપૂર્વક સહન કરવામાંજ વાસ્તવિક સહનશીલતા ગણાય છે.

* * * * *

વિવિધ પ્રકારના વ્યવહારો ચલાવવામાં, શત્રુઓનો પરાજય કરવામાં, તથા જનસમાજમાં મોટા ગણાવવામાં વાસ્તવીક શૌર્ય ગણાતું નથી; પરંતુ પરમાર્થ કામો અધિકાધિક કરવામાં, મન તથા ઇન્દ્રિયોને પોતાના સ્વાધીનમાં લેવામાં, અને જન્મ મૃત્યુનો જય કરવામાંજ વાસ્તવિક શૌર્ય ગણાય છે.

* * * * *

અન્ન, વસ્ત્ર તથા ધનનું દાન આપવું એ વાસ્તવિક દાન ગણાતું નથી; પરંતુ આ લોક તથા પરલોક ઉભયમાં કલ્યાણ થાય એવું જે જ્ઞાન દાન નિષ્કામવૃતિથી આપવું એજ વાસ્તવિક દાન ગણાય છે.

* * * * *

એકાદશી, જાગ્રણ, પ્રદોશ વગેરે વૃતો વાસ્તવિક ગણાતાં નથી; પરંતુ અન્યાય, અનર્થ અહિત લોભ, પરનિંદા, દોષબુદ્ધિ, ભોગવાસના, વગેરેની ઉપેક્ષા કરવામાંજ વાસ્તવિક વૃત ગણાય છે.

* * * * *

દિવસમાં પાંચ સાત વખત નહાવું, નાહ્યા પછી કદાચ બાળક અડકે તો ચીડીયાં દાંતીયાં કરી ફરીથી નહાવું, ખાંડ કે મીઠું ખાવું નહિ, અથવા ટીલાં છાપા કર્યાવગર બહાર નીકળવું નહીં. એવા પ્રકારનાં વિવિધ આચરણ કરવામાં વાસ્તવીક ધર્માત્મપણું ગણાતું નથી; પરંતુ અંતઃકરણપૂર્વક સમજીને દુષ્ટાચારનો ત્યાગ કરવો; તથા દરેક પ્રકારે પોતા પ્રતિ તેમજ સર્વ પ્રાણીમાત્રપ્રતિ સર્વોત્તમ પ્રકારે પોતાનો સ્વધર્મ (Self-duty) બજાવવામાંજ વાસ્તવિક ધર્માત્મપણું ગણાય છે.

* * * * *

વિવિધ પ્રકારનાં વસ્ત્રાલંકાર શરીર પર ધારણ કરવામાં જે શોભા છે તે વાસ્તવિક શોભા ગણાતી નથી; પરંતુ નમ્રતા, શ્રદ્ધા, સંતોષ, પરમાર્થ, શાંતિ, વિવેક, ક્ષમા, ધૈર્ય, જ્ઞાન, તેમજ પુરૂષે પત્નિવૃત અને સ્ત્રીએ પતિવૃત ધારણ કરવામાંજ વાસ્તવિક શોભા ગણાય છે.

* * * * *

કનક, કિર્તિ ને કાંતા, તથા મનોવાંછીત વસ્તુઓ પ્રાપ્ત કરી તેનો ઉપભોગ કરનાર વાસ્તવીક સુખી ગણાતો નથી, પરંતુ સદાચારને બ્રહ્મનિષ્ઠા વડે સત્ય વસ્તુ ( પરમાત્માના સ્વરૂપને ) પ્રાપ્ત કરી તેનો ઉપભોગ કરનારજ વાસ્તવિક સુખી ગણાય છે.

* * * * *

# नूरजहांन.

( નલિનકાન્ત નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા. )

ગતાંકથી ચાલુ.

## પ્રકરણ ૫ મું.

મહા મહિનાના રવિવારની એક ખુશનુમા સ્હવારે બેગમ ગયાસ ને મિહાર-ઉન-નિસા હેમની સોના રૂપાના દાંડાવાળી, સુનેરી રૂપેરી ભરેલા અભ્રવાળી ને મુખમલથી મઢેલી પાલખીઓમાં બેઠાં, સોળ કથરમજી રંગના પોષાક પ્હેરેલા માણસો હેમને બાદશાહી જનાનખાનામાં લઈ ગયા. મહેલના બગીચા આગળથી પસાર થયા પછી બ્હારના ઝાંપા આગળ તે લોકો આવી પ્હોચ્યા. અહિંથી પુરૂષોને બદલે સ્ત્રીઓએ પાલખીઓ ઉપાડી અને સ્ત્રીઓના ઓરડા આગળના ખંડમાં લાવ્યાં. અહિં તે લોકો પાલખીમાંથી ઉતર્યાં, ને આરસપ્હાણની જમીનવાળા ખંડમાં થઈને અકબરની રાણી જોધબાઈ બીજી જનાનખાનાની સ્ત્રીઓ સાથે બેઠી હતી ને વસન્તોત્સવ કરતી હતી ત્હાં ચોકમાં આવી પ્હોચ્યાં.

જનાનખાનામાં હમ્મેશ ગાન, તાન ને નૃત્ય ચાલતાં જ હતાં, પણ જ્યારે મહા મહિનાનો મન્દ પવન બધી સૃષ્ટિમાં નવું યૌવન પૂરવા લાગ્યો; ને આકાશની સુન્દરતા બદલાઈ, અપૂર્વ થઈ ને પવનના ઝપાટામાં ફડફડતાંપાંદડાંવાળા આંબાઓની ડાળોમાં કોયલ મધુર સ્વરથી ગાતી હતી, ને બરોબર ખાવાનું ને પોષાક ન મળે હેવી ગરીબ ગામડાની સ્ત્રીઓ પણ ખુશીમાં ગાવા મંડી જતી હતી ત્હારે તો જનાનખાનાના આનન્દનો તો પાર જ ન્હોતો.

તે દિવસનું સ્હવાર ઘણું રમણિય હતું. સુગન્ધમય પવન વાતો હતો. જનાનખાનાની રંગબેરંગી પોષાક પ્હેરેલી સ્ત્રીઓ જાણે આરસપ્હાણની જમીનમાંથી ઉગી નીકળેલાં ફુલ હોય હેવી જણાતી હતી. ને સૂર્યના પ્રકાશવાથી આરસની ભીંતો ઉપરની કોતરેલી વેલ્યો ને બીજું નકશી કામ સરસ જણાતું હતું. ત્હાં સ્ત્રીઓમાંથી કોઈ ગાતી હતી ને કોઈ વાતો કરતી હતી ને એક બીજા ઉપર ફુલ નાંખતી હતી ને કોઈ વળી હિંચકા પણ ખાતી હતી હેમના ભારથી હિંચકા ચુચુડ ચુચુડ બોલતા હતા.

જોધબાઈ એક સુનેરી કસબના લુગડાથી મ્હડેલા, સુનાના, રત્નજડીત મીનાકારી કોચ ઉપર સુતી હતી. કોચની ચારે બાજૂએથી મોતીની સેરો લટકતી હતી, ચાળીસ વર્ષ ઉપરની ઉમ્મર જોધબાઈની હોવા છતાં તે હજી ઘણી ખુબસુરત હતી. હેના શરીરનો ઘાટ ઘણો સરસ હતો. ને હેનો ચેરો ખુબસુરત હતો. હેના વાળ કાળા ભમર જેવા હતા; ને આંખ્યો પણ કાળી ને ઘણી સુન્દર હતી. શેહેનશાહ હેને ખરા અંતઃકરણથી ચ્હાતો હતો. ને રાજ્ય કરતાં હેની વધારે દરકાર કરતો હતો, સો ઉપર દાસીઓ હેની હાજરીમાં હતી. કોઈ પ્હેરો. બાઓને પંખો નાખતી હતી, કોઈ ગુલાબનું અત્તર છાંટતી હતી, કોઈ પાન તથા એળચી વ્હેંચતી હતી, ને બાકીની રમત ગમત કરતી હતી.

મિહાર-ઉન-નિસાએ ને હેની માએ શેહેનશાહબાનુને નમન કર્યું. બેગમગયાસ શેહેનશાહબાનુ પાસે બેઠી. ને મિહાર-ઉન-નિસા ન્હાની છોકરીઓ જોડે રમવા ગઈ. હેણે સતાર હાથમાં લીધી ને જેવાં આંગળાં સતારના તાર ઉપર ફર્યાં કે મધુર સુરો નીકળ્યા

માંડયા. કોઇવાર તે કરૂણાજનક ગીત વગાડતી ને કોઇવાર આનન્દદાયક ગીતો વગાડતી હતી. પછી ત્હેણે સતાર મૂકી દીધો ને ઉમરખાનનાં કાવ્યોમાંથી એક ગાવા માંડયું. ને ત્હેની સાથે નાચવા પણ માંડયું, ત્હેના પગના કાંડાની આસપાસના ઝીણા ઝીણા ચાંદીના ઘુઘરા ગાયનના તાલ પ્રમાણે વાગતા હતા.

( હરિગીત. )

નવરંગ મધુર ગુલાબ સંગે ગુમ થશે જ બહાર હા !
ને થશે બંધ જવાનીનાં પાનાં સુગન્ધીદાર હા !
તરૂ ડાળ માંહિં ગાતું મીઠું ગાન બુલબુલ હોણ જે,
હા ! ક્યહાંથી આવ્યું ? ક્યહાં ઊડી ગયું પાછું ? જાણે કોણએ ?–૧.
ઓ વ્હાલી ! કિસ્મત લઈ મદદમાં સોધતાં તું હું મળી,
આ કુલ જહાનની ગમ ભરેલી યોજના કળિએ કદી;
તો યોજનાએ તોડી ટુકડા કરી હજારો ને પછી;
શું નવી ઘડી શું નહિં ફરી દિલ–હવસ લાયક એ રચી ?–૨.
ઓ ચંદ મુજ આનન્દની ! જે ક્ષય ન જાણે કો સમે !
આ ચંદ્ર જો આસમાનનો ઊગે ફરી, ગગને રમે,
આ એ જ બાગ વિશે પ્રવેશી ઉગીને ફરી ચંદ એ,
મુજ ખોળ કરતો વ્યર્થ કેટલીવાર મથશે મન્દ એ ?–૩.

આ ગાયન તે વખત તથા જગ્યાને માટે દિલગીરી ભરેલું હતું, પણ બધી સ્ત્રીઓ ત્હેના ગાવાનાં ને નાચવાનાં વખાણ કરવા મંડી ગઈ. ત્હેના ગાયનના સાંભળનારાંઓમાં એક હતો તે પડદાની બીજી બાજૂએ આવેલી ઓયડીમાં બેઠો હતો, તે હર્ષથી ગાંડા જેવો થયો હતો. ત્હેનું અંતઃકરણ છેક અંદરથી ધડકવા માંડયું. શાહજાદા સલીમે જેવી પાલખીઓ આવતાં જોઈ કે તે મ્હોટા ખંડ કનેની ઓયડીમાં આવીને બેઠો હતો. તે ત્યહાંથી બધું જોઈ સકતો હતો. મિહાર-ઉન-નિસાએ વગાડયું તે સાંભળીને તે બહુ ખુશી થયો, ત્હેણે ગાયું ને તે મોહિત થયો, ત્હેણે નૃત્ય કર્યું તે જોઈને ત્હેની ખુશાલીનો પાર જ રહ્યો નહિં. તે ગાઈ રહી પછી ત્હેના મધુર સુરોના સંસ્કાર થોડીવારે બંધ થયા પણ સલીમના હૃદયમાં તો તે ચાલુ જ રહ્યા. તે ત્યહાંથી ઊઠયો ને એક કોચ ઉપર જઈને પડયો.

જોધબાઈએ મિહાર-ઉન-નિસાને થાબડીને કહ્યું. " ત્હારા ગાયનને લીધે મ્હારાં રોમે રોમમાં આનન્દ વ્યાપ્યો છે. ત્હારો અવાજ બુલબુલના જેવો મધુર છે. "

બીજી એક સ્ત્રીએ કહ્યું, બહુ જ મીઠો છે. હમે પણ જાણે મંત્ર માર્યો હોય તેમ ચુપ ચુપ બેઠાં હતાં. જાણે કે હમારાં હૃદય અટકી જઈને ત્હેના મોહ પમાડે હેવા સુરોને લેવાને તૈયાર થયાં હોય હેવું લાગતું હતું. "

જોધબાઈએ મિહાર-ઉન-નિસાના ખૂબસુરત ચ્હેરા તથા શરીર તરફ જોઈને કહ્યું. ગયાસબેગ પોતાની છોકરી માટે મગરૂરી ધરાવે ત્હેમાં કાંઇ નવાઈ નથી. મ્હને વિચાર આવે છે કે ત્હેને પોતાના જેવો દેખાવડો વર મળશે કે કેમ ? "

બેગમ ગયાસે કહ્યું, " શેહેનશાહઆતું, મ્હારા પતિએ ગઈ કાલ્યે રાતે મ્હને કહ્યું કે હેમણે શેહેનશાહના લશ્કરમાંના એક જુવાન ઇરાની અમલદારને મિહાર-ઉન-નિસા માટે વચન આપ્યું છે. ત્હેનું નામ અલીકુલીબેગ છે. એ કહે છે કે અલીકુલીબેગ ઘણો સારો માણસ છે. "

જોધબાઇએ કહ્યું, " સારા સ્વભાવનો હશે પણ મિહાર-ઉન-નિસાને પસંદ આવશે ? તે ત્હેને ( મિહાર-ઉન-નિસ્સાને ) ચ્હાશે ને પોતાની આંખ્યની કીકીની પેઠે સંભાળશે ? મ્હેં પણ સાંભળ્યું છે કે તે ઘણો બહાદુર છે, પણ હેવા લોકો, ખૂબસુરતી, કળા ને કવિત્વની કદર નથી પીછાણી સકતા. રાજ્યદરબારી માણસ હોય તે જ આ બધાં વાંનાં સમજી સકે છે. નક્કી કરતા પ્હેલાં મ્હને પૂછવું જોઈતું હતું. "

બેગમ ગયાસે કહ્યું. " મહાન રાણી ! મ્હને કાલ્યે રાત્રે જ ખબર પડી. હું ત્હમારો અભિપ્રાય શી રીતે પૂછી સકું ? મ્હને પણ એ પસંદ નથી. પણ શું કરૂં ? હેમણે નક્કી કર્યું છે ને એ સમજુ છે. ને હું આશા રાખું છું કે સૌ સારાવાંના જ થશે. "

જોધબાઈએ કહ્યું, " હું પણ તેમ જ ઇચ્છુંછું. કર્યું તે ન કર્યું નથી થવાનું પણ મ્હને આ વિવાહ ( સગાઈ ) પસંદ નથી. મ્હને નાજુક મિહાર-ઉન-નિસા હેના જેવા અજ્ઞાન સીપાઈની સ્ત્રી થાય તે નથી ગમતું. બિચારી મિહાર-ઉન-નિસાને તો માબાપ જ્યહાં મોકલે ત્યહાં જવું પડવાનું.

બેગમ ગયાસે કહ્યું, " આપણા દેશમાં હેવી રૂઢી છે. હિન્દુઓ જે પ્હેલાં પોતાની છોકરીઓને પોતાની મેળે વર પસંદ કરવા દેતા હતા તેઓ પણ હવે તો આમ જ કરેછે. "

જોધબાઈએ કહ્યું, " હા, તે રીત્ય સારી હતી. છોકરીને જે વર પસંદ આવતો હતો ત્હેના ગળામાં ફૂલનો હાર નાંખતી હતી ને પછી ત્હેને પરણતી હતી."

બેગમ ગયાસ—" મ્હેં હેમને એ જ કહ્યું પણ ત્હેમને એ વિચાર પસંદ નથી. તે કહે છે કે જુવાન છોકરીઓ જુવાનીમાં મોહાન્ધ થાયછે ને ગુણ અવગુણ જોઈ સકતી નથી."

જોધબાઈ—હેમાં હેમની ભૂલ્ય છે. મગજ કરતાં હૃદય વધારે સારી રીત્યે ન્યાય કરી સકે છે. પુરુષને સ્ત્રીના હૃદયની શી ખબર ? તે લોકો કદી આપણું કહેલું સમજતા નથી. પુરુષ વિવાહ (સગાઈ) કરે એ વાત જ હસવા જેવી છે.

બીજી સ્ત્રીઓ બોલી, " આપણને પુરુષો કશામાં ગણતા જ નથી ને જાણે કે આપણને હૃદય, લાગણી કે સમજણ ન હોય હેવી રીતે ગણેછે તે આપણા દુર કલ્લહ્યોનું પરિણામછે."

જોધબાઈ—" હેના કરતાં શું વધારે જોઈએ છીએ ? તે લોકો ધારે છે કે હૃદયને કહ્યાગરા પશુની પેઠ ગમે ત્હેની મરજી પ્રમાણે ચલાવી સકાય. "

બેગમ ગયાસ—હા, એમ જ છે પણ આપણાથી શું થઈ સકે ? રીવાજ જુનો છે તે બંધાય નહિં ! !

જોધબાઈ—" મ્હારી બાબતમાં તે ભંગાયો હતો. પ્રેમ બધી વસ્તુઓને જીતી સકે છે."

• અકબરની યુરોપિયન સ્ત્રી મેરી કહે "મ્હારા દેશમાં છોકરીઓ પોતાની મેળે વર પસંદ

કરે છે. સ્ત્રીઓ પુરુષો સાથે ફરવા જાય છે, ને જેટલું સુખ પુરુષો ભોગવે છે તેટલું જ સ્ત્રીઓ પણ ભોગવે છે. ”

જોધબાઈએ નિશ્વાસ નાંખી કહ્યું " ત્હાંનાં રમણિય ખેતરો વગેરે એકમેક સાથે જઈને જોવાનું કેવું મઝાનું ! અહિ તો આરસની ભીંત્યોથી બંધ થયેલા ખંડમાં રહેવાથી બહાર શું થાય છે ને શું બોલાય છે તે હમે કશું નથી જાણતાં કે સાંભળતાં. ”

બેગમ ગયાસ—" મ્હારા પતિ કહે છે કે સ્ત્રીઓએ પર પુરુષ સાથે બોલવું કે અજાણ્યા માણસને મ્હોં બતાવવું એ કાયદા વિરુદ્ધછે. ”

મેરી—" તે તો કોણ જાણે હમારા દેશમાંની સ્ત્રીઓ અહિંના જેહવી જ સદ્ગુણી હોય છે. અને અહિં પુરૂષની હાજરીથી આવતા વિચારો તો ત્યાં સ્વપ્નામાં પણ નથી આવતા."

જોધબાઈ—એમ જ હશે. ત્હમારા દેશની સ્ત્રીઓ દૃઢ મનની હશે. તે પોતે પોતાની સંભાળ લઈ સકતી હોવી જોઈએ. હમે તો તદ્દન પુરૂષની મરજીને જ તાબે છીએ. આત્મનિષ્ઠાથી તો હમે તદ્દન અજાણ્યાં જ છીએ. ”

મેરી—હમારા કાયદા પ્રમાણે તો કોઈ પણ પુરુષ એક કરતાં વધારે સ્ત્રી ન કરી સકે, ને જો તેમ કરે તો ત્હેને કેદખાનામાં મોકલી સકાય. રાજા પણ આ કાયદો તોડી ના સકે.

જોધબાઈ—" ત્હમારા દેશના લોકો સારા હોવા જોઈએ, ને ખરા પ્રેમની ગાંઠથી જ જોડાયલા હોય તો એક ઉપરાંત બીજી સ્ત્રી કરવાની જરૂર જ શી ! શેહેનશાહ વધારે સ્વતંત્રતા આપવાને અને કાયદાઓ સુધારવાને ઇચ્છેછે, પણ લોકો ના કહેછે. જ્હારે તે જુદી જુદી જાતના લોકોને એક કરશે ને અરુચી વિચારો અને વ્હેમોનો નાશ કરી સકશે ત્હારે કાંઇક સુધારો કરવાની આશા રાખેછે. ”

મેરી—" શેહેનશાહ ખરા છે પણ એ સવાલ જ કોરે મુકવાની વાતમાં તો હું ત્હેમના મતને મળતી નથી આવતી તે વિચારો લોકોને દર્શાવવા જોઈએ ને તે પોતાની મેળે જ ત્હેમને આકર્ષશે. ”

જોધબાઈ—" ત્હમે કહો છો તે ખરીવાત છે ને હું પણ આશા રાખું છું કે શેહેનશાહને સુધારા કરવાનો વખત મળશે. ત્હેમને તો બધાની વિરૂદ્ધ થઈને કામ કરવાનુંછે. એકલા પરમેશ્વરને જ ત્હેમના સારા ઇરાદાઓની ખબર છે ને તે જ ત્હેમને હાવા રૂઢિથી દબાઈ ગયેલા કદી ન જાણેલા સુધારાઓ કરવાને શક્તિ આપે છે. તોપણ તે કેટલીકવાર ઘણા ચિન્તાતુર ને નિરાશ જણાય છે. ”

મિહાર-ઉન-નિસા જે સલીમની જોડેના પોતાના પ્રેમના ને ભવિષ્યના સુખના વિચાર કરતી હતી તે પોતાનો વિવાહ બીજા સાથે થયેલો સાંભળતાંવાંત જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ મડદા જેવી થઈ ગઈ. ત્હેના ગાલ ઉપરનો ગુલાબી રંગ એકદમ જતો રહી ધોળા થઈ ગયા ને થોડા વખત ઉપર જે રાતા હોઠ હસતા હતા, તે સફેદ થઈ ગયા ને બંધ થઈ ગયા. તે સ્તબ્ધ થઈને ઉભી ને પોતાને વિશે જે વાતો થતી હતી તે સાંભળવા લાગી. પછી હિમ્મત આણીને તે એક પાસેની ઓરડીમાં ગઈ ને નિરાશાથી મડદાની પેઠે જઈને એક કોચ ઉપર પડી ત્હાં સલીમ પોતે હતો ત્હેની તો હેને ખબર જ ન્હોતી.

શાહજાદા સલીમે પોતાની મા અને બેગમ ગયાસ વચ્ચે થએલી વાતો સાંભળી હતી, તે શબ્દો હેને તીરની પેઠે વાગ્યા હતા, ને નિરાશ થઈને તે પણ ત્હાં પડ્યો હતો. જ્યારે મિહાર-ઉન-નિસાને પડદો ઊંચકીને અંદર આવતી જોઈ ત્યારે હેના શરીરમાંની એક એક નસોમાં ખુશીનું લોહી ફરવા માંડ્યું, ને તત્ક્ષણ તે દુઃખને ભૂલી ગયો. પાસેના કોચ ઉપર જ્યારે મિહાર-ઉન-નિસાને જોઈ ત્યારે બહુ ખુશી થયો. તે પોતાના કોચ ઉપરથી ઊઠ્યો; ને મિહાર-ઉન-નિસાના કોચ આગળ આવી હેની આગળ ઘુંટણીએ પડ્યો.

મિહાર-ઉન-નિસાએ હેને એકદમ આવેલો જોઈ ચમકીને ઊઠવા જતી હતી, પણ હેણે ના કહી. બન્નેએ એક બીજા સામું થોડીવાર સુધી જોવા કર્યું, ને કશું બોલાયું નહિ, પણ હેમનો બન્નેનો પ્રેમ આંખ ઉપરથી જણાઈ આવતો હતો.

સલીમે ગુંગળાતે અવાજે કહ્યું. "ત્હારી હું હજારો વખત માફી માગું છું. પણ મેહેરબાની કરી હું કહું તે ઉપર થોડીવાર સુધી ધ્યાન આપ"

મિહાર-ઉન-નિસાએ બોલવાની હિમ્મત આવવાથી કહ્યું "શાહજાદા તમને મ્હારે કશું માફ કરવાનું છે જ નહિ. પણ તમારે આજ તમને રમુજ પમાડવાને કાંઈ રમત ગમત નથી ?"

"વ્હાલી, મ્હારા પ્રાણથી પણ વ્હાલી, તને જ્યારથી મ્હેં દીઠી છે ત્યારથી મ્હને આરામ નથી. ને ચેન નથી પડતું. મ્હને ત્હારી કને જ રહેવાનું મન થાયછે."

મિહાર-ઉન-નિસાએ મ્હોઢું મારીને કહ્યું "પણ મ્હને શા માટે તમે શોધો છો! મ્હને એકલી રહેવા દો."

શાહજાદો—તું મ્હારી વેદનાનું કારણ જાણે છે છતાં ન જાણતી હોય હેવો ડોળ કરીને મ્હને વધારે દુઃખ કેમ દે છે ? હું જ્યારે તને જોઉં છું ત્યારે ત્હારે વિશે જે મ્હારો પ્રેમ ને દુઃખ વધે છે તે તું ઓછાં કરવાનો પ્રયત્ન કરતી નથી. કદાચ દુઃખ શું તે તું નહિં જાણતી હોય."

મિહાર-ઉન-નિસાએ દુઃખી અવાજે કહ્યું. મ્હારા સુખનો જાણે વીજળીથી બળી ગયો હોય તેમ જતો રહ્યોછે, ને તમે કહો છો કે દુઃખ વસ્તુ હું જાણતી નહિં હોય. જાઓ તમે તમારી પેઠે મઝા કરો ને જુઠી ખુશામદો કરી મ્હને ચીડવો નહિં."

સલીમ—ત્હેં મ્હારા અંતઃકરણને પ્રેમથી વિંધી નાંખ્યુંછે. તોપણ મ્હારા પ્રેમને જુઠી ખુશામદો કહે છે"

મિહાર-ઉન-નિસા—તમે તો છાની વાતો સાંભળનાર છો. મ્હારી મા અને સોહેલ-શાહજાદાનુ વચ્ચે થએલી વાતો તમે સાંભળી છે. તેથી મ્હારા ઉપર દયા કરી પરમેશ્વરને ખાતર મ્હને જવાદો."

સલીમ—બધી વાત મ્હેં સાંભળી છે તે હું કબુલ કરું છું. ને તેનાથી મ્હને કેટલું દુઃખ થયું છે તે પરમેશ્વર જ જાણે છે. પણ તું મ્હને ચ્હાય છે કે નહિં એટલું કહે પછી વચ્ચમાં આવતી બધી અડચણો કહાડી નાંખીશ ને હું તને પરણીશ."

મિહાર-ઉન-નિસા—(શરમાઈને) તમને પ્હેલે જ દિવસે કહ્યું હતું. બીજા પુરુ

પોતી પેઠે અસ્થિર વિચારની નથી હોતી, જો તે ચ્હાય તો ત્હેમના પૂર્ણ અંતઃકરણથી ચ્હાય ને જીંદગીપર્યન્ત ચ્હાય. ને પુરુષો તો સ્ત્રીઓને રમકડા જેવી ધારે છે ને જ્યારે ખુશી પુરી થાય છે એટલે જાણે કે ફેંકી દેવાનાં.

સલીમે ખુશી થઈને મિહાર-ઉન-નિસાનો હાથ મ્હો આગળ લઈ જઈને કહ્યું. ત્હારે તું મ્હને ચ્હાયછે હેં ! ત્હારા પ્રત્યેનો મ્હારો પ્રેમ ખાલી તરંગ નથી પણ અવર્ણનિય પ્રેમ છે, જે આખો દહાડો મ્હારા અંતઃકરણને બાળી નાંખેછે. હું ત્હારાપિતાને ત્હારો અલીકુલી બેગ સાથે કરેલો વિવાહ ટાળવાનું કહીશ, ને જો એ નહિં ટાળે તો મ્હારા પિતાને કહીશ. "

મિહાર-ઉન-નિસાએ દૃઢ અવાજે કહ્યું. " હું પણ મ્હારાં માબાપને કહીશ. તે લોકો કાંઈ હેવાં ક્રુર નહિં હોય કે મ્હને મ્હારી મરજી ઉપરાંત ત્હાં પરણાવે. "

સલીમ—વ્હાલી, ફિકર ના કરીશ, દુશ્મનોનાં કૃત્યો આપણને નડી નહિં સકે. જ્હારે પુરુષને સ્ત્રી એક જ વિચારનાં હોય તો પછી કાજી પણ શું કરી શકે ?"

" ત્હમે મ્હારા બાપનો સ્વભાવ જાણતા નથી. તે ઘણા હઠીલા ને સ્વમતાભિમાની છે."

સલીમ—મ્હને ના કેહેવાની ત્હેમની હિમ્મત નહિં ચાલે. મ્હને નાખુશ કરે ત્હેવો તે કાંઇ મૂર્ખ નહિં હોય.

" તે તો કોણ જાણે વિચિત્ર છે. "

હું ત્હારા વગર રહી સકું એ તું શી રીતે ધારે છે ? જો હું જીવું તો ત્હારે મ્હને પરણવું પડશે; ને હું જીવીશ ત્હાં સુધી ત્હને બીજા કોઈને પરણવા દઈશ નહિં."

એમ કહીને આમન સામાન ઉપર મિહાર-ઉન-નિસા કને બેઠો ને ત્હેની પાતળી કમ્મરની આસપાસ હાથ નાંખ્યો ને ચુમ્બન કર્યું.

સલીમ—તું મ્હને ચ્હાય એ જ મ્હારી ઇચ્છા છે. આ મ્હોટા રાજ્ય કરતાં હું ત્હને વધારે પસંદ કરૂં છું. કારણ ત્હારા સહીત એક ગામડું પણ સ્વર્ગ જેવું લાગે છે.

મિહાર-ઉન-નિસા- ત્હમે ધારો છો ત્હેનાથી ઊલટું જ થવાનું નસીબમાં લખેલું લાગે છે. પ્હેલેથી નિર્માણ થઈ ચૂક્યું છે, ને તે ફરવાનું નથી. ત્હમે તો થોડા વખત પછી શેહેનશાહ થશો, ને ત્હમને સુખ પમાડવાને એટલાં બધાં વાનાં મળશે કે મ્હને તો ભૂલી જશો. પણ હું તો કદી ભૂલવાની નથી.

સલીમ—ત્હને ભૂલી જઈશ ? ત્હને ? અત્યારે જો બનવું શક્ય હોત તો મ્હારૂં અંતઃકરણ ચીરીને બતાવત કે અંદર ત્હારી છબી પડી છે કે નહિં, હા, ત્હને ભૂલી જાઉં તો ત્હારા પ્હેલાં હું મ્હને પોતાને જ ભૂલી જઇશ. જો પેલો જંગલી ઇરાની મ્હારા રસ્તામાં આવશે તો હેનું માથું ધુળ્યમાં ગબડશે.

મિહાર-ઉન-નિસા જવાબ દેવા જતી હતી. પણ એટલામાં બારણું ઊઘડ્યું ને બેગમ ગયાસને ગુસ્સાથી કાંપતી ઊભેલી જોઈ ત્હેની આંખ્યમાંથી ક્રોધ રૂપી અગ્નિ વરસતો હતો.

ત્હેણે આગળ આવીને કહ્યું. " શાહજાદા ત્હમારે તો ત્હમારી પ્રજામાં સારો દાખલો

બેસાડવો જોઇએ તે ત્હમે મ્હારી મૂર્ખ, નિર્દોષ મિહાર-ઉન-નિસાની લાગણીઓ જોડે રમત કરો છો, ને તે પણ આવે ધોળે દહાડે, ને ત્હમારી માના ઓરડાની પાસે જ. આ ત્હમને બિલકુલ છાજતું નથી."

શાહજાદો—મ્હારૂં સાંભળો મેહેરબાની કરી સાંભળો.

બેગમ ગયાસ—સાહેબ ! કહેવાય છે કે આંખે જોયેલી વસ્તુનું પ્રતિબિમ્બ પાડવાને કાંઈ આટલાની જરૂર નથી. મ્હારે નથી સાંભળવું, ચાલ્ય, મિહાર-ઉન-નિસા.

સલીમ—બાનું, મિહાર-ઉન-નિસા પોતે જ કહેશે કે મ્હેં ત્હેનું કશું અપમાન નથી કર્યું.

મિહાર-ઉન-નિસા-" મા. "

બેગમ ગયાસ-" ચુપ, રહે દુષ્ટ છોકરી " ને પછી સલીમ તરફ જોઈને કહ્યું "મ્હારી છોકરીને લલચાવીને લઈ જવાનો તમોને કશો હક નથી. "

એમ કહીને મિહાર—ઉન-નિસાનો હાથ મજબુત રીત્યે ઝાલીને શેહેનશાહબાનુ જ્યહાં આરામ લેતાં સુતાં હતાં તે ખંડમાં લઈ ગઈ.

બેગમ ગયાસે જોધબાઈ કને આવીને આંસુથી ભરેલી આંખ્યે કહ્યું " હે શેહેનશાહ બાનું ! આ દુનિયાં પાપીષ્ટ છે ને સારી ચાલ ચલગતવાળાં માણસોને પણ બગાડે છે. મ્હારી છોકરી પાસેની ઓરડીમાં આરામ લેવા ગઈ હતી, ત્યાં શાહજાદા સલીમ આવ્યા, ને મ્હેં જ્યહારે જોયું ત્યહારે બે જણાં પાસે પાસે બેઠાં હતાં ને ગુપચુપ વાતો કરતાં હતાં. એકવાર તોડેલું સદ્‌ગુણનું ફુલ ફરીથી ખીલતું નથી. શાહજાદાએ તો પોતાના જેંવા જુવાનિયાઓ ઉપર સારી અસર કરવી જોઈએ ને ત્હેમના પોતાના કલ્યાણાર્થે ને લોકોના કલ્યાણાર્થે શા ઉપાય લેવા જોઈએ તે આપને વધારે ખબર છે. "

જોધબાઈએ પોતાના છોકરા માટે ખુશી દર્શાવનારી રીત્યે કહ્યું, " મ્હારો કુંવર ભર-જુવાનીમાં છે. ને જુવાની તે દાબમાં ન રાખી સકાય હેવી રિથતિ છે, પણ તે કોઇ મ્હોટો માણસ થશે એમ લાગે છે તો ખરૂં પણ એટલી ખાત્રી રાખજો કે ફરીથી હેવું નહિં થવા દઈએ. ત્હેને હું ઠપકો દઈશ, પણ કોઇને કહેશો નહિં. એટલું સારૂં હતું કે ત્હમે એકલાંએ હેમને જોયાં છે. "

બેગમ ગયાસ નમન કરી-" ઠીક નહિં કહું આપ જે કરશો તે યોગ્ય જ કરશો. "

જોધબાઈ—' શાહજાદા પોતાની વર્તણુંક સુધારશે, પણ આ વાત ત્હમારે તદ્દન છાની રાખવી. '

બેગમ ગયાસ—હા તે માટે ત્હમે મ્હારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખજો. ત્હમે મ્હારી સાથે બહુ માયાળુ રીત્યે વર્તો છો ને હજી પણ મ્હારી બેટીની આબરૂ સંભાળવાનો પ્રયત્ન કરો છો. "

જોધબાઈ—શેહેનશાહે કહાવ્યું છે કે સાંઝે તેઓ અહિં પધારવાના છે. એ આવશે ત્યહારે બહુ સારૂં લાગશે.

બેગમ ગયાસ—" ત્યહારે હવે હમે આપની રજા લઈએ છીએ આપને કામ હશે. "

જોધબાઈ—" હા, મ્હારે જોવું છે કે સાંઝને માટે બધી તૈયારીઓ રાખી છે કે નહિં. આવજો ત્હારે. "

બેગમ ગયાશે નમન કર્યું ને શેહેનશાહબાનુના હાથ ઉપર ચુમ્બન કર્યું, ને પાછી ફરવાની તૈયારીમાં હતી એટલામાં મિહાર-ઉન-નિસા ધુંટણીએ પડીને શેહેનશાહ બાનુને કહેવા લાગી, હે શેહેનશાહબાનુ ! મ્હારી પ્રાર્થના સાંભળો, મ્હને ખાતરી છે કે ત્હમે મ્હારાં માબાપ જેવાં કઠણ હૈયાનાં નથી. આપનો કુંવર મ્હને ખરા અંતઃકરણથી ચ્હાયછે, ને હું પણ ત્હેમના મતની વિરૂદ્ધ નથી. જ્યહારે ત્હેમણે મ્હને પ્હેલે દહાડે જોઇ ત્યહારથી જ હમારી બન્ને જણાં વચ્ચે પ્રેમ ઉત્પન્ન થયોછે. ને મ્હેં ત્હેમને પરણવાનું વચન આપ્યુંછે. શાહજાદા એકદમ મ્હારી ઓરડીમાં આવ્યા ત્હેનું કારણ કે તેઓ મ્હને ચ્હાય છે ને હું ત્હેમને ચ્હાઉં છું. આપને પ્રેમ તે શી વસ્તુ છે તે તો ખબર હશે જ. તેથી હું બધું ચોખ્ખે ચોખ્ખું કહું છું તે માફ કરશો. પણ હું શાહજાદાને ચ્હાઉં છું ને ત્હેમનું સુખ ત્હમારા હાથમાં હશે જ. આપ જે હાવા મ્હોટા દેશનાં શેહેનશાહબાનું છો તેથી ત્હમને, આ દુઃખમાંથી મ્હને બચાવવાની વિનંતી કરૂં છું. મ્હારાં માબાપ મ્હને, હું નથી ઓળખતી, કે ચ્હાતી ને ચ્હાઈ સકતી પણ નથી, ત્હેવા માણસને પરણાવવાનાંછે. તેથી હું આપને મ્હારાં માબાપ મ્હને જે દુઃખ કરવાનાંછે ત્હેમાંથી છોડવવાની અરજી કરૂંછું. "

બેગમ ગયાસ આ બધું સ્તબ્ધ થઈને સાંભળી રહિ, અને મનમાં બહુ જ ચીડાઈ ગઈ, ને એકદમ રોઈ જઈને ભોંય ઉપર પડીને કહ્યું, હાવી માબાપને શરમાવે હેવી છોકરી થઈ ત્હેના કરતાં પરમેશ્વરે ન જ આપી હોત તો સારૂં. "

જોધબાઈ—" ઉતાવળાં ન થાઓ તમે શું મિહાર-ઉન-નિસાએ મ્હને બધી ખરી વાત કહી તેથી ચીડાયાં છો ? મ્હારા ઉપર શા માટે ભરૂસો ન રાખો ? તે શું મ્હારી છોકરી પણ નથી ? બેગમગયાસ ! આ ત્હમારો સ્વભાવ મ્હને પસંદ નથી. ત્હમે પ્રેમ તે શી વસ્તુ તે નહિં જાણી હોય. "

બેગમ ગયાસ—" હું જ્યહારે પરણી ત્યહારે બાળક હતી ને હું ત્હેમને ચ્હાઉં છું. ત્હેના કરતાં બીજી કેઈ જાતનો પ્રેમ હોઇ સકે !

જોધબાઈ—" હં ! તેથી ત્હમે ત્હમારી છોકરી તરફ નથી. ધીરજ રાખો, બધું સારૂં થશે, બધું મ્હને સોંપો. " પછી મિહાર-ઉન-નિસા તરફ ફરીને કહ્યું, " ત્હેં ત્હારી બધી વાત મ્હને કહી તે સારૂં કર્યું. હું કોઇને નહિં કહું તેથી શાન્ત થા, ને ઇશ્વર ઉપર ભરૂસો રાખ્ય. તે બધું સારૂં કરશે, એટલી ખાત્રી રાખજે કે હું ત્હને સુખી કરવાને મ્હારૂં બનતું કરીશ. "

મિહાર-ઉન-નિસાએ ડસકાં ખાઇને કહ્યું. " ઘણી મેહેરબાની. મ્હને હિમ્મત આપવા માટે તથા આશ્વાસન કરવા માટે ઇશ્વર ત્હમારૂં કલ્યાણ કરો ! મ્હારાં ખરાં મા ત્હમે જ છો. "

પછી બેગમ ગયાસે ફરી નમન કર્યું ને મિહાર-ઉન-નિસાને લઈને પાલખીમાં બેશી ઘેર ગયાં.

---

# मी. मोहनलाल गांधीए श्रीमद् राजचंद्रने पूछेला प्रश्नो अने तेमना उत्तर.

૧ પ્ર૦—" આત્મા શું છે ! તે કંઇ કરે છે ! અને તેને કર્મ નડે છે કે નહિ ! "

ઉ૦—(૧) જેમ ઘટપટાદિ જડ વસ્તુઓ છે, તેમ આત્મા જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે. ઘટપટાદિ 'અનિત્ય' છે, ત્રિકાળ એકસ્વરૂપે સ્થિતિ કરી રહી શકે એવાં નથી. આત્મા એક સ્વરૂપે ત્રિકાળ સ્થિતિ કરી શકે એવો ' નિત્ય પદાર્થ ' છે. જે પદાર્થની ઉત્પત્તિ કોઇ પણ સંયોગથી થઈ શકી ન હોય, તે પદાર્થ નિત્ય હોય છે. આત્મા કોઈ પણ સંયોગોથી બની શકે એમ જણાતું નથી, કેમકે જડના હજારો ગમે સંયોગો કરીએ, તોપણ તેથી ચેતનની ઉત્પત્તિ નહિ થઇ શકવા યોગ્ય છે. જે ધર્મ પદાર્થમાં હોય નહીં, તેવા ઘણા પદાર્થો ભેળા કરવાથી પણ તેમાં જે ધર્મ નથી તે, ઉત્પન્ન થઇ શકે નહીં એવો, સૌને અનુભવ થઇ શકે એમ છે. જે ઘટપટાદિ પદાર્થો છે, તેને વિષે જ્ઞાનસ્વરૂપતા જોવામાં આવતી નથી. તેવા પદાર્થોના, પરિણામાંતર કરી, સંયોગ કર્યા હોય, અથવા થયા હોય, તોપણ તેવી જ જાતિના થાય, અર્થાત્ જડસ્વરૂપ થાય, પણ જ્ઞાનસ્વરૂપ ન થાય. તો પછી તેવા પદાર્થના સંયોગે આત્મા, કે જેને જ્ઞાનીપુરૂષો ' મુખ્ય જ્ઞાનસ્વરૂપ લક્ષણવાળો ' કહે છે, તે તેવા ઘટપટાદિ ( પૃથ્વી, જળ, વાયુ, આકાશ ) પદાર્થથી, ઉત્પન્ન, કોઇ રીતે, થઇ શકવા યોગ્ય નથી. ' જ્ઞાનસ્વરૂપપણું ' એ આત્માનું મુખ્ય લક્ષણ છે,–અને 'તેના અભાવવાળું ' મુખ્ય લક્ષણ જડનું છે. તે બન્નેના અનાદિ સહજ સ્વભાવ છે. આ તથા બીજાં તેવાં સહસ્રગમે પ્રમાણો આત્માને ' નિત્ય ' પ્રતિપાદન કરી શકે છે. તેમજ તેનો વિશેષ વિચાર કર્યે સહજસ્વરૂપ નિત્યપણે આત્મા અનુભવમાં આવે છે; જેથી સુખદુ:ખાદિ ભોગવનાર, તેથી નિવૃત્તનાર વિચારનાર પ્રેરણા કરનાર, એ આદિ ભાવો જેના વિદ્યમાનપણાથી અનુભવમાં આવે છે, તે આત્મા મુખ્ય ચેતન (જ્ઞાન) લક્ષણવાળો છે, અને તે ભાવે ( સ્થિતિએ ) કરી તે સર્વ કાળ રહી શકે એવો ' નિત્ય પદાર્થ ' છે, એમ માનવામાં કંઇ પણ દોષ કે બાધ જણાતો નથી, પણ સત્યનો સ્વિકાર થવા રૂપ ગુણ થાય છે. આ પ્રશ્ન તથા તમારા બીજા કેટલાક પ્રશ્નો એવા છે કે, જેમાં વિશેષ લખવાનું તથા કહેવાનું અને સમજાવવાનું અવશ્ય છે. તે પ્રશ્ન માટે એવા સ્વરૂપમાં ઉત્તર લખવાનું બનવું હાલ કઠણ હોવાથી પ્રથમ ' ષટ્દર્શન સમુચ્ચય ગ્રંથ ' તમને મોકલ્યો હતો, કે જે વાંચવા-વિચારવાથી તમને કોઇ પણ અંશે સમાધાન થાય. અને આ પત્રમાં પણ કાંઇ વિશેષ અંશે સમાધાન થાય, એટલું બની શકે; કેમકે તે સંબંધી અનેક પ્રશ્નો ઉઠવા યોગ્ય છે, જે ફરી ફરી સમાધાન પ્રાપ્ત થવાથી, વિચારવાથી, સમાવેશ પામે એવી, પ્રાયે સ્થિતિ છે. (૨) જ્ઞાનદશામાં—પોતાના સ્વરૂપના યથાર્થ બોધથી ઉત્પન્ન થયેલી દશામાં—તે આત્મા નિજભાવનો એટલે જ્ઞાન, દર્શન ( યથાસ્થિત નિર્ધાર ) અને

સહજ સમાધિપરિણામનો કર્તા છે. અજ્ઞાન દશામાં ક્રોધ, માન, માયા, લોભ એ આદિ પ્રકૃતિનો કર્તા છે—અને તે ભાવના ફળનો ભોક્તા થતાં પ્રસંગવશાત્ ઘટપટાદિ પદાર્થોનો નિમિત્તપણે કર્તા છે; અર્થાત્ ઘટપટાદિ પદાર્થના મૂળદ્રવ્યોનો તે કર્તા નથી, પણ તેને કોઇ આકારમાં લાવવારૂપ ક્રિયાનો કર્તા છે; એ જે, પાછળ તેની દશા કહી તેને જૈન ' કર્મ ' કહે છે; વેદાંત 'ભ્રાંતિ' કહે છે; તથા બીજા પણ, તેને અનુસરતા એવા શબ્દ કહે છે, વાસ્તવ્ય વિચાર કર્યેથી આત્મા ઘટપટાદિનો તથા ક્રોધાદિનો કર્તા થઇ શકતો નથી. માત્ર નિજસ્વરૂપ એવા જ્ઞાન-પરિણામનોજ કર્તા એ સ્પષ્ટ સમજાય છે. (૩) અજ્ઞાનભાવથી કરેલાં કર્મો પ્રારંભકાળે બીજરૂપ હોઇ વખતનો યોગ પામી ફળરૂપ વૃક્ષપરિણામે પરિણમે છે;–અર્થાત્ તે કર્મો આત્માને ભોગવવાં પડે છે;–જેમ અગ્નિના સ્પર્શે ઉષ્ણપણાનો સંબંધ થાય છે, અને તેનું સહેજે વેદના–રૂપ થાય છે. તેથી આત્માને ક્રોધાદિ ભાવના કર્તાપણાએ જન્મ, જરા મરણાદિ વેદનારૂપ પરિણામ થાય છે. આ વિચારમાં તમે વિશેષપણે વિચારશો, અને તે પરત્વે જે કંઇ પ્રશ્ન થાય તે લખશો, કેમકે જે પ્રકારની સમજ તેથી નિવૃત્ત થવારૂપ કાર્ય કર્યે જીવને મોક્ષદશા પ્રાપ્ત થાય છે.

પ્ર. ૨. " ઇશ્વર શું છે ? તે જગત્કર્તા છે એ ખરૂં છે ? "

ઉ. (૧) અમે તમે કર્મબંધમાં વસી રહેલા જીવ છીએ. તે જીવનું સહજ સ્વરૂપ એટલે કર્મરહિતપણે–માત્ર એક આત્મત્વપણે–જે સ્વરૂપ છે, તે ઇશ્વરપણું છે. જ્ઞાનાદિ ઐશ્વર્ય જેને વિષે છે, તે ઇશ્વર કહેવા યોગ્ય છે; અને તે ઇશ્વરતા આત્માનું સહજ સ્વરૂપ છે. જે સ્વરુપ કર્મ પ્રસંગે જણાતું નથી, પણ તે પ્રસંગ અન્ય સ્વરૂપ જાણી, જ્યારે આત્મા ભણી દૃષ્ટિ થાય છે ત્યારે, અનુક્રમે સર્વજ્ઞતાદિ ઐશ્વર્યપણું તે જ આત્મામાં જણાય છે; અને તેથી વિશેષ ઐશ્વર્યવાળો કોઇ પદાર્થ, સમસ્ત પદાર્થો નિરખતાં પણ અનુભવમાં આવી શકતો નથી; જેથી ઇશ્વર છે તે, આત્માનું બીજું પર્યાયિક નામ છે; એથી કોઈ વિશેષ સત્તાવાળો પદાર્થ ઇશ્વર છે એમ નથી; એવા નિશ્ચયમાં મારો અભિપ્રાય છે.

( ૨ ) તે જગત્ કર્તા નથી, અર્થાત્ પરમાણુ, આકાશાદિ પદાર્થ નિત્ય હોવા યોગ્ય છે; તે કોઇ પણ વસ્તુમાંથી બનવા યોગ્ય નથી; કદાપિ એમ ગણીએ કે, તે ઇશ્વરમાંથી બન્યા છે, તો તે વાત પણ યોગ્ય લાગતી નથી, કેમકે ઇશ્વરને જો ચેતનપણે માનીએ, તો તેથી પરમાણુ આકાશ વગેરે ઉત્પન્ન કેમ થઇ શકે ? કેમકે ચેતનથી જડની ઉત્પત્તિ થવી જ સંભવતી નથી. જો ઇશ્વરને જડ સ્વિકારવામાં આવે તો સહેજે તે અનૈશ્વર્યવાન ઠરે છે. તેમજ તેથી જીવરૂપ ' ચેતન પદાર્થ 'ની ઉત્પત્તિ પણ થઇ શકે નહીં. જડચેતન ઉભયરૂપ ઇશ્વર ગણીએ, તો પછી જડચેતન ઉભયરૂપ જગત છે તેનું, ઇશ્વર એવું બીજું નામ કહી સંતોષ રાખી લેવા જેવું થાય છે;–અને જગતનું નામ ઇશ્વર રાખી સંતોષ રાખી લેવો તે કરતાં જગતને જગત્ કહેવું, એ વિશેષ યોગ્ય છે. કદાપિ પરમાણુ, આકાશાદિ ગણીએ અને ઇશ્વરને કર્માદિનો ફળ આપનાર ગણીએ, તોપણ એ વાત સિદ્ધ જણાતી નથી. એ વિચાર પર " ષટ્ દર્શન સમુચ્ચય "માં સારાં પ્રમાણો આપ્યાં છે.

પ્ર. ૩. " મોક્ષ શું છે ? "

ઉ. જે ક્રોધાદિ અજ્ઞાન ભાવમાં–દેહાદિમાં આત્માને પ્રતિબંધ છે, તેથી સર્વથા નિવૃત્ત થવી. મુક્તિ થવાથી તે, મોક્ષપદ જ્ઞાનીએ.એ કહ્યું છે; જે સહજ વિચારતાં પ્રમાણભૂત લાગે છે.

પ્ર. ૪. "મોક્ષ મળશે કે નહિ તે ચોક્કસ રીતે આ દેહમાંજ જાણી શકાય?"

ઉ. એક દોરડીના ઘણા બંધથી હાથ બાંધવામાં આવ્યો હોય, તેમાંથી અનુક્રમે જેમ જેમ બંધ છોડવામાં આવે, તેમ તેમ તે બંધના સંબંધની નિવૃત્તિ અનુભવમાં આવે છે. અને તે દોરડી વળ મૂકી છૂટી ગયાના પરિણામમાં વર્તે છે એમ, જણાય છે,—અનુભવાય છે. તેમજ અજ્ઞાન ભાવનાં અનેક પરિણામરૂપ બંધનો પ્રસગ આત્માને છે તે, જેમ જેમ છૂટે છે, તેમ તેમ મોક્ષનો અનુભવ થાય છે; અને તેનું ઘણુંજ અલ્પપણું જ્યારે થાય છે ત્યારે, સહજે આત્મામાં નિજભાવ પ્રકાશી નીકળીને અજ્ઞાન ભાવરૂપ બંધથી છૂટી શકવાનો પ્રસંગ છે;—એવો સ્પષ્ટ અનુભવ થાય છે. તેમજ કેવળ અજ્ઞાનાદિ ભાવથી નિવૃત્તિ થઇ કેવળ આત્મભાવ આજ દેહને વિષે સ્થિતિમાન છતાં પણ આત્માને પ્રગટે છે, અને સર્વ સંબંધથી કેવળ પોતાનું ભિન્નપણું અનુભવમાં આવે છે;—અર્થાત્ મોક્ષપદ આ દેહમાં પણ અનુભવમાં આવવા યોગ્ય છે.

પ્ર. ૫ "એમ વાંચવામાં આવ્યું કે, માણસ દેહ છોડી કર્મ પ્રમાણે જનાવરોમાં અવતરે. પથરો પણ થાય, ઝાડ પણ થાય; આ બરાબર છે?"

ઉ. દેહ છોડી ઉપાર્જીત પ્રમાણે જીવની ગતી થાય છે, તેથી તે તિર્યંચ(જનાવર) પણ થાય છે; અને પૃથ્વીકાય એટલે પૃથ્વીરૂપ શરીર ધારણ કરી બાકીની બીજી ચાર ઇંદ્રિયો વિના કર્મ ભોગવવાનો જીવને પ્રસંગ પણ આવે છે; તથાપિ તે કેવળ પથ્થર કે પૃથ્વી થઇ જાય છે, એવું કંઇ નથી. પથ્થરરૂપ કાયા ધારણ કરે, અને તેમાં પણ અવ્યક્તપણે જીવ, જીવપણે જ હોય છે. બીજી ચાર ઇંદ્રિયોનું ત્યાં અવ્યક્તપણું હોવાથી 'પૃથ્વીકાયરૂપ જીવ' કહેવા યોગ્ય છે. અનુક્રમે તે કર્મ ભોગવી જીવ નિવૃત્ત થાય છે ત્યારે, ફક્ત પથ્થરનું દળ પરમાણુરૂપે રહે છે, પણ જીવ તેના સંબંધથી ચાલ્યો જવાથી આહારાદિ સંજ્ઞા તેને હોતી નથી. અર્થાત્ કેવળ જડ એવો પથ્થર જીવ થાય છે એવું નથી. કર્મના વિષમપણાથી ચાર ઇંદ્રિયોનો પ્રસંગ અવ્યક્ત થઇ ફક્ત એક સ્પર્શેંદ્રિયપણે દેહનો પ્રસંગ જીવને જે કર્મથી થાય છે, તે કર્મ ભોગવતાં તે પૃથીવ્યાદિમાં જન્મે છે; પણ કેવળ પૃથ્વીરૂપ, કે પથ્થરરૂપ થઇ જતો નથી; જનાવર થતાં કેવળ જનાવર પણ થઇ જતો નથી. દેહ છે તે, જીવને વેષધારીપણું છે; સ્વરૂપપણું નથી.

૬ ઠા. પ્રશ્નનું પણ સમાધાન આવ્યું છે.

૭ મા પ્રશ્નનું પણ સમાધાન આવ્યું છે કે, કેવળ પથ્થર, કે પૃથ્વી કંઇ કર્મના કર્તા નથી; તેમાં આવીને ઉપજેલો એવો જીવ કર્મનો કર્તા છે, અને તે પણ દુધ અને પાણીની પેઠે છે, જેમ તે બન્નેનો સંયોગ થતાં પણ દૂધ તે દૂધ છે, અને પાણી તે પાણી છે, તેમ એકેંદ્રિયાદિ કર્મબંધે જીવને પથ્થરપણું–જડપણું–જણાય છે, તોપણ તે જીવ અંતર તો જીવપણેજ છે, અને ત્યાં પણ તે આહાર ભયાદિસંજ્ઞા–( જે અવ્યક્ત જેવી છે. )–પૂર્વક છે.

પ્ર. ૮. "આર્યધર્મ તે શું? બધાની ઉત્પત્તિ વેદમાંથી જ છે શું?"

ઉ. (૧) આર્યધર્મની વ્યાખ્યા કરવામાં સૌ પોતાના પક્ષને " આર્ય ધર્મ " કહેવા ઇચ્છે છે. જૈન જૈનને, બૌદ્ધ બૌદ્ધને, વેદાંતી વેદાંતને 'આર્ય ધર્મ' કહે એમ સાધારણ છે, તથાપિ જ્ઞાની પુરુષો તો જેથી આત્માને નિજસ્વરૂપની પ્રાપ્તિ થાય એવો જે આર્ય (ઉત્તમ) માર્ગ તેને 'આર્ય ધર્મ' કહે છે; અને એમજ યોગ્ય છે.

(૨) બધાની ઉત્પત્તિ વેદમાંથી થવી સંભવતી નથી. વેદમાં જેટલું જ્ઞાન કહ્યું છે, તેથી સહસ્ત્રગણું આશયવાળું જ્ઞાન શ્રી તીર્થંકરાદિ મહાત્માઓએ કહ્યું છે એમ, મારા અનુભવમાં આવે છે, અને તેથી હું એમ જાણું છું કે, અલ્પ વસ્તુમાંથી સંપૂર્ણ વસ્તુ થઇ શકે નહીં; એમ હોવાથી વેદમાંથી સર્વની ઉત્પત્તિ કહેવી ઘટતી નથી. વૈષ્ણવાદિ સંપ્રદાયોની ઉત્પત્તિ તેના આશ્રયથી માનતાં અડચણ નથી. જૈન, બૌદ્ધના છેલ્લા મહાવીરાદિ મહાત્માઓ થયા પહેલાં, વેદ હતા એમ જણાય છે, તેમ તે ઘણા પ્રાચીન ગ્રંથ છે એમ પણ જણાય છે, તથાપિ જે કોઇ પ્રાચીન હોય તેજ સંપૂર્ણ હોય કે સત્ય હોય, એમ કહી શકાય નહિ; અને પાછળથી ઉત્પન્ન થાય તે અસંપૂર્ણ અને અસત્ય હોય એમ પણ કહી શકાય નહિ. બાકી વેદ જેવો અભિપ્રાય અને જૈન જેવો અભિપ્રાય અનાદિથી ચાલ્યો આવે છે. **સર્વભાવ અનાદિ છે; માત્ર રૂપાંતર થાય છે. કેવળ ઉત્પત્તિ, કે કેવળ નાશ થતો નથી.** વેદ, જૈન અને બીજા સૌના અભિપ્રાય અનાદિ છે, એમ માનવામાં અડચણ નથી; ત્યાં પછી વિવાદ શાનો રહે ? તથાપિ એ સૌમાં વિશેષ બળવાન-સત્ય-અભિપ્રાય કોનો કહેવા યોગ્ય છે તે વિચારવું એ, અમને તમને સૌને યોગ્ય છે.

૯. પ્ર. વેદ કોણે કર્યા ? તે અનાદિ છે ? જો અનાદિ હોય તો અનાદિ એટલે શું ?

ઉ. (૧) ઘણા કાળ પહેલાં વેદ થયા સંભવે છે. (૨) પુસ્તકપણે કોઇ પણ શાસ્ત્ર અનાદિ નથી; તેમાં કહેલાં અર્થ પ્રમાણે તો સૌ શાસ્ત્ર અનાદિ છે, કેમકે તેવા તેવા અભિપ્રાય જુદા જુદા જીવો જુદે જુદે રૂપે કહેતા આવ્યા છે. એ એમજ સ્થિતિ સંભવ છે. ક્રોધાદિભાવ પણ અનાદિ છે, અને ક્ષમાભાવ પણ અનાદિ છે. હિંસાદિ ધર્મ પણ અનાદિ, અને અહિંસાદિ ધર્મ પણ અનાદિ છે. માત્ર જીવને હિતકારી શું છે એટલું વિચારવું, કાર્યરૂપ છે. અનાદિ તો બેય છે પછી ક્યારેક ઓછા પ્રમાણમાં અને ક્યારેક વિશેષ પ્રમાણમાં કોઇનું બળ હોય છે.

૧૦. પ્ર. " ગીતા કોણે બનાવી ? ઇશ્વરકૃત તો નથી ? જો તેમ હોય તો તેનો કાંઇ પુરાવો!

ઉ. (૧) ઉપર આપેલા ઉત્તરોથી કેટલુંક સમાધાન થઇ શકવા યોગ્ય છે કે, ઇશ્વરકૃતનો અર્થ જ્ઞાની-સંપૂર્ણ જ્ઞાની-એવો કરવાથી તે ઇશ્વરકૃત થઇ શકે, પણ નિત્ય અક્રિય એવા આકાશની પેઠે વ્યાપક ઇશ્વરને સ્વિકાર્યે તેવાં પુસ્તકાદિની ઉત્પત્તિ થવી સંભવે નહીં, કેમકે તે તો સાધારણ કાર્ય છે, કે જેનું કર્તાપણું આરંભપૂર્વક હોય છે; અનાદિ નથી હોતું. (૨) ગીતા વેદવ્યાસજીનું કરેલું પુસ્તક ગણાય છે, અને મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને તેવો બોધ કર્યો હતો, માટે મુખ્યપણે કર્તા કૃષ્ણશ્રી કહેવાય છે; જે વાત સંભવિત છે. ગ્રંથ શ્રેષ્ઠ છે. તેવો ભાવાર્થ અનાદિથી ચાલ્યો આવે છે, પણ તેજ શ્લોકો અનાદિથી ચાલ્યા આવે એમ બનવા યોગ્ય નથી; તેમ અક્રિય ઇશ્વરથી પણ તેની ઉત્પત્તિ હોય એમ બનવા યોગ્ય નથી, સક્રિય એટલે કોઇ દેહ-

ધારીથી તે ક્રિયા બનાવા યોગ્ય છે. માટે સંપૂર્ણજ્ઞાની તે ઈશ્વર છે અને તેનાથી બોધાયલાં શાસ્ત્રો તે ઈશ્વરી શાસ્ત્ર છે, એમ માનવામાં અડચણ નથી.

૧૧. પ્ર. "પશુ આદિના યજ્ઞથી જરાય પુણ્ય છે ખરું ?

ઉ. પશુના વધથી, હોમથી, કે જરાય તેને દુઃખ આપવાથી પાપજ છે;-તે પછી યજ્ઞમાં કરો, કે ગમે તો ઈશ્વરના ધામમાં બેસીને કરો. પણ યજ્ઞમાં જે દાનાદિ ક્રિયા થાય છે તે, કંઈક પુણ્ય હેતુ છે, તથાપિ હિંસામિશ્રિત હોવાથી તે પણ અનુમોદન યોગ્ય નથી.

૧૨. પ્ર. "જે ધર્મ ઉત્તમ છે એમ કહો, તેનો પુરાવો માગી શકાય ખરો કે ?"

ઉ. પુરાવો માગવામાં ન આવે, અને ઉત્તમ છે એમ, વગર પુરાવે પ્રતિપાદન કરવામાં આવે તો તો અર્થ, અનર્થ, ધર્મ, અધર્મ સૌ ઉત્તમજ ઠરે. પ્રમાણથીજ ઉત્તમ, અનુત્તમ જણાય છે. જે ધર્મ સંસાર પરિક્ષીણ કરવામાં સર્વથી ઉત્તમ હોય, અને નિજસ્વભાવમાં સ્થિતિ કરાવવાને બળવાન હોય,તેજ ઉત્તમ અને તેજ બળવાન છે.

૧૩ પ્ર. "ખ્રીસ્તિ ધર્મ વિષે આપ કંઇ જાણો છો ? જો જાણતા હો તો આપના વિચાર દર્શાવશો ?

ઉ. ખ્રીસ્તિ ધર્મ વિષે સાધારણપણે હું જાણું છું. ભરતખંડના મહાત્માઓએ જેવો ધર્મ શોધ્યો છે—વિચાર્યો છે, તેવો ધર્મ બીજા દેશથી વિચારાયો નથી, એમ તો એક અલ્પ અભ્યાસે સમજી શકાય તેવું છે. જીવનું સર્વદા પરવશપણું કહ્યું છે, અને મોક્ષમાં પણ તે દશા તેવીજ રાખી છે; જીવના અનાદિ સ્વરૂપનું વિવેચન જેમાં યથાયોગ્ય નથી, કર્મસંબંધી વ્યવસ્થા અને તેની નિવૃત્તિ પણ યથાયોગ્ય કહી નથી, તે ધર્મ વિષે મારો અભિપ્રાય, "સર્વોત્તમ તે ધર્મ છે" એમ થવાનો સંભવ નથી. ખ્રીસ્તિધર્મમાં મેં જે ઉપર કહ્યા તેવા પ્રકારોનું યથાયોગ્ય સમાધાન દેખાતું નથી. આ વાક્ય મતભેદવશે કહ્યું નથી. વધારે પૂછવા યોગ્ય લાગે તો પૂછશો. તો વિશેષ સમાધાન કરવાનું બની શકશે.

૧૪ પ્ર. "તેઓ એમ કહે છે કે; બાઇબલ ઈશ્વરપ્રેરિત છે, ઈસુ તે ઈશ્વરનો અવતાર, તેનો દિકરો છે. તે હતો ?

ઉ. એ વાત તો શ્રદ્ધાથી માની શકાય, પણ પ્રમાણથી સિદ્ધ નથી. જેમ ગીતા અને વેદના ઈશ્વરપ્રેરિતપણા માટે મેં ઉપર લખ્યું છે, તેમજ બાઇબલ સંબંધમાં પણ ગણવું. જે જન્મમરણથી મુક્ત થયા તે ઈશ્વર, અવતાર લે તે બનવા યોગ્ય નથી, કેમકે રાગદ્વેષાદિ પરિણામજ જન્મનો હેતુ છે; તે જેને નથી એવો ઈશ્વર, અવતાર ધારણ કરે એ વાત વિચારતાં યથાર્થ લાગતી નથી. ઇશ્વરનો દીકરો છે—તે હતો, તે વાત પણ કોઈ રૂપક તરીકે વિચારીએ તો વખતે બંધ બેસે; નહિતો પ્રત્યક્ષ પ્રમાણથી બાધ પામતી છે. મુક્ત એવા ઈશ્વરને દીકરો હોય તેમ શી રીતે કહેવાય ? અને કહીએ તો તેની ઉત્પત્તિ શી રીતે કહી શકીએ ? બન્નેને અનાદિ માનીએ તો પિતા પુત્રપણું શી રીતે બંધ બેસે ! એ વગેરે વાત વિચારવા યોગ્ય છે;—જે વિચાર્યેથી મને એમ લાગે છે કે, તે વાત યથાયોગ્ય નહી લાગે.

૧૫ પ્ર. "જુના કરારમાં જે ભવિષ્ય ભાખ્યું છે, તે બધું ઇસામાં ખરૂ પડ્યું છે, "

ઉ. એમ હોય તોપણ તેથી તે બન્ને શાસ્ત્ર વિષે વિચાર કરવો ઘટે છે. તેમજ એવું ભવિષ્ય તે પણ ઇસુને ઈશ્વરાવતાર કહેવામાં બલવાન પ્રમાણ નથી, કેમકે જ્યો-

તિષાદિકથી પણ મહાત્માની ઉત્પત્તિ જણાવી સંભવે છે, અથવા ભલે કોઇ જ્ઞાનથી તેવી વાત જણાવી હોય, પણ તેવા ભવિષ્યવેત્તા સંપૂર્ણ એવા મોક્ષ માર્ગના જાણનાર હતા તે વાત, જ્યાં સુધી યથાસ્થિત પ્રમાણરૂપ ન થાય ત્યાં સુધી, તે ભવિષ્ય વગેરે એક શ્રદ્ધાગ્રાહ્ય પ્રમાણ છે, તેમ બીજાં પ્રમાણોથી તે હાનિ ન પામે એવું ધારણામાં નથી આવી શકતું.

૧૬ પ્ર. " ઇસુખ્રીસ્તના ચમત્કાર વિષે લખ્યું છે. "

ઉ. કેવળ કાયામાંથી જીવ ચાલ્યો ગયો હોય, તેજ જીવ તેજ કાયામાં દાખલ કર્યો હોય, અથવા કોઇ બીજા જીવને તેમાં દાખલ કર્યો હોય, તો તે બની શકે એવું સંભવતું નથી; અને એમ થાય તો પછી કર્માદિની વ્યવસ્થા પણ નિષ્ફળ થાય. બાકી યોગાદિની સિદ્ધિથી કેટલાક ચમત્કાર ઉત્પન્ન થાય છે, અને તેવા કેટલાક ઇસુને હોય, તો તેમાં તદ્દન ખોટું છે, કે અસંભવિત છે એમ, કહેવાય નહિ. તેવી સિદ્ધિઓ આત્માના ઐશ્વર્ય આગળ અલ્પ છે. આત્માના ઐશ્વર્યનું તેથી અનંતગણું મહત્વ સંભવે છે. આ વિષયમાં સમાગમે પૂછવા યોગ્ય છે.

૧૭ પ્ર.-" આગળ ઉપર શો જન્મ થશે તેની આ ભવમાં ખબર પડે? અથવા અગાઉ શું હતા તેની? "

ઉ. તેમ બની શકે. નિર્મળજ્ઞાન જેનું થયું હોય તેને તેવું બનવું સંભવે છે. વાદળાં વગેરેના ચિન્હોપરથી વર્ષાદનું અનુમાન થાય છે, તેમ આ જીવની આ ભવની ચેષ્ટાપરથી તેના પૂર્વ કારણો કેવાં હોવાં જોઇએ, તે પણ સમજી શકાય;-થોડે અંશે વખતે સમજાય. તેમજ તે ચેષ્ટા ભવિષ્યમાં કેવું પરિણામ પામશે, તે પણ તેના સ્વરૂપપરથી જાણી શકાય; અને તેને વિશેષ વિચારતાં કેવો ભવ થવો સંભવે છે, તેમજ કેવો ભવ હતો, તે પણ વિચારમાં સારી રીતે આવી શકવા યોગ્ય છે.

૧૮ પ્ર. " પડી શકે તો કોને? " નો ઉત્તર-ઉત્તર ઉપર આવી ગયો છે.

૧૯ પ્ર. " મોક્ષ પામેલાનાં નામ આપ આપો છો તે શા આધાર ઉપર? "

ઉ. મને, આ પ્રશ્ન ખાસ સંબોધીને પૂછો તો તેના ઉત્તરમાં એમ કહી શકાય કે, અત્યંત સંસારદશા પરિક્ષીણ જેની થઇ છે તેનાં વચનો આવાં હોય, આવી તેની ચેષ્ટા હોય એ આદિ અંશે પણ પોતાના આત્મામાં અનુભવ થાય છે, અને તેને આશ્રયે તેના મોક્ષપરત્વે કહેવાય; અને ઘણું કરી તે યથાર્થ હોય એમ માનવાનાં પ્રમાણો પણ શાસ્ત્રાદિથી જાણી શકાય.

૨૦ પ્ર. " બુધદેવ પણ મોક્ષ નથી પામ્યા એ શા ઉપરથી આપ કહોછો? "

ઉ. તેના શાસ્ત્ર સિદ્ધાંતોના આશ્રયે. જે પ્રમાણે તેમનાં શાસ્ત્ર સિદ્ધાંતો છે, તેજ પ્રમાણે જો તેમનો અભિપ્રાય હોય, તો તે અભિપ્રાય પૂર્વાપર વિરૂદ્ધ પણ દેખાય છે;-અને તે લક્ષણ સંપૂર્ણ જ્ઞાનનું નથી. સંપૂર્ણ જ્ઞાન જ્યાં ન હોય, ત્યાં સંપૂર્ણ રાગદ્વેષ નાશ પામવા સંભવિત નથી. જ્યાં તેમ હોય ત્યાં, સંસારનો સંભવ છે, એટલે કેવળ મોક્ષ તેને હોય એમ કહેવું બની શકે એવું નથી; અને તેમનાં કહેલાં શાસ્ત્રોમાં જે અભિપ્રાય છે, તે શિવાય બીજો તેમનો અભિપ્રાય હતો, તે બીજી રીતે જાણવું અમને તમને કઠણ પડે તેવું છે અને તેમ છતાં કહીએ કે, બુધદેવનો અભિપ્રાય બીજો હતો તે, કારણપૂર્વક કહેવાથી પ્રમાણભૂત ન થાય એમ કંઇ નથી.

૨૧ પ્ર.—" દુનિયાની છેવટ શી સ્થિતિ થશે? "

ઉ.— કેવળ મોક્ષરૂપે સર્વ જીવોની સ્થિતિ થાય, કે કેવળ આ દુનિયાનો નાશ થાય તેવું બનવું મને પ્રમાણરૂપ લાગતું નથી. આવાને આવા પ્રવાહમાં તેની સ્થિતિ સંભવે છે. કોઇ ભાવ, રૂપાંતર પામી ક્ષીણ થાય, તો કોઇ વર્દ્ધમાન થાય; તે એક ક્ષેત્રે વધે તો બીજે ક્ષેત્રે ઘટે; એ આદિ આ સૃષ્ટિની સ્થિતિ છે. તે પરથી અને ઘણાજ ઉંડા વિચારમાં ગયા પછી એમ જણાવું સંભવિત લાગે છે કે, કેવળ આ સૃષ્ટિ નાશ થાય, કે પ્રલયરૂપ થાય એ, ન બનવા યોગ્ય છે. સૃષ્ટિ એટલે એક આજ પૃથ્વી એવો અર્થ નથી.

૨૨ પ્ર૦—" આ અનીતિમાંથી સુનીતિ થશે ખરી ! "

ઉ.— આ પ્રશ્નનો ઉત્તર સાંભળી જે જીવ અનીતિ ઇચ્છે તેને, તે (ઉત્તર) ઉપયોગી થાય એમ થવા દેવું યોગ્ય નથી. સર્વ ભાવ અનાદિ છે નીતિ–અનીતિ. તથાપિ તમે અમે અનીતિ ત્યાગી નીતિ સ્વિકારીએ, તો તે સ્વિકારી શકાય એવું છે, અને એજ આત્માને કર્ત્તવ્ય છે. સર્વ જીવઆશ્રી અનીતિ મટી નીતિ સ્થપાય એવું વચન કહી શકાતું નથી, કેમકે એકાંતે તેવી સ્થિતિ થઇ શકવા યોગ્ય નથી.

૨૩ પ્ર૦—" દુનિયાનો પ્રલય છે ? "

ઉ૦— પ્રલય એટલે જો 'કેવળ નાશ' એવો અર્થ કરવામાં આવે, તો તે વાત ઘટતી થતી નથી, કેમકે **સર્વ પદાર્થનો કેવળ નાશ થઈ જવો સંભવતો જ નથી.** પ્રલય એટલે સર્વ પદાર્થનું ઇશ્વરાદિને વિષે લીનપણું, તો કોઇ અભિપ્રાયમાં તે વાતનો સ્વિકાર છે, પણ મને તે સંભવિત લાગતું નથી, કેમકે સર્વ પદાર્થ–સર્વ જીવ એવાં સમપરિણામ શી રીતે પામે કે એવો યોગ બને ! અને જો તેવાં સમપરિણામનો પ્રસંગ આવે તો પછી ફરી વિષમપણું થવું બને નહીં. અવ્યક્તપણે જીવમાં વિષમપણું વ્યક્તપણે સમપણું એ રીતે પ્રલય સ્વિકારીએ તોપણ દેહાદિ સંબંધ વિના વિષમ-પણું શા આશ્રયે રહે ! દેહાદિ સંબંધ માનીએ, તો સર્વને એકેંદ્રિયપણું માનવાનો પ્રસંગ આવે.——અને તેમ માનતાં તો વિનાકારણે બીજી ગતિઓનો અસ્વીકાર કર્યો ગણાય, અર્થાત્ ઉંચી ગતિના જીવને તેવા પરિણામનો પ્રસંગ મટવા આવ્યો હોય તે પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે; એ આદિ ઘણા વિચાર ઉદ્ભવે છે. સર્વ જીવઆશ્રી પ્રલય સંભવતો નથી.

૨૪ પ્ર૦—અભણને ભક્તિથીજ મોક્ષ મળે ખરો કે ?

ઉ.— ભક્તિ જ્ઞાનનો હેતુ છે. જ્ઞાન મોક્ષનો હેતુ છે. અક્ષરજ્ઞાન ન હોય તેને, અભણ કહ્યો હોય, તો તેને ભક્તિ પ્રાપ્ત થવી અસંભવિત છે એવું, કંઇ છે નહીં. જીવમાત્ર જ્ઞાનસ્વભાવિ છે. ભક્તિના બળે જ્ઞાન નિર્મળ થાય છે. નિર્મળજ્ઞાન મોક્ષનો હેતુ થાય છે. સંપૂર્ણ જ્ઞાનની આવૃત્તિ થયા વિના સર્વથા મોક્ષ હોય એમ મને લાગતું નથી; અને જ્યાં સંપૂર્ણ જ્ઞાન હોય ત્યાં સર્વ ભાષા ( લિપિ) જ્ઞાન સમાય એમ કહેવાની પણ જરૂર નથી. ભાષાજ્ઞાન મોક્ષનો હેતુ છે. તે જેને ન હોય તેને, આત્મજ્ઞાન ન થાય એવો કંઇ નિયમ સંભવતો નથી.

૨૫. પ્ર૦—કૃષ્ણાવતાર ને રામાવતાર એ ખરી વાત છે ! એમ હોય તો તે શું ! એ સાક્ષાત ઇશ્વર હતા, કે તેના અંશ હતા ! તેમને માનીને મોક્ષ ખરો ?

ઉ૦—(૧) બન્ને મહાત્મા પુરૂષ હતા એવો તો મને પણ નિશ્ચય છે. આત્મા હોવાથી તેઓ

ઇશ્વર હતા; સર્વ આવરણુ તેમને મટર્યા હોય, તો તેનો મોક્ષ પણુ, સર્વથા, માનવામાં વિવાદ નથી. ઇશ્વરનો અંશ કોઇ જીવ છે એમ મને લાગતું નથી, કેમકે તેને વિરોધ આપતાં એવાં હજારો પ્રમાણુ દૃષ્ટિમાં આવે છે. ઇશ્વરનો અંશ જીવને માનવાથી બંધ, મોક્ષ બધાં વ્યર્થ થાય, કેમકે ઇશ્વરજ અજ્ઞાનાદિનો કર્તા થયો; એમ અજ્ઞાનાદિનો જે કર્તા થાય તે પછી, સહેજે, ઇશ્વર હોય ટોય, ઇશ્વિરપણુ ખોઇ બેસે; અર્થાત્ ઉલટું જીવના સ્વામી થવા જતાં ઇશ્વરને નુકશાન ખમવાનો પ્રસંગ આવે તેવું છે. તેમ જીવને ઇશ્વરનો અંશ માન્યા પછી પુરુષાર્થ કરવો યોગ્ય શી રીતે લાગે ! કેમકે તે રીતે તો કોઇ કર્તા હર્તા ઠરી શકે નહીં; એ આદિ વિરોધથી ઇશ્વરના અંશ તરીકે કોઇ જીવને સ્વિકારવાની પણુ મારી બુદ્ધિ થતી નથી; તો પછી શ્રી કૃષ્ણુ કે રામ જેવા મહાત્માને તેના યોગમાં ગણુવાની બુદ્ધિ કેમ થાય ! તે બન્ને 'અવ્યક્ત—ઇશ્વર' હતા, એમ માનવામાં અડચણુ નથી; તથાપિ તેમને વિષે સંપૂર્ણુ ઐશ્વર્ય પ્રગટયું હતું કે કેમ ! તે વાત વિચારવા યોગ્ય છે.

(૨) તેમને માનીને મોક્ષ ખરો કે ! એનો ઉત્તર સહજ છે. જીવને સર્વ રાગ, દ્વેષ, અજ્ઞાનનો અભાવ અર્થાત્ તેથી છુટવું તે મોક્ષ છે. તે જેના ઉપદેશે થઇ શકે તેને માન્યે, અને તેનું પરમાર્થસ્વરૂપ વિચારી સ્વાત્માને વિષે પણુ તેવી જ નિષ્ઠા થઇ, તે જ મહાત્માના આત્માને આકારે (સ્વરૂપે) પ્રતિષ્ઠાન થાય ત્યારે, મોક્ષ થવો સંભવે છે. બાકી બીજી ઉપાસના કેવળ મોક્ષનો હેતુ નથી. તેના સાધનનો હેતુ થાય છે, તે પણુ નિશ્ચય થાય જ એમ કહેવા યોગ્ય નથી.

૨૬. પ્ર.—" બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર તે કોણુ ? "

ઉ૦— સૃષ્ટિના હેતુરૂપ ત્રણુ ગુણુ ગણી તે આશ્રયે રૂપ આપ્યું હોય, તો તે વાત બંધ બેસી શકે છે, તથા તેવા બીજા કારણોથી તે બ્રહ્માદિનું સ્વરૂપ સમજાય છે; પણુ પુરાણુમાં જે પ્રકારે તેમનું સ્વરૂપ કહ્યું છે તે પ્રકારે સ્વરૂપ છે એમ માનવા વિષેમાં મારૂં વિશેષ વલણુ નથી, કેમકે તેમાં કેટલાંક ઉપદેશ અર્થે રૂપક કહ્યાં હોય એમ પણુ લાગે છે; તથાપિ આપણે પણુ તેનો ઉપદેશ તરીકે લાભ લેવો અને બ્રહ્માદિના સ્વરૂપનો સિદ્ધાંત કરવાની જંજાળમાં ન પડવું એ મને વિશેષ ઠીક લાગે છે.

૨૭. પ્ર.—" મને સર્પ કરડવા આવે ત્યારે મારે તેને કરડવા દેવો કે મારી નાંખવો ! તેને બીજી રીતે દૂર કરવાની મારામાં શક્તિ ન હોય એમ ધારીએ છીએ. "

ઉ૦— સર્પ તમારે કરડવા દેવો એવું કામ બતાવતાં વિચારમાં પડાય તેવું છે, તથાપિ તમે જો 'દેહ અનિત્ય' છે એમ જાણ્યું હોય, તો પછી અસારભૂત દેહના રક્ષણ અર્થે જેને તેમાં પ્રીતિ રહી છે એવા સર્પને, તમારે મારવો કેમ યોગ્ય હોય ! જેણે આત્મહિત ઇચ્છવું હોય તેણે તો ત્યાં પોતાના દેહને જતો કરવો એજ યોગ્ય છે. કદાપિ આત્મહિત ઇચ્છવું ન હોય તેણે કેમ કરવું ! ' તો તેનો ઉત્તર એ જ અપાય કે તેણે નરકાદિને પરિભ્રમણુ કરવું અર્થાત્ સર્પને મારવો એવો ઉપદેશ ક્યાંથી કરી શકીએ ? અનાર્યવૃત્તિ હોય તો મારવાનો ઉપદેશ કરાય; તે તો અમને તમને સ્વપ્ને પણુ ન હો, એ જ ઇચ્છા યોગ્ય છે.

# उच्च अने दीर्घ जीवन शुं छे ? ते केम कराय ?

(શ્રી મણિલાલ કેશવલાલ નાણાવટી. બી. એ. એલ. એલ. બી. જુનાગઢ.)

ગજલ.

( દીધાં છોડી પિતામાતા એ રાહ. )

ખરૂં તુજ ઉચ્ચ જીવન જો, કરી લેવા કદી ઇચ્છે;<br>
થયું જે તે ગયું જે તે, બધું એ તે, વિસારી દે —ખરૂં.<br>
ગઇ ગુજરી જવા દેજે, ભૂલી જા ભૂલ થઇ જે જે:<br>
નવું પાનું જીવનનું જે, નવે સરથી શરૂ કરજે —ખરૂં.<br>
કર્યે કલેશે ગઇ બાજી, નહીં વળશે કદી પાછી;<br>
" કર્યું મેં આમ જો હોતે," વિચારો એ નકામા છે. —ખરૂં.<br>
ગઇ ગતવાત સઘળી જે, થઇ નહોતી ગણી લે જે;<br>
શરૂ થઇ જીંદગી ગણજે, ફરીથી એકથી ભણજે. —ખરૂં.<br>
દિવસ પ્રત્યેક શું ઇચ્છે, ખરૂં તું જાણ તે બસ છે:<br>
દિવસ પ્રત્યેક શું ઇચ્છે, દિવસ પોતેજ કહી દેશે. —ખરૂં.<br>
થયાં વર્ષો તુને જે આજ, નથી એ જીંદગીનું માપ;<br>
કરે સદ્કાર્ય તું જે જે, જીવનનું માપ સાચું એ. —ખરૂં.<br>
નથી શ્વાસોની સંખ્યામાં, જીવનના માપની ગણના;<br>
કરે તું સદ્ વિચારો જે, જીવનનું માપ સાચું એ. —ખરૂં.<br>
નથી ઘટિકાના અંકોમાં, જીવનના માપની સીમા;<br>
હૃદયની શુદ્ધ ઉર્મિ જે, જીવનનું નામ સાચું એ. —ખરૂં.<br>
ઘટિકાના ટકોરાથી, કરીશ મા વખ્તની ગણતી;<br>
હૃદય તારાને ધબકારે, સમય ગણના કરી લેજે. —ખરૂં.<br>
અતિશય જે વિચારે છે, ધરે છે ઉચ્ચ વૃત્તિ જે;<br>
કૃતિઓ શ્રેષ્ટ જેની છે, મણિ દીર્ઘાયુ સાચો એ. —ખરૂં.

# મહાત્મા ઠાકુર હરનાથજી.

## એમની સંક્ષિપ્ત જીવનકથા.

(ગતાંકથી ચાલુ.)

(નર્મદાશંકર બાળાશંકર.)

એકવાર રાત્રે હરનાથજીનાં પત્નીને સર્પદંશ થયો. અનેક માણસોના કોલાહલથી પણ તેમની નિદ્રાનો ભંગ થયો નહિ. એવામાં એકાએક તે ઉંઘમાંને ઉંઘમાંજ બોલ્યા, "રાધા ગોવિંદ બોલીને સૂઈ જાઓ." જે લોકો મંત્રોપચાર કરતા હતા. તેમને હવે આશ્ચર્ય સાથે માલમ પડયું કે સર્પનું વિષ ઉતરી ગયું છે. હરનાથજી પોતે કહે છે કે "મારું જીવન સ્વાધીન નથી. એક પ્રહેલીકા જેવું છે. શ્રી કૃષ્ણ આ ક્ષુદ્ર દેહદ્વારા શા શા ખેલ કરે છે અને કરશે તે હું જાણતો નથી. મારે હાથે થતાં જે અસંભવિત કાર્યો તમે જુઓછો તે સર્વ તે લીલામયની લીલા છે. મારે કે તમારે એમાં અભિમાન કરવાનું નથી. આ દેહ ન હોત તો અન્ય દેહ વડે શ્રીકૃષ્ણ એ કાર્ય સાધી શકત."

પછી તેમણે કાસ્મીરના રાજ્યની નોકરી કરવા માંડી. હજી પણ ત્યાંજ છે. એકવાર તે પોતાની ઑફિસ સાથે જમ્મુથી શ્રીનગર જતા હતા. માર્ગમાં એક અલૌકિક બનાવ બન્યો. હરનાથજીને પ્રથમ જ્વર આવ્યો. થોડે કાળે તેમનું મૃત્યુ થયું હોય એમ સર્વને જણાયું. એવી અવસ્થામાં તે સાંજના ત્રણથી રાત્રિના એક સુધી રહ્યા. એ બનાવ વિષે લખતાં એક પત્રમાં હરનાથજી કહે છે કે "એક પરમ તેજસ્વી આકૃતિ મારી આગળ આવી ઉભી. તેમણે મને દેહમાંથી બહાર આવવા કહ્યું. હું જોઉં છું તો મને જગત્ પારદર્શક દેખાવા લાગ્યું. જમીનમાંથી રસ ચૂસતાં વૃક્ષનાં મૂળીઆંને હું જોઇ શકતો હતો. પર્વતની પેલી બાજુનો પ્રદેશ હું જોઇ શકતો હતો ઇ." તેજ દિવસથી એમના શરીરનો વર્ણ જે શ્યામ હતો તે પલટાઇને ગૌર બની ગયો. આ ફેરફારને લીધે એમના સ્નેહીઓ પણ પ્રથમ એમને ઓળખી શકતા નહિ.

એમની શક્તિઓ અદ્દભૂત છે. હજારો મનુષ્યો તે પ્રત્યક્ષ રીતે જોઇ શકે છે. લેખક પોતે કાસ્મીરથી આટલો દૂર છતાં ઠાકુરની નિઃસીમ શક્તિના બળે મૃત અવસ્થામાંથી ધીરે ધીરે સજીવ થતો જાય છે. હજારો મનુષ્યોનાં જીવનમાં એમણે અદ્દભૂત પરિવર્તન કર્યું છે. જે તરુણ ગૃહસ્થો માંસ, મદિરા અને સુંદરીમાંજ મુગ્ધ હતા તેઓ આજે હરિનામનો અવિરત જપ કરતા થયા છે અને દીન તથા દુઃખી જીવનાં આંસુ લુછતાં શીખ્યા છે. સ્નેહ, દીનતા, સ્વદોષ પર દૃષ્ટિ, પ્રભુ પ્રત્યે પ્રેમ અને ભક્તિમાં ચકચૂરપણું, એવા એવા એમના ગુણને લીધે જે કોઇ ઓળખે છે તેઓ તેમને ઇશ્વરતુલ્ય માને છે. સ્વ. બાબુ શિશિરકુમાર જેઓ ઠાકુરના મિત્ર કે ઉપાસક નહતા, માત્ર જેમણે સત્ય શોધક બુદ્ધિથી તેમને વિષે તપાસ કરી હતી, તે ઠાકુર હરનાથજી વિષે નીચે પ્રમાણે લખે છેઃ—

"આધુનિક સમયમાં ઠાકુર હરનાથ કરતાં વિશેષ તો શું પણ તેટલીજ શક્તિ ધરાવનાર પુરુષ અમારા જાણવામાં આવ્યો નથી. એમની શક્તિઓ એટલી બધી છે કે ઘણીવાર તેથી એમને પોતાને કંટાળો આવે છે, અને એ શક્તિઓ ક્ષીણ થાય એવું પણ તે ઇચ્છે છે. જીવનનો પ્રધાન હેતુ ઇશ્વરભક્તિ કરવાનો છે; કંઇ પોતાની શક્તિઓ વડે વિનોદ કરવા

કે કરાવવાનો નથી એવું તે માને છે. × × × × હરનાથ નાસ્તિકોને ભક્ત બનાવે છે, અસાધ્ય વ્યાધિ મટાડે છે, અને હિંસક પ્રાણીઓ પાળેલાં જાનવરની પેઠે તેમને અનુસરે છે. × × × × એમને વિષે કહેવાની સિદ્ધિઓ નજ મનાય એવી હોવાથી જે બાબત માટે અમને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું નથી તેને અમે સ્વીકારી નથી."

ઠાકુર હરનાથજી પાસે આ સર્વ સિદ્ધિઓ છે એ વાત નિઃસંદેહ છે. જેઓને પ્રત્યક્ષ પ્રમાણ જોઈતું હોય તેમણે કાશ્મીરનો પ્રવાસ કરવા તસ્દી લેવી. પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવે ઘણા કહેવાતા સુશિક્ષિત મનુષ્યો આત્મિક શક્તિઓને હસી કહાડે છે. એવા મનુષ્યોને ખરી સમજ આપવાને માટેજ ઉપરનું વાક્ય લખવું પડ્યું છે. ઠાકુર હરનાથજી પાસે જે સિદ્ધિઓ છે તે વિષે શંકા કરનારને અમે કાંઇ કહીશું નહિ. કેમકે તેઓ ગુજરાતમાં પૂજાય એવું અમે ઇચ્છતાજ નથી. પણ જ્યારે આત્મિક શક્તિઓને સોએ સો ટકા ઉડાવી દેવામાં આવે છે, અમારા વિશ્વવંદ્ય ઋષિ ગણોનો ઉપહાસ કરવામાં આવે છે ત્યારે તેમના જેવી સર્વ પ્રકારની શક્તિઓ ધરાવનાર મનુષ્યતરીકે અમે હરનાથજીને આગળ મૂકીએ છીએ કે જેથી પ્રાચીન મહા પુરુષો ઉપર અન્યાય ગુજરતો અટકે.

આટલું છતાં પણ એમના પૂજનીયપણાનો આધાર એમની સિદ્ધિઓ ઉપર નથી. એમનો સર્વવ્યાપી સ્નેહ અને પથ્થરને પણ આર્દ્ર કરે એવી દીનતા એ એમના પ્રધાન ગુણ છે. તે એક પત્રમાં લખે છે કે " જે તમને મળે તેમને કહો કે તેઓ પોતાનાં પાપનો બોજો મારે માથે મૂકી નિષ્પાપ અને પવિત્ર થઇ પ્રેમસિન્ધુ હરિને ભજે. નરક મને ભયનું સ્થાન નથી. તમને સર્વને સુખી અને પ્રેમી જોઇને હું મહા આનંદથી નરકમાં પણ કાળ નિર્ગમન કરી શકીશ. "

પંજાબ અને વાયવ્ય પ્રાંતમાં એમના ઉપાસકો હજારો છે; અશિક્ષિત નહિ પણ ઉંચામાં ઉંચી યુનિવર્સિટીની કેળવણી પામેલા છે. તેઓ ધારત તો એક નવો સંપ્રદાય કે સમાજ સ્થાપી શકત. પણ ભારતખંડમાં ધર્મના પડી ગએલા વિભાગોમાં વધારો કરવાની તેમની ઇચ્છા નથી. તેઓ જે ઉપદેશ કરે છે તે સર્વ દેશના અને સર્વ ધર્મના અનુયાયીઓને ગ્રાહ્ય થાય એવો છે. " यज्ञानां जपयज्ञोऽस्मि " એ ભગવદ્દ્વચન એમના ઉપદેશનો પાયો છે. " નામ લીધા કરો એટલે જગત્ તમારું થઈ જશે અને તમે જગતના થઇ જશો. જે કૃષ્ણનો સ્નેહી તે સકળ જગતનો સ્નેહી છે. નામ લેતાં લેતાં પ્રેમ ઉત્પન્ન થશે અને પ્રેમ ઉત્પન્ન થતાં પ્રેમમૂર્તિ હરિને તમે પ્રાપ્ત કરશો. સઘળા રોગની મહૌષધિ એક માત્ર કૃષ્ણ—નામ છે." આવા પ્રકારના ઉપદેશથી તે પોતાના આશ્રિતોને સન્માર્ગે પ્રેરે છે અને પોતાની અલૌકિક શક્તિ વડે તે માર્ગમાં ટકી રહેવાનું બળ આપે છે. એમના બંગાળી પત્રોના એક ખંડનું ગુજરાતીમાં ભાષાન્તર થયું છે [1]અને ક્રમે ક્રમે બીજાનું પણ થતું જશે. એ ગ્રંથમાળા પ્રકટ કરવાનું તથા આ લઘુ લેખ લખવાનું એટલુંજ પ્રયોજન કે જેઓની તે મહામંદિરમાં પ્રવેશ કરવાની ઇચ્છા છે અને જેઓ ભોમીઆની રાહ જોઈ રહ્યા છે તેઓ કૃતાર્થ થાય. જેઓ મને લખશે તેમને હું એ મહાત્માનું સરનામું ઘણી ખુશીથી આપીશ !

( નર્મદાશંકર. બાળાશંકર )
શાહપોર. સુરત. )

---

૧ જુઓ જાહેર ખબર.

# बुकर टी वॉशींग्टन:

બુકર ટી વૉશીંગ્ટનને શાળાની જમીનના પૈસા ભેગા કરતાં કેટલી હરકત પડી તે આ-પણે જોયું. એ વખતે લોકોનો ઉત્સાહ અને એનો અનુભવ મોટા ભાગે આપણે સાંભળ્યાં એ લખે છે કે "કોઈ પણ ઉચ્ચ ઉદ્દેશ માટે ખરેખરો ઉત્સાહ હોય તો તેને ઉત્તેજન અને મદદ બન્ને મળે છે. એક વાર કામ શરૂ કર્યા પછી પ્રથમ જેટલું મુશ્કેલ કામ લાગતું હતું એટલું લાગ્યું નહિ, થોડાજ માસમાં હમે સારી રકમ મેળવી અને તરતજ વિદ્યાર્થીઓએ પાયો ખોદવાનું શરૂ કર્યું. નિશાળના મકાનનો પાયો ખોદાયો. ૧૬ વર્ષ પ્હેલાં એ ગુલામી પ્રજા હતી. ૧૬ વર્ષ પ્હેલાં એજ નિશાળના મકાન આગળ એજ ગુલામો રાત્રી દીવસ વેઠ કરતા હતા. ૧૬ વર્ષ પ્હેલાં જે પ્રજાએ સ્વપ્નામાં પણ કેળવણીનો પડછાયો જોયો ન્હોતો તે પ્રજા ભિક્ષા માગી પૈસા એકઠા કરી પોતાના અભ્યુદય માટે નિશાળ બાંધવા ઉત્સાહથી તૈયાર થાય, પોતાના બાંધવો, વિદ્યાર્થીઓ, સગાવ્હાલાંઓ મિત્રો અને ગોરા અધિકારી વર્ગને પણ (જે વર્ગ થોડા વર્ષ એજ ગુલામોપર શેઠાઈ ભોગવતો હતો) એ મકાનનો પાયો નાં-ખવાની ક્રીયામાં ભાગ લેવા આમંત્રણ કરે, ત્યારે એ ક્રીયા વખતનો દેખાવ અને એ પ્રજાનો તે વખતનો ઉત્સાહ અદ્દભુત હોય તેમાં શી નવાઈ? ઉત્સાહ અને ખંતથી હમારૂં મકાન જેમ તેમ તૈયાર થવા માંડ્યું.

વિદ્યાર્થીઓને ઘરનું કામ અને ખેતીવાડી ઉપરાંત મકાન બાંધતાં પણ શીખવવા એવો પ્રથમથીજ દૃઢ નીશ્ચય હતો. મહેનત અને મજુરીને વેઠ ન ગણતાં મહેનતને સારે રસ્તે કેમ ખેંચવી, તેની વ્હેંચણી કેમ કરવી, સારામાં સારી અને નવામાં નવી રીતનો ઉપ-યોગ કેમ કરવો કે જેથી તેઓના પ્રયાસથી એકલી નિશાળને ફાયદો ન થતાં વિદ્યાર્થીઓને પણ ફાયદો થાય અને મહેનતનો ખરો અર્થ તેઓ સ્હમજે એજ મારો ઉદ્દેશ હતો. પુરાણી રીત પ્રમાણે મ્હારે શીખવવુંજ ન્હોતું. કુદરતની સર્વ વસ્તુઓની (હવા પાણી, વરાળ, વીજ-ળી વગેરેની)મદદ હમારે તદ્દન જરૂરની હતી અને એનો ઉપયોગ શીખવવાનો મ્હારો ઉદ્દેશ હતોજ.

"વિદ્યાર્થીઓની મદદથી મકાન બાંધવા સ્હામે મ્હને ઘણાએ સલાહ આપી હતી પણ એ સલાહ મ્હારે માટે નકામી હતી. મ્હારા કામ માટે જેને સંશય લાગતો ત્હેને હું હમેશ કહેતો હતો કે અનુભવી કારીગરો બાંધે તેવા સારા કે સગવડવાળા મકાન પ્હેલા કદાચ હમા-રા વિદ્યાર્થી નહિ બાંધી શકે, તોપણ એ મકાન બાંધતી વખતે વિદ્યાર્થીઓ મહેનત સ્વ-માન અને ટેકના અમુલ્ય પાઠ શીખી સગવડની ખોટ પુરી પાડશે. વિદ્યાર્થીઓનો મ્હોટો ભાગ ઘણીજ કંગાળ સ્થિતિમાં હતો અને તેથી તેઓને આવતાંને વાર સારા સુશોભિત સગવડ વાળા મકાનમાં ગોઠવી દઈએ તો કદાચ તેમને મઝા તો પડે, પણ પછી મહેનત એટલે શું તે જાણવાની તેઓ દરકાર કરે નહિ. એટલાજ માટે એ લોકોની મહેનતથીજ મેં મકાન બાંધતાં શીખવવાનું શરૂ કર્યું."

નિશાળ બંધાઇ અને બુકર ટી, વૉશીંગટનના ઉત્સાહથી એની પ્રજામાં કેળવણીનું બી રોપાયું. ધીરે ધીરે તેણે પોતાના દેશના એક છેડાથી બીજા છેડા લગી કેળવણીનો પ્રકાશ

પાડયો. ભાંગી ગયલા તબેલામાંથી એક ભવ્ય નિશાળ એજ ઉત્સાહી પુરૂષની મહેનતથી ઉદ્દભવી. પોતાના બાંધવોને દરેક ઉદ્યોગ શીખવવાને એજ મ્હાત્માએ જીવતોડ મહેનત કરી-સુથાર કામ, કડીયા કામ, ઈંટ બનાવવાનુ કામ, લુહાર કામ, મકાન બાંધવાનું કામ, ખેતી કામ વિગેરે સર્વ ન્હાના મ્હોટા ઉપયોગી ઉદ્યોગો એણે જાતમહેનતથી ખીલવ્યા. વીસ વર્ષની ટુંક મુદ્દતમાં કેળવણીનો પ્રચાર આ પુરૂષે એકજે હાથે કર્યો. સુખ દુખના ડુંગરા ખમી પોતાનો ઉચ્ચ ઉદ્દેશ પાર પાડયો અને માત્ર પોતાના ઉત્સાહને લીધે અંધારામાં-ફાંફાં મારતા હજારો બાંધવોને પ્રકાશમાં ઘસડી લાવ્યો. વીસ વર્ષ પ્હેલાં એક પાઈની પણ સીલક વગર એક ખંડીયરમાં ૩૦ વિદ્યાર્થીઓથી કેળવણીનો પ્રચાર કરવા હીમ્મત કરી. આજે ૨૩૦૦ એકર જમીન એ શાખાની માલેકીની છે. ૭૮૦ એકર જમીનપર આજે વિદ્યાર્થીઓ ખેતી કરે છે. એજ જમીનપર આજે ૪૦ મકાનો બંધાયાં છે. તેમાંના ૪ શિવાય સર્વ મકાનો વિદ્યાર્થીઓએ બાંધ્યા છે.

વિદ્યાર્થીઓ આજે નવામાં નવા અને સુધરેલી ઢબના સાંચાઓથી ખેતી કરે છે. આ શાળામાં ધાર્મિક અને બીજી કેળવણી ઉપરાંત ૨૮ ઉદ્યોગી ખાતાંઓ ચલાવવામાં આવે છે. ૩૦ વિદ્યાર્થીઓથી શરૂ થયલી શાળામાં આજ ૧૧૦૦ વિદ્યાર્થીઓ આફ્રીકા, ક્યુબા, પોર્ટોરીકો અને દુર દેશાવરોમાંથી આવી કેળવણીનો લાભ લે છે. ૮૬ શિક્ષકો શાળાઓ ચલાવે છે અને બધુ મળી ૧૪૦૦ લોકો નિશાળમાં રહે છે. આ શાળાનો વાર્ષિક ખર્ચ ૮૦૦૦૦ ડોલર છે. આ શાળામાંથી ૩૦૦૦ સ્ત્રી પુરૂષો પસાર થયા છે અને દેશના જુદા જુદા ભાગમાં કામે લાગ્યા છે જે જે શહેરોમાં આ શાળાના ગ્રેડયુએટો જાય છે તે સર્વ શહેરોમાં ફેરફાર થતાં જોવામાં આવે છે. તે શહેરોમાં કેળવણીમાં વધારો થાય છે. નીતિ રીતિ સુધરે છે અને પૈસાનો પણ સદુપયોગ થાય છે. શાળાનું કામ નીચે પ્રમાણે ચાલે છેઃ—૫ વાગ્યે સ્હવારના ઉઠવાનો ઘંટ; ૬ થી ૬.૨૦ હલકું ભોજન. ૬-૨૦ થી ૬-૫૦ ઓરડા સાફ કરવાના ૬-૫૦ થી ૭-૩૦ બીજું કામ, ૭-૩૦ થી ૮-૨૦ સવારનો અભ્યાસ, ૮-૨૦ શાળામાં જવાનો ઘંટ, ૮-૨૫ વિદ્યાર્થીઓના પોષાક વિગેરેની તપાસ, ૮-૪૦ દેવળમાં પ્રાર્થના ૮-૫૫ થી ૯ પાંચ મીનીટ ન્યુસ પેપર સાથે. ૯ નિશાળનું કામ શરૂ. ૧૨ નિશાળ બંધ. ૧૨-૧૫ ભોજન. ૧ વાગ્યે બપોરે બીજું કામ. ૧-૩૦ નિશાળ. ૩-૩૦ નિશાળ બંધ ૫-૩૦ બધું કામ બંધ. ૬ વાગ્યે રહાંજે ભોજન, ૭-૧૦ પ્રાર્થના. ૭-૩૦ અભ્યાસ. ૮-૪૫, અભ્યાસ બંધ. ૯-૩૦ રાતના સુઈ જવાનો ઘંટ.

બુકર ટી વૉશીંગટનનો ઉત્સાહ એટલેથી અટક્યો ન્હોતો. તેણે સીદ્દીઓની કોનફરન્સ (Negro Conference) મજુરોની કોનફરન્સ (Worker's Conference) અને સીદ્દીઓ માટે એક વ્યાપારી મંડળ સ્થાપ્યાં. થોડાક સમયમાં તે અમેરીકામાં એક જાણીતો અને લોકપ્રીય વક્તા થયો, દરેક મ્હોટી સભામાં બોલવા માટે એને આમંત્રણ આવતાંહતાં. અને હાવર્ડ યુનિવર્સીટીએ (Howard University) તરફથી એની વિદ્યા અને સેવા માટે એક માનની ડીગ્રી પણ આપવામાં આવી. અમેરીકાના પ્રેસીડેન્ટને પણ પોતાની શાળાનુ કામ બતાવી પુરવાર કરી આપ્યું કે જંગલી સીદ્દીઓ પણ ઉત્સાહ અને કેળવણીથી પોતાને અને પોતાની સ્થિતિને સુધારી શકે. થોડાજ વર્ષપર એ યુરોપ અને ઈંગ્લાંડની મુસાફરી ગયો હતો. ત્યાં પણ એની કીર્તી અને

એની સેવાના ગાન એની પાછળ આવ્યાં હતાં ઈંગ્લાંડમાં મ્હોટા અમીર ઉમરાવોને ત્યાં એનો આદર સત્કાર થયો અને ડ્યુક અને ડચેસ ઓફ સધરલેન્ડ અને કારેનગી જેવા કરોડપતીના હૃદયો જીતવાને ભાગ્યશાળી બન્યો, પોતાના જીવનચરીત્રનો હેવાલ પુરો કરતાં એ લખે છે કે ' ૨૫ વર્ષ અગાઉ જે શહેરમાં હું પુલ નીચે ભુખ્યો તરસ્યો આખી રાત્રી પડી રહ્યો હતો ત્યાં આજે હજારોના આમંત્રણથી હું ભાષણ આપવા આવ્યો છું. હજારો કાળા અને ગોરા લોકોની સમક્ષ મ્હેં મ્હારૂં ભાષણ પુરૂં કર્યું છે. આશા અને આનંદના છાંટા મ્હેં તેઓ ઉપર નાંખ્યા છે. એ બન્ને લોકોની માયાને લીધે આજે આ મ્હારી જન્મભુમીમાં મ્હને જે મ્હોટું માન મળ્યું છે તે માટે તેઓનો અને પ્રભુનો પાડ માનું છું. "

એના જીવનચરીત્રમાંથી ત્રણ વચનો ટાંકી આ લેખ સમાપ્ત કરીશું:—

" કવિતા લખવામાં જેટલું માન સમાયું છે એટલુંજ હળ ખેડવામાં પણ છે, એ જ્યાં લગી અમુક પ્રજા શીખશે નહિ ત્યાં લગી તે પ્રજાનો અભ્યુદય અસંભવિતજ છે—"

" જે માણસ અમુક રંગ, અમુક ન્યાતના કે અમુક જાનના પક્ષપાતથી અંધ થશે. તે જગતની સર્વોત્તમ વસ્તુથી સર્વદા અજ્ઞાત રહેશે "

**ધીરજમાં, ક્ષમામાં, ખંતમાં, દુખ ખમવાની શક્તિમાં, લાલચો હઠાવવાના બળમાં, કરકસર કરવામાં, કૃપા સંપાદન કરવામાં, બીજાઓની સાથે હરીફાઇમાં ઉતરવાની શક્તિમાં, વ્યાપારમાં, વિજય મેળવવામાં, ખોટાને ફેંકી દેવામાં, મ્હોટાઇમાં પણ દીન થવામાં, વિદ્વાન છતાં સાદા રહેવામાં, ઉચ્ચ છતાં પણ સર્વના સર્વદા સેવક રહેવામાં આપણી પરીક્ષા હજુ થવાની છે.**

---

# पत्रपेटी.

પ્રિયભાઇ શ્રીયુત. + + + +

વિશેષ આપનો તા. ૨૭–૫–૧૨ નો પત્ર મળ્યો વાંચી આનંદ થયો. આપે લખ્યું કે પત્ર ઘણો ઉપયોગી છે, તથા વાંચકોના સારા અભિપ્રાય આવે છે વિગેરે. પરંતુ ભાઇ શ્રી હું કાંઇ તેવી સારી લેખક નથી. પરંતુ પૂર્વ શુભસંસ્કાર અનુસારે મ્હારો સંબંધ એવો થયેલો છે કે હું જ્યાં નજર કરૂં ત્યાં ઉત્તમ વિચારો દર્શાવનારાં પુસ્તકો નજરે પડે છે. તેમ સાધારણ વ્યવહારિક વાતચીત વખતે પણ તત્વજ્ઞાન સાંભળવામાં આવે છે. તેથી મ્હારા હૃદયની ખડકીનું દ્વાર વ્યવહારિક ન થતા અંદરના પ્રકાશના કીરણમાં મનને રમણ કરવાના પ્રસંગ મળવાથી જે વિચારો ઉદ્ભવે છે, તે વિચારોને વૈખરીવાણીમાં વાની રૂપે ફક્ત હું પીરસનારી છું. તેમાં મધુરતા કે સ્વાદ લેવાની ખુબી વાંચકોના શુદ્ધ નિર્મળ મન ઉપર છે, ગમે તેવું સારૂં રૂચીકર ભોજન તૈયાર કરી પીરસવામાં આવે પણ જમનાર ક્ષયથી પીડાતો હોય તો તે શી રીતે ગ્રહણ કરી શકે !! હું તો એક યંત્રવત વગરભાને જેમ આંતરપ્રેરણાશક્તિ લખાવે છે તેમ લખું છું, ને તે લખવામાં પણ મહાન સંતો તથા પરોપકારી પુરૂષોએ જે વચનો મહાન અગાધ પ્રયત્ને દર્શાવેલાં છે તેનું પાન કરી પચાવી તેમાંથી કલ્પનારૂપે અનુભવથી કાલાવાલા રૂપે તોતળી વાણીમાં વદું છું. તે જેમ મુરબીઓ, અજ્ઞાન ચાર પાંચ વરસના

બાળકની વાણીમાં મધુરતા તથા મિષ્ટતાનું ભાન કરી આનંદ માને છે તે કાંઇ તે બાળકની ખુબી યા બુદ્ધિ નથી પણ તે આનંદ માનનારની છે.

આ સંસારની ઘટના એવી વિચિત્ર છે કે તેનો પાર કોઇ પામી શક્યું નથી. એક નાહાના અણુથી માંડીને સૂર્ય સુધીની રચના અમુક નિયમસર ચાલી જાય છે. આ બધી રચનાનો ફેરફાર આકર્ષણશક્તિથી થયા કરે છે. મહાન્ વિશ્વમાં બે વસ્તુઓ વગર સંરતે પરસ્પરાનુવર્તિ નિયમથી જોડાઇ ત્રીજી વસ્તુ ઉત્પન્ન કરે છે. ને તેનેજ ખરેખરી રીતે સરજન યા દૈવી ઉદ્‌ભવ કહેવામાં આવે છે. આ આકર્ષણશક્તિ ક્યાંથી ઉત્પન થાય છે, ને તે શું છે ? તે સમજવાથી ફક્ત સુખ ઉત્પન્ન થાય છે. દરેક પ્રથક્ પ્રથક્ અણુને જોડનાર આકર્ષણ શક્તિને પ્રેમ કહેવામાં આવે છે, એટલે પ્રેમ એજ આ જગતમાં ગતિ આપનાર કહો, યા ફેરફાર કરનાર કહો તો તે છે. દરેક સ્થુલ પદાર્થમાં સ્ત્રીતત્ત્વ ને પુરૂષતત્વ રહેલું છે તેને સ્ત્રી પુરૂષ કહો યા પુરૂષ પ્રકૃતિ કહો પણ તેમને જોડનાર પ્રેમરૂપ એક શક્તિ છે. તેને સરજન શક્તિ કહો કે પરમાત્મા કહો કે અનુભવમાં આવે તે કહો, પરંતુ બે વસ્તુ આ શક્તિથી આકર્ષાઇ એકરૂપ થઇ પોતાનું સ્વપણું ભુલી જાય છે ત્યારે રૂપાંતર થઇ ત્રીજી વસ્તુ પ્રાપ્ત થાય છે. હવે આ પ્રાપ્ત થયેલી વસ્તુ સુખદાયક કે દુખદાયક નિવડવી તે જોડાણ કરનાર પ્રેમશક્તિ ઉત્પન્ન થતી વખતે જે વિચાર સ્થિતિ હોય છે તેને અનુસરી તે પદાર્થ ઉત્પન્ન થાય છે.

હવે આ શક્તિ ઉત્પન્ન થવામાં બન્ને તરફનું બળ ગતિમાન થાય છે. એક સ્થૂલ ભાગ એટલે જેનો વ્યવહાર સ્થૂલ પદાર્થોને લગતા કાયદા કાનુનને અનુસરી ચાલી રહેલા છે, ને બીજો ભાગ દૈવી આંતર અવસ્થાનો છે, જેનો પ્રકાશ ચૈતન્ય શક્તિથી સ્ફુરે છે, ને તે કુદરતના કાયદા કાનુનને અનુકુળ રહી અનુસરે છે. એટલે દરેક કારણ સંતત્ પરીણામ પ્રકટાવે છે. હાલમાં આપણા સામાજીક બંધારણમાં સ્ત્રી પુરૂષો યુરોપ તથા અમેરીકાના સહવાસમાં આવવાથી ઉત્તમ દેખાતી વસ્તુનું અનુકરણ કરવાના નિયમ અનુસારે મુંબાઇ, સુરત, અમદાવાદ વિગેરે મોટા શેહેરોમાં પ્રેમશક્તિનો આવિર્ભાવ પ્રથમ એટલે સ્થૂલ ભાગમાંથી પ્રવર્તી રહેલો હોવાથી પશ્ચીમના આવરણોના સંસ્કારો પારસી, નાગર, વણીક, ભાટીયા વિગેરે ઉચ્ચજાતિમાં સુધારા રૂપે પ્રવેશી તેની રીતભાત બોલવા ચાલવામાં પહેરવેશમાં તથા સાધારણ વ્યવહારમાં આવવાથી બીજો ભાગ જે દૈવી આંતર અવસ્થામાંથી થતું સ્ફુરણ બંધ થઇ ગયું છે, ને તેના ઉપર કામ ક્રોધ, લોભ, મોહ મદ મત્સરના આવરણ ચઢી તેનું વિસ્મરણ થવાથી સ્થૂલતામાં એટલે લૌકિક પદાર્થોમાં સુખ માની તે પ્રાપ્ત કરવામાં તથા તેનો ઉપભોગ કરવામાં ખરૂં પુરૂષાર્થ માની આંતરસુખ પરહરી, નાશવંત વસ્તુના સંગ્રહમાં આનંદ માની તેને ભોગવવા સદા અમર છીએ તેવું ભાન રાખી આ સ્થુલ જીંદગીજ ખરૂં સ્વરૂપ છે ને તે પછી કાંઇ નથી. તે ભાનમાં આયુષ્ય વ્યતીત કરે છે. ને તે ભાવનામાં એટલી બધી નાજુકાઇ શરીરમાં તથા મનમાં આવી ગઇ છે કે આપણે જોઇશું તો પચીસ ત્રીસ વરસની ઊમર થતાં થતાં તો સર્વ મોહક વસ્તુ પરીત્યજી આ સ્થુલ દેહમાંથી આર્ય બ્હેનો ચાલી જાય છે. અગર તો મોહક વસ્તુ પ્રાપ્ત કરવામાં ને તેને ભોગવવામાં સ્વસ્વાર્થ પરાયણ બુદ્ધિ હોવાથી અલ્પ આયુષ્ય પણ આંતરકલેશથી ભોગવે છે. દાખલા રૂપે એક બ્હેન મારા જોવામાં આવી છે કે તે ઇંગ્રેજી સારૂં જાણે છે. તેમ તેમનો સંસાર પણ સુખી

છે એટલે ધન દોલત ગાડી ઘોડા ને સુખના પદાર્થો તથા વૈભવી પદાર્થો જોઇયે તે કરતાં વધારે છે, તથાં અનુકુળતાવાળાં છે, પરંતુ તેમની શરીરસંપત્તિ પોતાના કરતાં વધારે વૈભવ વાળા તરફ દ્વેષદ્દષ્ટી કરવાથી આંતર હમેશાં બળવાથી ઘણી નાજુક થયેલી છે. દીવસમાં જ્યારે પાચન કરાવે તેવી બે ચાર વાર દવા લે ત્યારે પાશેર અન્ન પચી શકે. તે એક દીવસ ઊત્તમ વસ્ત્ર અલંકાર સજી આરામખુરશીમાં એક ડાકટર સાથે વાત કરતાં બેઠાં હતાં. તેવામાં એક લાલઝુમ જેવી હષ્ટ પુષ્ટ મજુરણ ફાટેલાં કપડાંમાં કંઇ પારસલ લઇને આવી. તેને દેખી તે શેઠાણીયે નાકે લુગડું આડું ધર્યું ને નોકરને હુકમ કર્યો કે આવા ગંદા લોકોને કેમ આવવા દો છો ? ડોકટર સમજુ હોવાથી વિનોદમાં શેઠાણીને કહ્યું કે અમૃતરસ ભરેલી કુલડી તમે પસંદ કરશો કે પેશાબ ભરેલી ઊત્તમ સોનેરી રંગવાળી શીશી પસંદ કરશો ? ત્યારે શેઠાણીયે કહ્યું કે પેશાબવાળી શીશી કોણ પસંદ કરે ? ત્યારે ડોકટરે કહ્યું કે પેલી મજુરણનું લોહી કેવું શુદ્ધ છે તે જુઓ. તેના ફાટેલા કપડામાં તેનું મ્હોં કેવુ તેજસ્વી તથા આનંદી છે ને જ્યારે તે આનંદમાં નિમગ્ન રહેતી હશે ત્યારે આવી તનદુરસ્ત છે. તમે સારા કપડામાં તથા દરેક મોજ. શોખવાળી વસ્તુઓથી ઘેરાયેલાં છો, પણ જો કામીનીઆ ઓઇલ કે સેન્ટ તમારાં કપડાં કે રૂમાલમાં ન રાખ્યું હોય તો રોગના લીધે એવી ખરાબ બદબો તમારા શરીરમાંથી આવે છે કે કોઇ પાસે ન બેસે. આ સાંભળી શેઠાણી શરમાઇ ગયાં.

હાલનું વાતાવરણ કાંઇ ફરવા લાગ્યું છે ને તેવા વખતમાં બાબુ હરનાથ તથા તેની પત્નિ જેવી જીંદગી ગાળવાથી પરમ સુખ આંતરદ્રષ્ટિ ઊઘડવાથી મળે છે તેનું ભાન કરવા સારૂ આ સાથેનો પત્ર મોકલ્યો છે. તે પત્ર એકવાર વાંચી સડપી દેવાનો નથી. પણ તેના દરેક વાક્ય તથા તેની રચના તથા શબ્દનું રહસ્ય મનમાં ઊતારી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન થાય તો ઘણો લાભ મળે. દરેક ગામમાં અગર શહેરમાં બે ચાર કે પાંચ એવા જોડાના વાતાવરણના પ્રકાશમાં જો આપણે આવીયે તો બુદ્ધિમાં ઘણો ફેરફાર થઇ, દરેક સ્ત્રી પુરૂષનું વાતાવરણ નિર્મળ થઈ થોડી મુદતમાં આપણો દેશ એક જુદો દેશ થઈ જાય ને તેવા વાતાવરણમાં ઊછરતી પ્રજાપણ ભવિષ્યમાં મહાન વીર પ્રજા થાય.

કોઇ સારી વસ્તુ પ્રાપ્ત થાય તો એકલસુરા થઇ પોતે પાન કરી બેશી રહેવા કરતાં આપણા સ્નેહી સંબંધીમાં લ્હાણી કરવાથી ઘણો આનંદ પ્રાપ્ત થાય તે નિયમ અનુસારે મ્હેં પ્રવૃત્તિ કરેલી છે. સર્વના વિચાર અનુકુળ હોતા નથી. કપાળે કપાળે જુદી મતિ હોય છે માટે કોઇ બ્હેનને આમાં દોષ જણાય તો દર ગુજર કરવા વિનંતી છે. વળી અન્ય પ્રસંગે ઇશ્વર કૃપા હશે તો વિસ્તારથી આ વિષય ઊપર વિચાર કરીશું. હાલ લંબાણ થવાથી ઇતિ શિવમ્.

લી. સ્નેહ ઇચ્છીત બ્હેન ચંપા ગવરી, મ્હેતાના
યથા યોગ્ય સ્વીકારશો.

---

સ્થલ સંકોચને લીધે મહાત્મા શ્રી હરનાથનો પત્ર આવતા અંકમાં પ્રકટ કરવામાં આવશે તેને માટે સુજ્ઞ વાંચકો ક્ષમા અર્પશે.

અધિપતિ.

# तोखमे तासीर ओर सोबते असर.

( શા. સા. મગનલાલ દલપતરામ ખખ્ખર મુંબઇ. )

આખા કુટુંબનો, જ્ઞાતિનો, પ્રજાનો યાને આખી દુનિઆનો આધાર, તેની અંદર સારા અગર નરસા માણુસોનો સમાવેશ થયો હોય તેના ઉપર મુખ્યત્વે કરીને હોય છે. ઘણા કુટુંબો મળીને જ્ઞાતિ થાય છે, ઘણી જ્ઞાતિઓ મળીને રૈયત થાય છે. દરેક દેશની જૂદી જૂદી પ્રજાના સંબંધમાં હર વખતે ઉપરોક્ત કહેવતે પોતાનો પાઠ કેટલો ભજવ્યો છે તે પ્રત્યેક રાજ્યના ઈતિહાસ ઉપરથી આપણને માલમ પડે છે.

આ વિષયના અંગમાં ઘણી બાબતો આવી જાય છે. જેવું બીજ તેવું ફળ અને જેવી સોબત તેવી અસર. એક ન્હાના બીજમાંથી મ્હોટું વૃક્ષ થાય છે, તે પ્રમાણે આ ન્હાની કહેવતનો માર્મિક અર્થ એટલો ઊંડો છે, કે તેનું મ્હોટા વિસ્તારમાં પ્રથકરણ કરી વર્ણન કરવાથી તેનો બરાબર ખ્યાલ આવશે.

જેવું વાવીશું તેવુંજ લણીશું. તેનું તેવુંજ ફળ ઉપજશે. જેવી સોબત કરીશું તેવી આપણા પર અસર થયા વગર રહેશે નહિ. આ કહેતિ ન્હાના અને મ્હોટા, રંક તેમજ રાય સર્વને લાગુ પડે છે, અને આ જગતને વિષે તે, ચેપી રોગની માફક, તુર્ત ફેલાઇ તેની જબરી અસર થયા વગર રહેતી નથી.

જ્યારે સ્ત્રી સગર્ભા હોય છે ત્યારે શબ જતું હોય, અગર મુસલમાનોના ( તાજીઆ ) તાબુતો જતા હોય તો તે જોવાને માટે તેને સાફ મનાઇ કરવામાં આવે છે. તેનું મુખ્યકારણ એ કે તે જોવાથી સ્ત્રીના મનમાં કંઈ માઠી અસર થઈ જાય તો ગર્ભાશયમાં રહેલા બાળકને તે કરતાં પણ અધિક માઠી અસર થાય છે. તેટલા માટે જેમ બને તેમ સગર્ભા સ્ત્રીએ પોતાનું મન શાંત ને ખુશ રાખવું વિશેષ આવશ્યક છે. જો કદાચ માતપિતા ક્રોધી, હઠીલા, કે રીસાળ હોય તો તેનો સ્વભાવ બાળકમાં તુર્ત આવ્યા વગર રહેતો નથી. અને બાળક રીસાળ, હઠીલું યા ક્રોધી થાય છે, ત્યારે સગાંવહાલાંઓ કહે છે કે ' આ છોકરો તે કોના જેવો થયો, ' અગર ' જુઓ તો ખરા ! અત્યારથીજ રીસ, કેટલી છે, હઠ કેટલી છે, ? એતો એના માબાપના ગુણ આવ્યા. ' એ શું કહી આપે છે કે નવ માસ લગણ માતાના ઉદરની સોબતને લીધે માતામાં રહેલા ગુણોની તેમજ પિતાના તોખમની અસર એ બાળકને થઈ.

જન્મ લઇ દુનિઆની હવા ખાવા તે શરૂ કરે છે ત્યારથીજ તેને માતાની અહોનિશ સોબત રહે છે. હવે જો માતા ગુણવતી, સુશીલ, અને ધૈર્યવતી હોય તો તેને તેવાજ શબ્દો વડે આશ્વાસન આપી તેનું મન પ્રફુલ્લિત રાખે છે, અને તેના સર્વ પ્રશ્નોનું સમાધાન કરવા પ્રેમાળ અને કોમળ ઉત્તર વડે તેના મગજમાં પ્રત્યેક ચીજની ઓળખાણ કરાવે છે. જો સ્ત્રી ફૂઆડ હશે તો કહેશે ' જા મ્હારા પીટ્યા, આઘો ખસ. એતો રડયો રડ રડ કરી પજવ્યાજ કરે છે ' એમ કહી ચીમટો ( અગર ઉમેડીઉં ) ભરે છે. એમ કરતાં કરતાં છોકરો હરતો ફરતો થયો, અને હલકા છોકરાઓની સોબત લાગી તો તેના મગજ ઉપર ખરાબ અસર થાય છે–ખરાબ છાપ તેના મન પર પડે છે. જાત જાતની ચીજો બનાવવાને

બીબાં અગર ફરમા ( પેટર્ન ) બનાવવા પડે છે, અને ગાળેલો રસ રેડવાથી તેવી જાતની નવી નવી ચીજો થાય છે. જેમ કે બીડની જાળીઓ, રમકડાં, વગેરે રકમબંધ ચીજો એવી રીતે થાય છે. તેજ પ્રમાણે મગજ ' એક બીબું ' છે. તેમાં ઉત્તમ સોબતરૂપી રસ ઓતવાથી-રેડવાથી તેના મન પર સારો સંસ્કાર થાય છે અને ખરાબ સોબતથી ખરાબ સંસ્કાર પડે છે.

કૂમળા છોડ અથવા વૃક્ષની ડાળીઓ જેમ વાળવી હોય તેમ વળે છે. છત્રી હેન્ડલ, અગર જંગમારી બાંકડા, અથવા લાકડીઓ જેણે જોઇ હશે તેને વિદિત હશે કે એ લાકડીના હાથાને જે વાંક આપેલો છે તેની નીચે કાળાશ હોય છે. તેનું કારણ એ કે જ્યારે એ લાકડી તાજી કાઢવામાં આવે છે, ત્યારે જો કૂમળી હોય તો પકડવાનો હાથો બનાવવા તેને વાંક આપી બાંધી રાખે છે, અને જો કદાચ લાકડી સહજ પાકટ થઈ ગઇ હોય તો નીચે અગ્નિનો તાપ આપી તેનો વાંક વાળે છે, જેથી ત્યાં કાળાશ મારી જાય છે. તેજ પ્રમાણે બાળકનું મગજ કૂમળું હોય છે, અને તેને જેટલું વાળીએ તેટલું વળે છે. માટે નાનપણથી બાળકનું મન તેની આસપાસ તેના સંસર્ગમાં આવતી ચીજોનું ગ્રહણ સત્વર કરે છે. તે વખતે ત્હેનામાં અનુકરણ કરવાની શક્તિ ઘણી જલદ હોય છે. પોપટ જેવું કાલુ કાલુ બોલે છે પણ પોપટને તો શિક્ષણ આપવા પ્રાતઃકાળમાં ગોખણપટ્ટી કરાવવી પડે છે, અને બાળક તો ફક્ત નજરે જોઇનેજ શીઘ્રગતિએ ગ્રહણ કરે છે. જેવું માબાપ વર્તન કરે તેવું બાળકો આચરણ કરે. કહેવત છે કે ' ઘરમાં બોલે ઠેકરાં તો બહાર બોલે છોકરાં. ' માટે બાળકોના મગજ ઉપર સારી છાપ પાડવા અર્થે સદ્વિચારો તેઓના મનમાં ઉતારવા સતત પ્રયાસ કરવો, એ માબાપનું કર્તવ્ય છે. આ સ્થળે પોપટીની વાર્તા યાદ આવે છે. એક પોપટીનાં બે બચ્ચાં હતાં. તેમાંથી એક બચ્ચું કોઇ સારા ગૃહસ્થને ત્યાં વેચાયું, અને બીજું કસાઇને ત્યાં વેચાયું. ગૃહસ્થને ત્યાં વેચાયલો પોપટ સારું શિક્ષણ પામ્યો, અને ' ચિત્રકોટકે ઘાટપર, ભઇ સંતનકી ભીડ, તુલસિદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર ' એવાં ભક્તિનાં વાક્યો બોલવા લાગ્યો. કસાઇને ત્યાં વેચાયલો પોપટ " મારો, કાપો " એવાજ શબ્દો સિવાય કંઇ બીજું ઉચ્ચારતો ન હતો. આ બે પોપટનાં બચ્ચાં પરથીજ વિચાર કરો કે સારા ગૃહસ્થના ઘરમાં રહી એક પોપટ ભગવાનનું નામ લેતાં શીખ્યો, અને બીજો કસાઇના ઘરમાં જવાથી તુચ્છ શબ્દોનો ઉચ્ચાર કરતાં શીખ્યો. એ પણ સંગતનુંજ પરિણામ સમજવાં.

સ્કૂલમાં સારા નરસા તરેહ તરેહના છોકરાઓ આવે છે, ત્યાં પણ છોકરાઓ બગડવાનો સંભવ રહે છે. આ કૂમળા મગજોપર જે છાપ ન્હાનપણથી પડે છે, તે એવી સજ્જડ ચોંટી જાય છે કે, તે મ્હોટપણે ભૂંસાઇ જતી નથી. સારી કરતાં નઠારી અસર વિદ્યુત વેગે મગજપર થાય છે. એક ઘર બાંધતાં, યા ઉદ્યાન (વાડી) બનાવતાં જેટલો વખત લાગે છે, અને શ્રમ પડે છે તેટલો વખત અને શ્રમ, ઘર તોડવામાં કે બગીચાનો નાશ કરવામાં લાગતો નથી. બલકે નજીવી મહેનત પડે છે. ખરાબ છોકરાઓની સોબતથી કેટલી એક કુટેવો પડે છે, દેખાદેખીથી ઝટ અનુકરણ કરે છે. તેટલા માટે જેમ બને તેમ માબાપે લક્ષમાં રાખવું જોઇએ કે, જે છોકરાની દોસ્તિ પોતાના છોકરાને હોય, તે બદફેસનો હોવો ન જોઇએ, પણ એવો હોવો જોઇએ કે તેની સંગતથી તેને અભ્યાસમાં અભિરૂચિ વધે, અને એવી અન્યો-

અન્ય મૈત્રી થતાં એક બીજાનું મન તેવાજ વિષયો પર રાખી, નિર્દોષ રમત ગમતથી તે પોતાના તન મનને વિકસિત રાખે. સ્કૂલમાં બગડેલા છોકરાઓ ઘણીવાર ઠેકાણે આવતા નથી. ત્યાં તેઓને પ્રુટીસ મારવાની ( ફ્રેન્ચ લીવ લેવાની ), અને રખડવાની કુટેવ પડતાં કુછંદમાં પડે છે. સાંજ પડે કે દફતર લઇ, ડાહ્યા ડમરા થઇ ઘેર આવે છે. બાપ જાણે મ્હારો છોકરો નિશાળે જઇ ભણી આવ્યો. બીજે દિને સ્કૂલમાં માસ્તરને ગેરહાજરીના કારણમાં માથું દુઃખવાનું બહાનું બતાવે છે. વળી દરરોજ બાપ પાસેથી પૈસા લઇ છુટીના વખતમાં ખુમચાના ખોરાક ખાઇ શરીર બગાડે છે.

એ રીતે હળવે હળવે અભ્યાસ પરથી મન ઉઠી જાય, એટલે માબાપ કંટાળી જઇ તેનો વિદ્યાભ્યાસ છોડાવી, નોકરીએ વળગાડી દે છે, અગર આપિકા ધંધામાં તેને જોડે છે. તેમાં જો સુભાગ્ય હોય તો છોકરો આડે રસ્તેથી સીધા રસ્તા ઉપર આવી જાય છે. નહિતર પૈસો હાથમાં આવતાં વિશેષ બગડે છે. માટે ઘરમધ્યે તેમજ બહાર માબાપનો જાપ્તો સારો હોવો જોઇએ, ને છોકરાને સોબત સારી મળવી જોઇએ, કે જેથી છોકરાનું ભવિષ્ય બગડે નહિ. બાકી તો જેવા જેવા સંસ્કાર. કોઇવાર માબાપનો વાંક ન હોતાં છોકરો પોતાને હાથે બગડે છે, અને કોઇવાર એવું પણ બને છે કે છોકરો ન્હાનપણથીજ નિર્ધનતામાં જન્મેલો હોય, અને પાછળથી સાંસારિક દુઃખ આવી પડતાં, કોઇ સજ્જન શ્રીમંતની ઓથ મળી જાય, અને પોતે પ્રવીણ હોય તો આગળ જતાં તે કુળમાં દીપવત્ પ્રકાશે છે. અગર એ શ્રીમંતની મોજ મજામાં એ પોતે બગડે છે. કોઇ વાર પિતા ખરાબ હોય તો પુત્ર સારો નીવડે છે. પણ ઘણીવાર તો દીવા પાછળ અંધારું માલમ પડે છે. પિતાએ પુંજી પરસેવો વાળીને મેળવી હોય, અને જાળવીને મૂકી ગયો હોય, તો તેની પાછળ તેના પુત્રો એશ-આરામમાં, અમન ચમન કરી ઉડાવી નાંખે. એના ધનરૂપી મધ ઉપર હાજરી હા કરનારા તાલીમિત્રોરૂપી મધમાખો પણ બહુજ બણબણે–છેવટ જ્યારે મધ ખવાઇ જાય, ધન ખૂટી જાય, ત્યારે માખો ઉડી જાય. ને મિત્રો ન્હાસી જાય. ત્યારે તેની આંખ ઉઘડે કે આને શું! ' મ્હારો એક વાર વખત કેવો હતો અને હાલમાં આ શું થઇ ગયું. ! ! ખરેખર તે વખતે તેની સ્થિતિ દયાજનક થઇ પડે છે. ભર્તૃહરીએ કહ્યું છે કે.—

> तानि इन्द्रीयाणी सकलानि तदेवकर्म
> सा बुद्धिरमतिहता वचनं तदेव ।
> अर्थोष्मणा विरहितः पुरुषः स एव
> अन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥ १ ॥

એ એજ માણસ કે જેની સાથે ગાડીઘોડાઓની સ્હેલમાં, દ્રવ્યના પૂર માહોમમાં, જાહોજલાલીમાં મોજ શોખની અંદર તેના તાલીમિત્રોએ ભાગ લીધો. તે વખતે એજ માણસ બુદ્ધિશાળી અને ચતુર ગણાતો હતો. એનું બોલવું સૌને ગમતું. પણ જ્યારે નાણાં વગરનો થઇ ગયો ત્યારે તેને 'ન માલો', ' ન માલો ' માલ વગરનો ગણી તેના મિત્રોએ તજી દીધો,

એ કેવું આશ્ચર્યચકિત છે ? તેનો વિચાર કરો. પૂર્વે એમ કહેવાતું કે દ્રવ્ય સાત પેઢી સુધી ટકે છે. પણ હાલમાં આપણી સન્મુખ અનુભવેલા દૃષ્ટાન્તો જોઇએ છે તો બાપીકી પુંજી ફક્ત બીજીજ પેઢીએ ક્ષીણ થઇ જાય છે. કોઇ પૂનાની રેસમાં, તો કોઇ જુગારમાં, તો કોઇ એકના બે કરવાની લાલચે કાંચન વર્ણના શરીરે બદમાશો વાળી સુન્નેરી ટોળીથી ફસાતા, તો કોઈ નિર્બળા નારીના કુસંગમાં તેને પ્રબળા બનાવી પોતે સબળાના ગુણ ત્યજી અબળા જેવા થઇ, છેવટ ખજાને ખાલી થતાં, ગોળી ખાઇ મોક્ષ પદને પ્રાપ્ત થાય, યાતો ઇતર સ્વતંત્ર રાજ્યની પ્રજા થઇને રહે અને તેમ નહિતો આપણી માયાળુ સરકારે સહેલો, સુતરો, અને સીધો રસ્તો બાંધી આપ્યો છે, તે રસ્તે ચ.લી નાદારીનો સાદર લાભ લઇ, અમૂક વખત વ્યતિત થયા બાદ નિર્લજ થઇ નિરતેજ મુખે ગ્રામમાં ફરે છે.

જે ખાનદાની તોખમ-બીજનો હોય, તે જો નિર્ધન થઇ જાય, તેના ઉપર દુઃખના ડુંગર આવી પડે તોપણ ખાનદાનપણું છોડતો નથી. એ ખાનદાનપણું આધુનિક સમયમાં ચારેક પેઢી સુધી જેમ તેમ ટકી રહે છે, માટે જેવું ખાનદાની તોખમ હોય તેવુંજ ફળ થાય એ નિઃસંદેહ છે.

ઘણી વાર એવું પણ બને છે કે એકના એક પૂરા પુત્રને તેના માબાપ બહુજ લાડમાં ઊછેરે છે. અને તે બિન અંકુશનો ઉછરેલો હોવાથી મ્હોટી ઉમ્મરે ખરાબ સોબતોમાં પડી જાય છે, અને તેના બાપને મદદ કરવાને બદલે ભારરૂપ થઈ પડે છે. એવા એક સદ્‌ગૃહસ્થના પુત્રને તેની કિશોર વયમાં પાણી માગે તો દૂધ મળતું. પૈસાનોતો કંઇ હિસાબજ ન મળે. કાંકરાની માફક વપરાય. મુખ્ય કારણ એકે પિતાને પોતાના ખિલતા ધંધામાં પ્રતિમાસે હેન્ડસમ ઇન્કમ, બાદશાહી આમદાની થતી. પરંતુ અસલ વાત એમ હતી કે તેમને પોતાની મર્યાદામાં કિંન્ચિત્ પ્રમાણમાં સુરાપાનનું એક ન્હાની સોય જેટલું બારીક છિદ્ર હતું. ગીતામાં કહ્યું છે यद्यदाचरति श्रेष्टस्तत्तदेवेतरोजनः જે મોટા આચરણ કરે તેનું ન્હાના અનુકરણ કરે, એ કહેતિ અનુસાર તેમનું જોઇ તેમના (એર અપેરન્ટ) કુમારશ્રી પ્રથમ તો અલ્પ લેતાં શીખ્યા. રફતે રફતે એ અભ્યાસમાં એમની પ્રગતિ ઘણીજ આગળ વધી. અને દેશી ને વિદેશી, યુરોપી વા યુરેઝી, ગાર્ડો વા ઇન્સ્પેક્ટરોનો સાથે તત્સંબંધી દિલોજાન મૈત્રી બંધાતાં, તેઓની સાથે છયેક બાટલીઓનો શિરચ્છેદન કરવા લાગ્યા. અને મર્યાદાઓ જેમ ઊંચેથી ચાદીના સેરે જળ ગટગટાવી જાય છે, તેમ એ પ્રવાહી પદાર્થ ડાઇલ્યુટ કર્યા વગર ચઢાવી જવા લાગ્યા, અને પછી આસ્માનના તારાની સાથ અગમનિગમની જાણ થવા લાગી, કામ એટલું વધ્યું કે તેની સોબતમાં કેટલાએક કહેવાતા ચુસ્ત વૈશ્નવો પણ સામીલ થઇ ભ્રાતૃભાવ વધારવા લાગ્યા ! ! ! કોઇ કોઇ વાર એ જળની એટલી તો અસર થવા લાગી કે પોતે શિરથી પગ સુધી બિન વસ્ત્રે આળોટે, વામિટ પર વૉમિટ કરે. વળી (લઘુશંકા) થોડી શંકા પણ કરે. પોતે અંગ્રેજી ભાષાના સુશિક્ષિત, એટલે રસમય ચૂંટણીના હલકા (રૅકન્ટ વર્ડ્સ) શબ્દોનો ત્રુટિત............ભાષામાં વર્ષાદ વર્ષાવે ! એનું જોઇને એ યુવકનો અનલગનો એક તરૂણ કુટુમ્બી તેના સહવાસથી આબાદ તેના જેવુંજ અનુકરણ કરવા શીખ્યો, અને તે ખાવા પીવાની ત્રિપુટીમાં નંબર વન થઇ ગયો; યાને તેનાથી પણ અધિક થઇ આખલાની ગતિએ પહોંચ્યો. એ જોઇને પિતા તો બહુજ ખિન્ન થયો. તેની હજારો શિખામણ આપા

સુધીજ રહેતા લાગી. अतिशय परिचयादवज्ञा. પિતા વ્યાપાર કરે. પુત્ર બેસી ચમન કરે. અહા ! પિતાની કેવી દયાજનક સ્થિતિ ? એ ઉપરથી જોવાનું છે કે સોબત શું અસર કરે છે.

સજ્જનની સોબતથી માણસને આખરે પશ્ચાત્તાપને વખત ન આવતાં, તેનો અંતકાળ સુધરી જાય છે. રામ નામે પથ્થર તરે છે શ્રી મચ્છંકરાચાર્ય મહારાજે કહ્યું છેઃ

क्षणमपि संगतिः साधोरेका ।
भवति भवार्णवतरणे नौका ॥ १ ॥

મહાત્મા સાધુ સજ્જન પુરૂષોનો એક ક્ષણ માત્ર સત્સંગ થાય તો તે આ સંસારરૂપી સમુદ્ર તરવામાં નૌકા સમાન થઇ પડે છે, માટે સુજ્ઞ પુરૂષે સાધુ પુરૂષનોજ સત્સંગ કરવો. સંસારમાં સારા નરસા ઘણા લોક છે તેના ત્રણ વિભાગ થઈ શકે. ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ. તેમાં જેની સાથે સંગત્ કરીએ તેના ગુણ આવે. એક કાળા કંકણીઆ બળદને ધોળા બળદ સાથે બાંધીએ, તો તેનો શ્યામ વર્ણ બદલાઇને શ્વેત વર્ણ નથી થતો, પરંતુ તેના ગુણ અવગુણ તેનામાં આવ્યા વગર રહેતા નથી, અને તે ઉપરથી કહેવત થઇ કે "કાળીઆ સાથે ધોળીઓ વસે તો વાન ન આવે પણ સાનતો આવે."

કેટલાએક સ્વાર્થપરાયણ વૃત્તિના હોય છે, તેઓ પોતાનો સ્વાર્થ સુધારવાર્થે સામાનું હિત બગાડે છે. વળી કેટલાકો એવા હોય છે કે પોતાનો સ્વાર્થ બગડે તેનું પણ તેમને ભાન હોતું નથી, અને તેના કૃત્યોને લીધે સામાનું પણ હિત બગડે છે. મતલબ કે પોતાનું કે પારકાનું ભલું કરી શકતા નથી, પણ પોતાને અને સામાને બન્નેને ખાડામાં ઉતારે છે, જે પરદુઃખભંજન હોય છે, તે તન મન અને ધનથી કોઇ ઉપાયે પણ પારકાનું હિત કરવા તત્પર રહે છે અને પારકાના દુઃખમાં ભાગ લઇ તેનું દુઃખ હલકું કરે છે. એવા લોકોનું ઇહલોક તથા પરલોકમાં કલ્યાણ થાય છે. સાધારણ ઉદાહરણ તરીકે એક મ્હોટું પાંદડું લઇ, તેને તળાવમાં નાખી તેના ઉપર બેશીએ, તો આપણે તળીએ જઇશું, અને પાંદડું તો પાછુ પોતે તરીને બહાર નીકળશે. તેજ પ્રમાણે એક ચોરસ પથ્થર–શિલા-ઉપર બેસી પાણીમાં પડીએ, તો શિલા તેમજ બેસનાર બન્ને તળીએ જઇને બેસશે પુનઃ ઉપર આવવાની આશાજ ન રાખવી. વળી લાકડું–જેનું વહાણ બને છે, તેમાં બેસીએ, તો લાકડું પણ તરે છે, અને બેસનારને પણ તારે છે. માટે આપણું કર્તવ્ય છે કે નૌકાનું અનુકરણ કરવું, અને યથાશક્તિ,યથા મતિ પરહિત હૈડે ધરી, લોકોપયોગી પારમાર્થિક કાર્યમાં સતત મંડયા રહેવું.

---

ઉપવન, નદી, તળાવ, વગેરે સ્થળોને વિશ્રામ સ્થાન ગણવામાં આવે છે પણ તે વાસ્તવિક વિશ્રામ સ્થાન નથી પરંતુ અગમ્ય એવો જે આત્મપ્રદેશ છે તેજ વાસ્તવિક વિશ્રામ સ્થાન ગણાય છે.

શ્રી કાગળવાળા.

* * * *

# आरोग्यरक्षक संवाद.

( ડાક્ટર એસ. કે વૈદ્ય એલ. એમ. એન્ડ એસ; મુંબઇ. )

મનુ ( વય વર્ષ સાત. )—બાપુજી, બાપુજી, જરા હું કહું છું તે તો સાંભળો. જુઓ, હું મારાં બાની સાથે આજે ડાક્ટર કાકાને દવાખાને ગઇ હતી. ત્યાં ઘણાં માણસો બેઠેલાં હતાં અને વળી એક બે છોકરીઓ પણ હતી. એ બધા શું દવા લેવા આવ્યા હશે કે અમથાં ? શું એટલા બધા માંદા હશે ! હું કાંઇ મારાં બાની સાથે દવા લેવા ગઈ નહોતી.

વિદ્યાવિનોદઃ—બેટી એ બધાં બેઠાં હશે તેમાં જેમ તમે તમારાં બાની સાથે ગયાં હતાં તેમ કોઈ બીજા માંદા માણસની સાથે પણ આવેલા હશે, પણ બીજાં બધાં તો દવા લેવાને આવેલાં હશે, કારણ ડાક્ટરના દવાખાનામાં માંદા માણસો શિવાય અમથાં નકામાં બેસવાવાળાં માણસો બહુ થોડાં આવે છે.

મનુઃ—પણ ત્યારે એ બધાં માંદાં શું કામ થતાં હશે ? જો માંદાં થઇએ તો દવા લેવી પડે કેની ? હું તો માંદી નહીં પડું અને દવાએ નહીં લઉં.

વિદ્યાવિનોદ. ( સ્વગત ) આવા નાના બાળકના પ્રશ્નો કેટલીએક વખત અઘરા અને ચતુરાઇ ભરેલા હોય છે. અને તેનો યોગ્ય ઉત્તર આપી બાળમનનું સમાધાન કરવું એ ઘણું કઠણ થઇ પડે છે. પરંતુ એવા પ્રશ્નોના યોગ્ય, સમજી શકાય તેવા રૂપમાં ઉત્તર આપવા એ ઘણું જરુરનું છે.-( મનુને ) બેટી, જુઓ, આપણે બહુ ટાઢ પડતી હોય અને કપડાં બરોબર ન ઓઢીએ તો પછી આપણને સળેખમ અને શરદી થઇ જાય અને પછી માથું દુઃખે અને તાવ આવે તથા ખાંસી થાય અને પછી છાતીમાં ને પડખામાં દુઃખે. જુઓ તમને યાદ નથી ! તે દિવસ તમને ખાંસી તથા તાવ નહોતાં થઇ આવ્યાં ? જો તમે બરાબર ધ્યાન રાખી ગરમ કપડાં હંમેશ પહેરી રાખ્યા હોત તો ન થાત.

મનુ—પણ બાપુજી, હવે હું તો બહુ ડાહી થઇ ગઇ છું. હું કાંઈ ઉઘાડી નથી રહેતી. શું હવે મને ખાંસી થશે ?

વિદ્યાવિનોદઃ—ના, બેટી, તમે ડાહ્યાં થઇ ગયાં છો અને બરાબર ઠંડીના દિવસોમાં જોઇએ તેવાં ગરમ કપડાં પહેરી રાખશો તો તમે માંદાં નહીં પડો.

મનુ—હેં બાપુજી, ત્યારે ખાંસી ને તાવ એ ઠંડીના દિવસોમાંજ થાય ના ? ટાઢ ન હોય તો કંઇ શરદી થાય ?

વિદ્યાવિનોદ—બેટી, તમે કહો છો તે ખરું છે. પરંતુ કોઇ કોઇ વાર આપણે ગરમીના દિવસમાં પરસેવાથી ભીંજાઇ ગયલા હોઇએ અને પછી શરીરને ઉઘાડું કરી એકદમ બહુ પવન આવતો હોય ને બારીમાં અથવા તો વીજળીથી ચાલતા પંખાની નીચે બેસીએ તો પરસેવાથી ભીંજાયલું શરીર ટાઢું થઇ જાય અને આપણને શરદી પણ થઇ આવે વળી આપણે નહાતાં હોઇએ અને આપણા શરીર ઉપર સીધો બહુજ પવન વાતો હોય તોપણ આપણને શરદી થાય. માટે ગરમીના દિવસોમાં પણ આપણે ધ્યાન ન રાખીએ તો શરદી થઇ આવે.

મનુઃ—પણ બાપુજી, ત્યારે મારાં બાતો હંમેશાં કપડાં પહેરી રાખે છે, તોપણ તેને તાવ કેમ આવ્યો ? અને વળી બાપુજી, આજ કંઇ બહુ ઠંડી નથી તોપણ એને તો તાવ આવી ગયો ત્યારે રજાઇ અને રગં ( ગોદડાં અને ધાબળી ) ઓઢવાં પડયાં એટલી બધી ટાઢ ક્યાંથી વાઇ ? મને તો એ વખતે ઘણોજ ઘામ થતો હતો અને કાંઇ ટાઢ વાતી નહતી.

વિદ્યાવિનોદઃ—બેટી—એતો બીજી જાતનો તાવ હતો. આપણને સળેખમ તથા ખાંસી થાય અને તાવ આવે તો આપણે શરદીનો તાવ છે એમ કહીએ; પણ તમારાં બાને તાવ આવ્યો તે તો "ટાઢીઓ તાવ ( મેલેરીયા અથવા મેલેરિયલ ફીવર ) કહેવાય. કારણ એવી જાતના તાવમાં તાવ ચઢવા માંડે ત્યારે ટાઢ વાય છે. એ ટાઢ કાંઇ બહારથી નથી વાતી, પણ આપણા શરીરમાં એ તાવની અસર થાય છે એટલે ટાઢ વાય છે. એ તાવ ઠંડીથી નથી આવતો. પણ જ્યાં કાદવ, કચરો પડી રહેતાં હોય અને પછી હાલમાં જેમ વરસાદ પડવાથી પાણી ભરાઇ રહે છે ત્યાં ઘણી ગંદકી થાય છે અને તેવી ઋતુમાં મચ્છર ઘણાં વધી પડે છે. એ મચ્છર આપણને ડંખે તો આપણને તાવ આવે.

મનુઃ—પણ આપણને એ મચ્છર કરડે શું કામ ? એ કેમ કરીને કરડતા હશે ? એ કરડે તેમાં આપણને તાવ કેમ આવે ?

વિદ્યાવિનોદઃ—બેટી, જેમ આપણે દાળભાત શાક વગેરે ખાઇએ છીએ તે ન ખાઇએ તો આપણને ભૂખ લાગે છે, તેમ એ મચ્છરો પણ આપણા શરીર ઉપર બેસી એક નાની અણીવાળી સૂંઢ હોય છે તેને આપણી ચામડીમાં અંદર દાખલ કરી આપણું લોહી પીએ છે અને તેથી પોતાનું પેટ ભરે છે. હવે જો કોઇ મચ્છર એક તાવ આવતો હોય તેવા માણસનું લોહી પી ત્યાર પછી આપણા શરીર ઉપર બેસી આપણને ડંખે તો તેની સૂંઢમાં જે તાવ (ના જંતુ)વાળું લોહી હોય તે આપણા લોહીમાં ભળી જાય અને તેથી આપણને તાવ આવે.

મનુઃ—ત્યારે બાપુજી, આ માંખીઓ આપણને કરડે તો ટાઢીઓ તાવ આવે કે નહિં ! મને તો માંખીઓ દરરોજ બહુ કરડે છે.

વિદ્યાવિનોદઃ—બેટી, એ માંખીઓ કરડે તેથી આપણા શરીરમાં ટાઢીઓ તાવ દાખલ થઇ શકતો નથી. એ તો એ તાવનું ઝેર ( જંતુ ) મચ્છરોની શુંઢ અને પેટમાં રહી વધી શકે છે.

મનુઃ—પણ બાપુજી, ત્યારે મારાં બાને તાવ આવે છે તે તમને કે મને પણ આવશે તો ? મારાં બાને પણ મચ્છર તો કરડયાં હશે ને ?

વિદ્યાવિનોદઃ—હા બેટી, તમારાં બાને તો મચ્છર કરડયા હશે. પણ હવે તમારાં બા તો ડાકટર સાહેબની દવા લે છે એટલે એ તાવનું ઝેર મટી જવાનું અને વળી આપણે હવે મચ્છરદાની વાપરીએ છીએ એટલે આપણને કાંઇ મચ્છર કરડી નહીં શકવાના અને આપણને કોઇ તાવ નહીં આવવાનો. પણ જો આપણે મચ્છરદાનીઓ ન વાપરતા હોઇએ અને જો તમારાં બાને મચ્છર કરડે અને પછી મને કે તમને તે ડંખે તો આપણને તાવ આવે.

મનુઃ—ત્યારે બાપુજી, હું તો દરરોજ મચ્છરદાનીમાંજ સુઇશ. મારે એવી કડવી દવા પીવી નથી. મારી બા કહે છે કે એની દવા તો બહુજ કડવી છે. મને તો મીઠી દવા ગમે. ડાક્ટર કાકા મારે માટે તો મીઠી દવા આપે છે હો. બાપુજી, જુઓ, મારાં બા આવ્યાં. - હેં બા, મારે માટે શું શું ભાગ મંગાવ્યો?

સરસ્વતીઃ—બેન, મેં તમારે માટે નારંગી, મુસંબી, દાડમ અને સફરજન મંગાવ્યાં છે. તે આપણો નોકર શાક લેવા ગયો છે તે લઇ આવશે. એટલે હું તમને તેમાંથી ભાગ આપીશ.

મનુઃ—પણ બા મારેમાટે જામફળ કેમ ન મંગાવ્યાં? પેલી વનિતા એ ખાતી હતી એટલે મને બહુ ખાવાનું મન થઇ આવ્યું છે.

સરસ્વતીઃ—બેન, જમરૂખ ખાઇએ તો આ ઋતુમાં આપણને અજીર્ણ થાય અને તાવ આવી જાય. જુઓ, તમારા બાપુજીને પૂછી જુઓ કે તાવ આવે કે નહીં?

મનુઃ—હેં બાપુજી, જમરૂખ ન ખવાય? ત્યારે વનિતાને કેમ એનાં બાએ ખાવા આપ્યું હશે?

વિદ્યાવિનોદઃ—બેટી, જમરૂખની અંદર દાણા હોય છે તે આપણે ખાઇએ એટલે આપણા પેટમાં દુખે અને અજીર્ણ પણ થાય. વળી આ ચોમાસામાં જો એ વધારે ખવાય તો તેથી તાવ પણ આવી જાય. માટે ડાહ્યાં માણસોએ બનતાં સુધી એ ન ખાવું તે વિશેષ સારું છે. જમરૂખ ખાવાથી તાવ આવી જાય અને પેટમાં દુખે એ વાતની કદાચ વનિતાની બાને ખબર નહીં હોય અથવા તો તેની તેને દરકાર નહીં હોય. એટલે તેને જમરૂખ ખાવા આપ્યું હશે. જો કદાચ બહુ મન થાય તો સારા જમરૂખમાંથી સાજાં હઇએ ત્યારે એકાદની ચીર મરીમીઠા સાથે ખાઇએ તો એમ તાવ આવવા સંભવ ઓછો છે. એટલે તમારાં બાએ તમને જે કહ્યું છે તે ખરૂં છે.

સરસ્વતીઃ—જોયું ને બહેન! હું તમને હંમેશ સાચુંજ કહું છું અને તમે બહુ ડાહ્યાં અને કહ્યાગરાં છો એટલે તમે મને બહુજ વહાલાં લાગો છો. જ્યારે ઋતુ સારી થશે ત્યારે હું તમને જમરૂખ મંગાવી આપીશ હો.

(અપૂર્ણ.)

---:o:---

બી. એ. । એમ. એ. કે સીવીલીયનની પરિક્ષા પાસ થઈ ડીગ્રી મેળવવામાં; વેદો પુરાણો, શ્રુતીઓ તથા ઉપનિષદો પોપટની માફક ગોખી રાખવામાં, તથા જ્યાં ત્યાં નિરર્થક ડાહી ડાહી વાતો કરવામાં વાસ્તવીક વિદ્વતા, પંડીતાઇ, તથા ડહાપણ ગણાતાં નથી; પરંતુ શ્રી ઇશ્વની અનન્ય ભક્તિ કરી કસોટીદ્વારા પાસ થઇ પરમાત્માના મુખેથી "તુંજ મારો ખરો ભક્ત છે." એવી ડીગ્રી મેળવવામાં, તેમજ શ્રી ઇશ્વના નામનો મુખેથી તેમજ અંતરથી અહોનિશ જાપ જપી સાક્ષાત્કાર કરવામાં અને માત્ર પરમાત્માનું ગુણાનુંગાન કરવામાંજ વાસ્તવિક વિદ્વતા, પંડીતાઇ તથા ડહાપણ ગણાય છે. શ્રી કાગળવાળા.

* * * *

# —कान्ता—

લેખક—કુન્દન.

## પ્રકરણ ૧ લું.

### ઘર છોડ્યું.

ગાઢ જંગલમાં આવેલી કીલ્લાબંધી ઉમરાવતી નગરીના એક પ્રદેશમાં નવીન ઢબથી બાંધેલા એક મહાલયની વિશાળ અગાશીમાં નાના પુષ્પયુક્ત છોડવાઓનાં કુંડાં વ્યવસ્થા પૂર્વક ગોઠવેલાં હતાં. અગાશીના મધ્યભાગે ઝીણા ગુંથણીના પડદાથી લંબાણવાળા પ્રદેશનાં બે વિભાગ પાડવામાં આવ્યા હતા. એક પ્રદેશમાં બે ત્રણ પુરૂષો કંઇક વ્યવસ્થા કરી રહ્યા હતા, જ્યારે બીજા વિભાગમાં બે સ્ત્રીઓ પણ ભારે યોજનામાં ગુંથાએલી જણાતી હતી.

સૂર્ય અસ્તાચળનાં શીખર ચુંબવા તત્પર હતો. અસ્તાચળના રહેવાશીઓએ શ્રી માર્તંડના આવકારમાં ગુલાલ ઉરાડી પશ્ચિમ પ્રદેશ ગુલાબી બનાવી દીધો જણાતો હતો. પૂર્વમાં છેક ઉંડાણના ભાગમાં તેજનો ઢગલો વધુ અને વધુ ઉજળો થતો જણાતો હતો. મંદીરોમાંથી ઢોલ, ઘંટા, શંખ વિગેરેથી ઘોંઘાટમય નાદ જ્યાં ત્યાં કાનમાં ભરાતા હતા. રશ્મિકાન્તના મહાલયની અગાશીના એક વિભાગમાં પુરૂષો, અને બીજા વિભાગમાં યુવતિઓ એક પછી એક એમ આવ્યે જતાં હતાં. બધાના મુખપર કંઇક અવર્ણનીય આનંદની ખુમારી જણાતી હતી. માત્ર પુરૂષવર્ગમાં ઉપાકાન્ત, ભાઇના આનંદે દાઝતો એક ખૂણાના આસનમાં, ચડેલે મ્હોંએ બેઠેલો હતો. સ્ત્રીવર્ગમાંથી પુરૂષવર્ગમાં અને પુરૂષ વર્ગમાંથી સ્ત્રીવર્ગમાં આછું આછું જોઇ શકાતું હતું; અને સાંભળી તો પૂર્ણાંશે શકાતું હતું.

કોઇએ પૂછ્યું " રશ્મિકાન્ત તથા કાન્તાભાભી કેમ હજી જણાતાં નથી ? " વિજયાએ જવાબ આપ્યો; " ભાઇ અને ભાભી તો નિત્યનિયમ પ્રમાણે સેવામાં બેઠાં છે. હમણાંજ આવશે. " " ત્યારે વિજયાબ્હેન ! તમારાં નાનાં ભાભી, તથા ઉપાકાન્ત કાંઇ સેવા પૂજા કરે છે કે ના ? " વિજયાએ કહ્યું—"ના, શાન્તાભાભીને તો કાન્તાભાભીની અસર થોડી ઘણી લાગી છે, પણ ઉપાકાન્તભાઇને એ બધી વાત નાપસંદ છે. એમનો રસ્તો રશ્મિકાન્ત ભાઇથી તદ્દન નિરાળોજ હોય છે."

" રશ્મિકાન્તકા મકાન કીધર હે ? રશ્મિકાન્ત ! રશ્મિકાન્ત ! " તારવાળાએ શેરીમાં બૂમ પાડી મૂકી. વિજયા દોડતી નિચે ગઇ, તાર લીધો અને પ્યુનના હાથમાં એક રૂપાનો સીક્કો સરકાવ્યો. પ્યુને પટ લઇ પોકેટમાં પહોંચાડ્યો ને સાઇકલ દોડાવી મૂકી. અગાશીમાં ઘંટનાદ ગાજી રહ્યો. રશ્મિકાન્તની સેવાની શાળાનું બારણું ઉઘડ્યું અને જેવો રશ્મિકાન્ત બહાર નિકળ્યો તેવોજ વિજયાએ તાર તેના હાથમાં આપ્યો. " Pass Second Class,

Congratulations." ભાઇએ પોતાના કંઠમાંથી ઝીણી એક સરની મોતીમાળા બ્હેનને હર્ષ બદલ આપી. પેહેરેલાંજ કપડે, સંકેતાનુસાર બીજાં કપડાં બદલવા ન જતાં, રશ્મિકાન્ત પુરૂષવર્ગમાં અને વિજ્યા તથા કાન્તા સ્ત્રી વર્ગમાં અગાશીએ ગયાં.

આચારપદ્ધતિ (Etiquette) સંભાળવા રશ્મિકાન્તે શર્ટ, કોટ ને ટોપી પહેરવાં જરૂરનાં હતાં, પણ એક સંકેત સંભાળવાને તેણે ધૃતિ (Moral courage) નું પાલન કરવા પણ આવશ્યકતા હતી. માત્ર બંગાળી પીતાંબુ પહેરી રશ્મિકાન્ત અગાશીમાં ગયો, ત્યાં ચોતરફથી Congratulations (અભિનંદન) નો વર્ષાદ વર્ષવા લાગ્યો. તેની મુખમુદ્રા તો હતી તેવી ને તેવીજ ગંભીર રહી.

યુનીવર્સીટીનું પરિણામ જણાવાના દીવસે પરિક્ષામાં બેઠેલા યુવકની સ્થીતિ એવી તો કફોડી બને છે કે ગમે તો હોંશીઆર હોય તોપણ વિદ્યાર્થી અધીરો બની જાય છે. પાસ ક્લાસ થવા લાયકને નપાસ થવાનો ડર રહે છે, ક્લાસ લેવાવાળાને ક્લાસ ખોઈ બેસવાનો ભય રહે છે. બપોરના બે વાગી ગયા કે ઘર આંગણું કરવા તે મંડી જાય છે. રસ્તે લાંબી ડોકે દૂર સુધી જોયા કરે છે. ઘરમાંથી બારીએ જોયા કરે છે. કોઇ તારવાળો ત્યાં દેખાય તો !!! પસાર, તે તો બીજા કોઇને તાર આપવા ચાલ્યો જાય છે. કોઇ મીત્ર આવ્યો તો !!! પણ તેતો પરિણામ જાણવા આવ્યો હોય છે. તાર મુકનારથી જો ઢીલ થઇ તો અંતરમાં ઉથલ પાથલ થઇ જાય છે. અને જો સાંજ સુધીમાં તાર ન મુકાયો હોય તો બીચારા વિદ્યાર્થીની આખી રાત કતલનીજ સમજવી. બીજે દીવસે તાર મળતાં પણ ખાત્રી થવાની નહીં; તોયે આનંદ આનંદ થઇ જવાનો. ટપાલ આવ્યે તે કોઇ પેપર જોવા દોડવાનો અને ત્યાં નામ દેખ્યે સંપૂર્ણ ખાત્રી થતાં, સ્હજ સ્હજમાં મ્હોં મલકાઇ જવાનું. નાપાસ થનારને આસ્માનજ તૂટી પડવાનું. જેન્ટલમેન એટર્લાર્જ ને તો નાપાસ થવાનું માલુમજ હોય એટલે સુખ કે દુઃખ કાંઇજ ન મળે.

રશ્મિકાન્તની સ્થીતિ આ સર્વ કરતાં કંઇક જૂદાજ પ્રકારની હતી. તેણે શાળામાં નિયમસર અભ્યાસ ધ્યાન દઇ કર્યો હતો, વળી તેને આત્મશ્રદ્ધા પુર્ણાંશે હતી. પોતે પોતાનું પરિણામ સમજી શકતો હતો. જ્યારે અનેક વિદ્યાર્થીઓ ઉપર જણાવેલી સ્થીતિ ભોગવે છે તે વેળાએ રશ્મિકાન્ત પૂર્ણ શાન્તિમાં રહેતો. પોતાનું કાર્ય નિયમસર કરવામાં રોકાતો અને સેવાનો સમય થતાં શુદ્ધ દિલે અને શાંત મને તેમાં ભળતો. તે સર્વ આપણે જોયું.

રશ્મિકાન્તે પોતાનું પરિણામ આગળથી સમજ્યો હોવાથી તથા એક સંકેતને અનુસરી આજે મિત્રાદિ સર્વને પોતાને ત્યાં આમંત્ર્યા હતાં.

નિર્મિત સમય થતાં ઘણાખરા મિત્રો, કેટલાંક સગાં તથા તે નગરમાંના કેટલાક ભક્તજનો જે રશ્મિકાન્તમાં રસ લેતા હતા, તે આવી ગયા હતા. વૃદ્ધ વર્ગમાંથી, યુવકો આમન્યા ન રાખે એવા ભયને લીધે, કોઇ આવ્યું ન હોવાથી, રશ્મિકાન્તે મધ્યનો પડદો કાઢી નાંખવા જણાવ્યું અને સર્વેને તે વાત ગોઠી. માત્ર ઉમાકાન્ત ધીરથીજ બબડ્યો "ભાઇ સાહેબ બી. એ. થયાને, તેમાં આ અંગ્રેજી મર્યાદા !!"

સર્વ વ્યવસ્થિત થયા બાદ વાદ્યંત્રાદિ એક પછી એક શરૂ થયું. ભક્તજનોની વારી આવતાં તેમણે રસમય મધુરાં કીર્તનોમાં ભક્તિનો સ્વાદ ચખાડ્યો. અભિનંદનનાં વ્યાખ્યાનો અપાયાં અને રશ્મિકાન્તે જવાબ ઘણીજ નમ્રતાથી વાળ્યો. જવાબમાં તેણે દર્શાવ્યું કે તેના મિત્રોએ જે જે વિચારો તેના સંબંધમાં દર્શાવ્યા તેમાંનું તેને પોતાને કંઇજ જણાતું ન

હતું. ઉલટું હજી તેણે તો "Humanity is peeping through ignorance." એમ સ્પષ્ટ જણાવ્યું.

પુરૂષ વર્ગનું પ્રોગ્રામ પત્યા બાદ સ્ત્રી વર્ગનો કાર્યક્રમ શરૂ થયો. આરંભમાં ઇશ્વર સ્તવન થયા પછી કાન્તા, વિજયા અને શાન્તાએ નિચેનું રશ્મિ કાન્તના "Humanity is peeping through ignorance" ને મળતા ભાવનું પદ ગાયું.

—જ્ઞાન ઉષા—

અહ ! જ્ઞાન ઉષા હસતી રમતી,
નિજ રમ્ય વિભા પૃથ્વી ધરતી,
મધુરૂં વળી એ મૃદુ ગાન કરે,
દશદિશ વિષે શું સુધાને ભરે ! !
પ્રભુના દરબારથી નિસરતી,
દુઃખને હરતી, સુખને ભરતી, હૃદયે ઠરતી, હસતી રમતી,
વિવિધાં કુસુમો પ્રસરે થકી એ,
સહ પુષ્પલતા અતિ નૃત્ય કરે,
ભ્રમરો કુસુમે રવ ગુંજ કરે,
સહુ અંતરમાં સુખ શાંતિ ભરે,
ખુબ અંતર એ થકી મોદ થતો,
તમસા જતલતી, સવિતા વધતો, સહુ ઉલ્લસનો હસતો રમતો.

---

પદ પુરૂ થયા પછી કાન્તાએ જલતરંગ, તાઉસ, સારંગી, સતાર, હાર્મોનીયમ વિગેરે જૂદાં જૂદાં વાદ્યંત્રો પર તેનો હાથ ચલાવ્યો અને સાથે સાથે મનોરંજક તથા ઉપદેશમય પદો ગાયાં. ઉવટે રીફ્રેશમેન્ટ થયા બાદ મંડળ વેરાયું. એક બીજાને 'સાહેબજી' 'નમસ્તે,' 'જય જય' 'ગુડબાય' વિગેરેથી વિદાયગીરી મળી. રશ્મીકાન્ત ખરેખર ઉંતરની 'ગુડ-બાય' ઉચ્ચારતો હતો પણ સામે 'ગુડબાય' બોલનારને તેની શું ખબર ! !

સર્વ મિત્રમંડળ વીખેરાયા બાદ ઘરનાં પાંચ જણ હતાં તે વેળા રશ્મિકાન્તે કહ્યું "ઉષાકાન્ત હવે તમે યોગ્ય ઉમ્મરે પહોંચ્યા છો. પિતાજીના મરણથી અત્યાર સુધી જે કંઇ મારે તમોને સહવવું પડ્યું હશે, તે મેં કચવાને મનેજ કહ્યું છે. છતાં તમોને હું અગવડ આપવામાં પણ ઘણીવાર કારણભૂત થયો છું. આજે એ બધી સ્થીતિ દૂર થાય છે. મેં મારો અભ્યાસ પિતાજીના પૈસાથીજ કરેલો છે. માટે તે ખર્ચનો બદલો તમને આપવા મારી પૂર્ણરીતે મરજી છે. હાલ જે કંઇ મીલ્કત છે, તે ખર્ચાએલી કરતાં વધુ છે પણ લોકોમાં ગણવામાં આવે છે તે કરતાં થોડી છે. જાણોછોને 'બાંધી મુઠી લાખની' !"

ઉષાકાન્ત—"વધારે હોય કે થોડી, હું કંઇ જાણું છું ? બધી વાતની તમોને ખબર. હું તો પિતાજીના અવસાન વખતે નાન્હોજ હતો ને ?"

વિજયા તથા શાન્તા બોલ્યાં—"મ્હોટાભાઇ ! તમો આજ આવી વાત કેમ કરો છો ! "

રશ્મિકાન્ત તથા કાન્તા—" ઉષાકાન્તભાઇને તેમની મીલ્કત સોંપવા હમારો વિચાર છે. "

ઉષાકાન્ત—"વાઃ ! તેમાં શું ? હું હવે મ્હોટો થયો છું' અને મેં તમોને વારંવાર જણાવ્યું છે કે મારાથી પરતંત્રતા નહિ વેઠાય. "

રશ્મિકાન્ત—" બ્હેન વિજ્યા ! તારી બાબત પિતાજીના હાથેજ યોગ્ય વ્યવસ્થા થયેલી છે. અને ભાઇ ઉષાકાન્ત ! હાલ જે મીલ્કત પિતાજીની કાયમ છે તે સર્વ હું તમોને સોંપું છું. તમો યોગ્ય વ્યવસ્થા કરી સુખી થાવ એ મ્હારી ઇચ્છા છે. "

ઉષાકાન્ત—" કહ્યું તેમાં શું વળ્યું. કરવું છે કોને ? "

રશ્મિકાન્ત અને કાન્ત—" હમારે."

ઉષાકાન્ત—ક્યારે ?

રશ્મિકાન્ત—" કાલે બ્હાણું વાતાં તેમ થયેલું તમો સૌ જોશો. પણ હા. ઉષાકાન્ત મીલ્કતમાં પિતાજીના મરણ પછી મારે હાથે બગાડ નથી થયો તેની ખાત્રી કરવા તમો મામાને તથા કાકાને બોલાવી લાવો તો બધા હીસાબ તપાસાય. "

ઉષાકાન્ત બોલાવા ગયો. વિજ્યા અને શાન્તા જઓને આ બાબત બીલકુલ રૂચી ન હતી તેઓ ગદ્ગદીત કંઠે રશ્મિકાન્ત તથા કાન્તાને આમ ન કરવા, પણ ના છૂટકો હોય તો મીલ્કત વ્હેચી લેવા, વિનવવા લાગ્યાં. શાન્તા કહે " મ્હોટાભાઇ ! એ તો ઉદ્ધતાઇ કરે છે પણ તમો આમ શા માટે કરો છો ! આજના તમારા બી. એ. થવાના આનંદને સ્થાને આવી વાત કાં કરો છો ! કાન્તા ભાભીજી ! હું તમારે પાય લાગું છું. તમો મ્હારા મ્હોટા ભાઇને કહી મીલ્કતની વ્હેંચણી કરાવો. તમો બધુ સોંપી તમારે માટે શું કરશો"

કાન્તા—" બ્હેન શાન્તા ! મારે તો મારા પતિનો વિચાર તેજ મારો કાયદો, તમારે પણ ઉષાકાન્તના વિચારમાંજ ભળવું જાઇએ. અમારા ઉભય માટે તમારે નિશ્ચિંત રહેવું. "

ત્યાં ઉષાકાન્ત, દોલાકાકા અને ભાંકામામાને, લઇ આવ્યો. રશ્મિકાન્તે હિસાબ રજુ કર્યો. કાકાએ તથા મામાએ હીસાબ તપાસી નાંખ્યા; અને રશ્મિકાન્તનું રૂ. ૧૫૦૦) નું ખર્ચ જતાં રૂ. ૭૫૦૦)ની મીલ્કત માત્ર હયાત નીકળતી હતી. રશ્મિકાન્તે સર્વ મીલ્કત ઉષાકાન્તને મામા તથા કાકાની રૂબરૂ સોંપી દીધી, પણ ઉષાકાન્ત, મામા અને કાકાને રશ્મિકાન્તે દગો દીધો છે એમ લાગ્યું, અને તેવાં વચન પણ રશ્મિકાન્તને સંભળાવી દીધાં. રશ્મિકાન્ત શાંતજ રહ્યો હતો. તેને જવાબ આપવાનો હવે રહોજ ન હતો. ઉત્તરમાં કાન્તા તથા રશ્મિકાન્તે પહેરેલે વસ્ત્રેજ ઘર છોડયું, અને વિજ્યા તથા શાન્તા રડતાં રહ્યાં. કાકા, મામા ને ઉષાકાન્તને આ વાત ગમતીજ હતી.

કાન્તા રશ્મિકાન્તની સાથે સાથેજ રહેવા ઇચ્છા ધરાવતી હતી. તેનામાં ધૃતિ, ક્ષમા, દયા અને અસ્તેય, આ ચાર મુખ્ય ગુણો આવિષ્કાર પામ્યા હતા. રશ્મિકાન્તે અને કાન્તાએ એક સંકેતાનુંસાર, ભાઇને સર્વસ્વ સોંપી ઘર છોડયું.

---

## પ્રકરણ ૨ જું.



### —અસ્તેયવૃત્ત યાને અનર્ગળ ધનપ્રાપ્તિનો અમોઘ ઉપાય.—

સૂર્યનાં કિરણો બાલ સ્વભાવ મુકી, પ્રખર થવા લાગ્યાં હતાં, ભક્તજનો ભક્તિ, યોગ, સંધ્યા સેવાદિથી પરવારી પોત પોતાના કામે યોજાતા હતા. પક્ષીઓનો ઘોંઘાટ કંઇક ઓછો સંભળાવા માંડયો હતો. આવે સમયે ઉષાકાન્ત પથારીમાં આળોટતો હતો. થોડીવાર રહી વિજયાને ચ્હા લઇ આવવા બુમ મારી. વિજયા દાતણ તથા પાણીનો લોટો લઇ આવી. ઉષાકાન્તભાઇનો મીજાજ ખસ્યો. એકદમ ઉભા થઇ લોટાને ગગડાવી પાડયો, દાતણ ભાંગીને નાંખી દીધું અને વિજયાને બે ચાર વ્યાજસ્તુતિ સંભળાવી બોલ્યો " શું, મેં ચ્હા મગાવી હતી કે દાતણ ? "

વિજયા—" ભાઇ ! ચ્હા તૈયાર થાય છે અને તે પહેલાં તમારે દાતણ કરી લેવું જોઇએ ને ! "

ઉષાકાન્ત—" ના ! મારે પથારીમાંથી ઉઠતાં ચ્હા જોઇશે. એતો રશ્મિકાન્તનાં રાજ્ય ગયાં. તે ભાઇને તો આઠ દીવસે પણ ચ્હા પીવાનું મન ન થાય. આજથી હમેશ હું ઉઠું તે પહેલાં ચ્હા તૈયાર કરવી. હું તો ઉના પાણીથી મ્હોં સાફ કરીશ. સવારમાં લાકડાં ચાવવાનું મને પસંદજ નથી. "

રશ્મિકાન્ત ઘર છોડી ચાલી ગયાની વાત નગરમાં ધીરે ધીરે પ્રસરી. ગામમાં વાત વધી. જૂદા જૂદા માણસોને કંઇ કંઇ ઉદ્ગારો કાઢવાનો વિષય મળ્યો. કોઇ કહે " ભાઇ ! એ છોકરોજ ઘણો ડાહ્યો, બીલકુલ લોભ તો તેનામાં મગેજ નહિ. કોઇ દીવસ કોઇની સાથે લડવાની તો વાતજ શી ! એ ઉષાકાન્તથી લડવાનુ દૂર કરવાજ, જતો રહ્યો જણાય છે." " અરે શું ! એ તો અંગ્રેજી ભણેલાનાં મગજજ ઉંધાં. વળી ઘર તજીને તે જવાતું હશે!" " નાના એતો એના મામા કહેતા હતા કે લોકોમાં જશ ખાટવા, ભાઇનાથી છાના રૂપીઆ બીજે કંઇક રાખી, માત્ર રૂ. ૭૦૦૦ની મીલ્કત જણાવી તે તેને સોંપી રશ્મિકાન્ત લુચ્ચાઇથી જતો રહ્યો છે. " " નારે ના; રશ્મિકાન્ત બીચારો તેના કાકા તથા મામાથી ત્રાસી ગયો. " " પણ પેલી કાન્તાને સાથે લેઇને ગયો છે. એ તે કંઇ અંગ્રેજી ભણેલાને ભાન હશે કે તેમનાં ભેજાંજ ખસી જતાં હશે ! " વિગેરે અનેક ચર્ચા નગરમાં ચાલી રહી હતી. રશ્મિકાન્ત અને કાન્તા તો આ સમયે જંગલમાં ચાલતાં હતાં.

રાત્રિએ રશ્મિકાન્ત અને કાન્તા ઘરથી નીકળ્યાં, પણ રાત્રિનો સમય અને નગર બહાર ગાઢ જંગલ હોવાથી તુરત નગર ત્યજવાનું તેઓને યોગ્ય ન લાગ્યું. કીલાના એક દરવાજા નજીક એક શિવાલય હતું, ત્યાં તેમણે રાતની રાત પડી રહેવાનું ઉચિત ધાર્યું, આખી રાત્રિ વિવિધ વિચાર કરવામાંજ ગાળી.

રશ્મિકાન્તને કાન્તાના ધૈર્યમાં વિશ્વાસ હતો, છતાં તે તેને તેના પિયર જવાનું કહેવા લાગ્યો. તેણે રસ્તે નડતાં વિઘ્નો સંભળાવ્યાં. તાપ, ટાઢ વિગેરે અસહ્ય દુઃખના ભોગ થવું

પડશે એમ સમજાવ્યું. પણ કાન્તા પતિનાં દુઃખમાં ભાગ પડાવવા દૃઢ નિશ્ચય કરીનેજ સાથે નિકળી હતી. વાતચીત, પ્રભુસ્તવન વિગેરેથી રાત્રી પુરી કરી. બીજી સવારમાં વહેલાં ઇશ્વરરક્ષામાં દૃઢ વિશ્વાસ રાખી તેનું ચિંતન કરતાં બન્ને જયુનગર બહાર નિકળ્યાં. તેમણે સરીયામ રસ્તે ન જતાં સંકેતાનુંસાર એક જંગલી રસ્તો સ્વીકાર્યો. તેમણે શિવાલયથી ચાલવા માંડયું તેવાજ તેમના કર્ણપુટપર ગંભીર શબ્દોનો ધ્વનિ થયો કે—

**शिवास्ते सन्तु पन्थानः।**

આ ને આ સૂત્રનાજ વિચાર કરતાં તેઓ આગળ ચાલ્યાં.

ઝાડી, વેલા, ઝાંખરાંમાંથી પસાર થતાં થતાં તેઓ નગરથી બહુ દૂર ગયાં નહતાં તેવામાં એક ટેકરી નજીક રશ્મિકાન્તને પોતાની સામે દ્રવ્યના ચરૂ જેવું કાંઇક જણાયું. રશ્મિકાન્તને દ્રવ્ય દેખતાંજ પોતાની સ્થીતિનો ખ્યાલ આવ્યો. એક હાથ લમણે ને બીજો હૃદયપર મુકાઇ જવાયો. કાન્તા તેના હૃદયને કળી ગઇ, પતિના મનની એકદમ આવી દુર્દશા જોઇ તે ગભરાઇ. દીન ચહેરે તે બોલી " પ્રભો ! શું થયું ? આમ કેમ સ્તબ્ધ થઇ ગયા છો " ! રશ્મિકાન્ત થોડીવાર પછી બોલ્યો " હાં, જોને પેલું શું દેખાય છે !"

કાન્તા—" માટી. "

રશ્મિ૦—" માટી ! અરે, આ શું છે? અહા પ્રભુએ અહીં પણ આ રાખ્યું છે ? જોને આ કેવું છે ? "

કાન્તા—" માટી જેવુંજ, મને તો અન્ય કંઇજ જણાતું નથી. "

રશ્મિ૦—" અરે, આનો દ્રવ્ય છે ને. !' '

કાન્તા૦—" ના પ્રભો ! આપેજ મને જણાવ્યું છે કે '**मातृवत् परदारेषु परद्रव्येषु लोष्ठवत्।**' આતો માટીજ છે."

રશ્મિ૦—" વ્હાલી ! એ વાત અક્ષરશઃ સત્ય છે. પણ આ દ્રવ્ય કોનું છે તે આપણે જાણતાં નથી. વળી આપોઆપ આપણને મળે છે. આપણે એને લેવા આવ્યાં નહતાં. વળી જ્યારે પાસે દ્રવ્ય હોય છે તેના કરતાં દ્રવ્યના અભાવે તેની કીંમત વધારે જણાય છે. જ્યાં ભૂખ તરસ લાગશે કે આપણું ઘર વિગેરે યાદ આવવાનાંજ. દ્રવ્ય વિના આપણે શું કરવાનાં હતાં ? આપણે આ દ્રવ્ય લેઇએ તો તો ગરીબાઇના દુઃખથી મુકાઇએ અને બીજા કોઈ નગરમાં જઇ સુખે દિવસ ગાળીએ. આ લેવામાં કંઇ આપણે ખોટુ કરતાં નથી. વળી જો નથી લેતાં તો અર્થશાસ્ત્રના નિયમે આપણે જનસમાજને ભારે નુકશાન કરીએ છીએ. દ્રવ્ય વિના શું કરશું ! મને હવે વિચાર સુઝે છે. આ કંઇ સ્તેયકર્મ નથી. કેમ, આપણે આ લેઇ લઇશું ના ? " કાન્તા જે આ બધુ ઉદ્વીગ્ન મને સાંભળ્યા કરતી હતી તે નમ્રતા પુર્વક કહેવા લાગી, " નાથ ! હું આપને શું જવાબ આપું ! પણ આપનાજ ઉપદેશોનું સ્મરણ કરતાં મને જણાય છે કે આપે અસ્તેયનો અત્રે અનાદર કર્યો જેવું થયું છે, આપેજ જણાવ્યું હતું કે પોતીકી મહેનત સિવાયનું દ્રવ્ય મેળવવું તે અસ્તેયમાંજ ગણાય. આપે પિતાજીના દ્રવ્યમાં આપણો હિસ્સો હોવા છતાં અસ્તેયવ્રતનું ખરા સ્વરૂપમાં પાલન

કરવા ધર તરણું છે. વળી આપના થોડા સમય પહેલાંના વિચારમાં આ દ્રવ્ય જોતાંની સાથેજ તે સર્વ વિચાર ફરી ગયા એજ જણાવે છે કે આ દ્રવ્ય શુદ્ધ નહિ પણ મલીન છે. આ દ્રવ્ય લેવામાં આપણે ચોરી નથી કરતાં, તેમ તે લેવામાં આપણે મહેનત પણ કરી નથી. આપણી મહેનતથી સંપાદેલા દ્રવ્ય શિવાયના દ્રવ્યમાં દ્રવ્યબુદ્ધિજ, અસ્તેયનો ભંગ કરે છે તો તે લેવા મરજી થવી તે તો ઉચિત ગણાયજ કેમ ? જનસમાજને હાની ન થવા માટે આપણી પાસે એક ઉત્તમ ઉપાય છે. આપણે આ સ્થાનને બરાબર ધ્યાનમાં રાખવું અને કોઇ યોગ્ય પાત્રને અણીના વખતે આ દ્રવ્યનું સ્થાન સૂચવી દેવું. અને આપણી ગરીબાઈ તો, આપણેજ સ્વિકારી છે માટે તેને તિરસ્કારવી જોઇએજ નહિ. આ દ્રવ્યથી દૂર થતાંજ તે યાદ પણ નહિ આવે. "

રશ્મિકાન્તના ધ્યાનમાં આ વાત ઉતરી નહિ. તે બોલ્યો " આપણે બીજા કોઇ શહેરમાં જઇ ત્યાં પણ દ્રવ્ય તો મેળવવુંજ જોઇશે ને ? આ દ્રવ્યપર બીજા કોઇ પણ માણસનો 'પોતાનો હક્ક છે' એમ જણાવતું કોઇ છે નહિ તો બીજા કોઇને ઉપયોગમાં ન આવતી ચીજને આપણે ઉપયોગમાં લઇએ તો શું ખોટું ! આપણે દ્રવ્ય વિના કેમ ચલાવીશું ? મને તો આવાજ વિચાર આવે છે. આવુંજ સુઝે છે. " રશ્મિકાન્તની સ્થીતિ સ્મશાનત્યાગીના જેવી થઇ ગઇ હતી, તેનુ મન બીજા વિચાર કરી શકતુંજ ન હતું, કાન્તાનું ધૈર્ય અડગ હતું, તે રશ્મિકાન્તની માફક નરમ થઇ જાય તેમ નહતી. આધ્યાત્મિક સામગ્રીથી ભરપુર કાન્તાનું હૃદય આર્થિક સામગ્રીથી લલચાય તેમ નહતું. તે બોલી—નાથ ! આ દ્રવ્યનું માપ થઇ શકે તેમ છે માટે તે સદા ટકે તેમ નથી. આનો અંત આવશે. આપણું કેન્દ્ર અંતમાં નથી પણ અનંતમાં છે. આ ભાર અહીંથી ઉચકી જવાને બદલે અનંત ત્રીજોરીમાં આપણે વિશ્વાસ કાં ન રાખવો. આ પ્રત્યક્ષ દ્રવ્યનો માલીક કોઇ નથી તેજ જણાવી આપે છે કે તે આપણું નથી. અને આપણું નથી તો આપણે તે લેવું પણ કેમ ! બીજાની વસ્તુ માટે તેના ઉપયોગમાંથી દૂર થઇ હોય તેવી વેળાએ પણ તે વસ્તુ મેળવવા આપણે વિચાર કરવો તે આપણી ભીરૂતાજ છે; આપણા સામર્થ્યમાં અશ્રદ્ધાજ છે. આવી જાતની અશ્રદ્ધા તે અસ્તેય નથી. પરંતુ ઇશ્વરની અગાધ ત્રીજોરીમાં તથા પોતાના સામર્થ્યમાં શ્રદ્ધા તેજ અસ્તેયવ્રત્ત છે અને તે આપણે સ્વીકાર્યું છે. **અસ્તેયવ્રત્ત તે અનર્ગળ દ્રવ્યનો અમોઘ ઉપાય છે,** અને આ સત્ય આપણે હમણાંજ જોયું છે. ઉષાકાન્તભાઇએ બધી મીલ્કતપર પોતાનો હક્ક છે એમ તમોને જણાવ્યું હતું, તેથી આપે પોતાનો હીસ્સો પણ ત્યજી દીધો. પાર્થિવ દ્રવ્યનો અનાદર કરી આપ આ રસ્તે વળ્યા. પરિણામમાં આ દ્રવ્ય પાછું આગળને આગળ આવ્યું. જ્યાં સુધી આપને આત્મશ્રદ્ધા છે. જ્યાં સુધી અસ્તેયવ્રત્ત આપના અંતરમાં આરૂઢ છે ત્યાં સુધી દ્રવ્ય તો ડગલે ને પગલે આપની સમીપજ આવવાનું, પાર્થિવ ત્રીજોરીનો અંત આવે પણ ઇશ્વરી ત્રીજોરી તો અનર્ગળ છે. નાથ ! દૃઢ થાઓ. ચાલો, આ સ્થાનજ ભ્રષ્ટ વાતાવરણ વાળુ છે. "

રશ્મિ૦—" પણ આનો આવ્યો દાવ ચુકવા જેવું થાય છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે અને મ્હોં ધોવા જવા જેવું કરીએ છીએ. " રશ્મિકાન્તને દ્રવ્ય ત્યજી ચાલ્યા જવું અકારૂ થઇ પડયું. કાન્તાએ જાણ્યું આ આવી રીતે સમજનાર નથી. તેને કીસ્સો

જેકયો તે બોલી " માંકામામા અને દોલાકાકાએ આપને કાલે રાત્રે છેવટે શું કહ્યું હતું તે યાદ છે કે, જો આ દ્રવ્યમાં હાથ ઘાલશો તો જ્યારે ત્યારે આ દ્રવ્ય તમોએ પિતાજીની મીલ્કતમાંથી ઉચાપત કરેલું ઠરશે. માટે આને તો અહીંજ રહેવાં દો." રસિકકાન્તને ના છુટકે દ્રવ્ય ત્યજવા જરૂર પડી. બન્ને આગળ ચાલ્યાં. ધીરે ધીરે ટેકરી આગળનું દ્રવ્ય લક્ષ બહાર થયું.

વનમાં ફળ ફુલ વિગેરેનાં ઝાડ પુષ્કળ હતાં. પ્રવાસમાં ભૂખ જેવું જણાતાં ફળોના ઉપયોગ થયો. એકાદુ ઝરણાંના પાણીથી તરસ પણ છીપી હતી. બપારે એક વીશાળ ઝાડ નીચે બન્ને વિશ્રાંતિ લેવા બેઠાં. વિધ વિધ વિષયપર વાર્તાલાપ કરતાં કાન્તાએ ટેકરીવાળા દ્રવ્યની વાત સંભારી, અત્યારે રસિકકાન્તનું ચિત્ત સ્વસ્થ હતું. તેને તે દ્રવ્ય હવે ક્ષુદ્ર ભાસવા માંડ્યું, પોતે જણાવેલી ભીરૂતા માટે તે શરમાયો અને પસ્તાયો, તે બોલ્યો " દેવી ! મેં ઇશ્વરનો અપરાધ કીધો. મેં તેના પ્રતિની શ્રદ્ધામાં પાછીપાની કરી. આ શું ! મને એમ કેમ થયું ? " કાન્તાએ કહ્યું " પ્રભો ! આપનો દોષ નથી. આપે સ્થાનની સત્તા જોઇ! તે સ્થાનના વાતાવરણમાંજ એવા સંસ્કાર હતા. દ્રવ્ય પણ તેવુંજ. "

કેટલોક વખત વિરામ લેઇ તેમણે પાછા પ્રવાસ શરૂ કર્યો લગભગ બે કલાક ચાલ્યાં હશે એટલે એક ખીણુ આવી. એક બીજાના હાથ ઝાલી ખીણમાં અટપટા અને સાંકડા રસ્તાઓમાં ચાલવા માંડ્યું ખીણમાં કલાકેક ચાલ્યા પછી કાન્તા બોલી " નાથ ! આપણે હવે કેટલુંક દૂર જવાનું છે. આતો હવે રાત્રિ પડશે. વળી આ ખીણમાં પશુઓનો ભય જણાય છે રાત્રિ પડશે તો આપણે ક્યાં રહીશું ! અંધારૂં તો થવા આવ્યું. આપે મને જણાવ્યું હતું કે રાત્રી પહેલાં આપણે પહોંચીશું, હવે તો થાક પણ લાગ્યો છે. ચલાતું પણ નથી. આ'તું શે ચલાય! આટલુંએ હું તો આપની હુંફે ચાલી શકી છું."

રસિકકાન્ત—' પ્રિયે ! ગભરા નહિં. આજ આપણું સંકેતસ્થાન. જો સામે, કેમ? "

(અપૂર્ણ.)

---

ધન, વૈભવ, અન્ન, વસ્ત્ર વગેરે પ્રાપ્ત ન થતાં હોયને તેથી જે દીનતા માનવામાં આવે તે વાસ્તવિક દીનતા ગણાતી નથી; પરંતુ ગમે તેવો ધનાઢ્ય હોય તો પણ જ્યાં સુધી તેણે પરમાત્માનું સર્વોત્તમ પદ પ્રાપ્ત કર્યું હોતું નથી, ત્યાં સુધીની જે દીનતા તેજ વાસ્તવિક દીનતા ગણાય છે. **શ્રી કાગળવાળા.**

* * * *

સુવર્ણ, મોતી, રત્ન, આદી દ્રવ્ય, મહેલ, માળા, વાડી, બગીચા વગેરે પ્રાપ્ત કરનારાં વાસ્તવિક સંપત્તિવાન ગણાતા નથી, પરંતુ અપરોક્ષ જ્ઞાન, સાત્વિક સ્વભાવ, સમતા, શાંતિ, આનંદ, સત્પ્રેમ વગેરે પ્રાપ્ત કરનારાં જ વાસ્તવિક દૈવી સંપત્તિવાન ગણાય છે.

**શ્રી કાગળવાળા.**

* * * *

શ્રીભક્ત.

## Straits of Malacca-Penang.

Govardhan I. Patel B. A.-Baroda.

What Silvery clouds link round those piles
Making a sky on earth,
How sunny look those dark grey isles
Floating on waves in mirth.
That chain of hills in creslent stands
To check the pride of sea,
How hangs that cloud on yonder peak
A flag of victory.
Hundreds of trees on coast-line stand
Forming phalanx files,
Subdued are waters and rouse no wave
In quee for miles and miles.

---

## —A Rainbow on the sea—

Govardhan I. Patel B. A-Baroda.

Why dance these waves with smiling crests!
To great the morning sun!
They whisper joys at Rainbow wright
On yonder horizon.
Hail! Thou Queen of Watery world
Emerging from the sea,
Thy blushing hues the waves reflect
With undue ectasy.
What sudden change! Thou fade and fade!
A vacant space I see
The sun there hides his face in cloud
To shed a fear for thee
The cloud in anger drops that tear
On dark blue waves below:
A heavy shower strikes the waves
With hollow shrill of woe.

---

# *संज्ञा; स्नेहलग्ननी.

( લે૦—કેશવ, હરગોવિન્દદાસ. શેઠ. )

૧

×તિમિર ભરેલી કાળી નિશાએ,
[1]માંડવલાની સઘળી દિશાને;
ઘેરી લીધી'તી, સખા!
માંડવલા પર [2]ચન્દરવો બાંધેલો.
તે પર [3]મૌક્તિક ને માણેક ટાંગેલાં,
મધ્યે મોટો [4] ગોળો ચોઢેલો;
તે પલકે પલકે ચળકે,
" મર્ત્ય લોકની મુગ્ધ વિલોકી,
ઊંડીમાં કરતા અમૃતપૂર વાસીનાં,
હોંશી સ્મીત જાણે મુખડાં મલકે;
એમજ અત્ર એ પલકે પલકે ચળકે; "
દિશાઓ શાન્ત પણ શુન્ય હતી.
[5]મહીં ખીલી રહેલી લીલી વનસ્પતિ,
હતી તો મઝાની; જાની!
કિન્તુ એ વિષે,
મિષે મિષે ૫ કેલી કેલી કરનાર,
મંજુલ, રસિક, મધુર, અને,
અમુલાં ફુળફુલની કદર ધરનાર;
ને—અમર વેલીને વરનાર,
વીરલાઓ વીરલજ હતા; સખા!
[6]અનિલ આછો આછો વરસતો હતો,
તથાપિ તે સ્થિર તો નહતોજ થતો;
અનિલના આવાહને પીપળનાં પર્ણ,
ખરતાં; ને તેથી કુમળી કુંપળો,
હસતી હોમની! આભાસ એવો થતો.
સ્તોવાઇ એકલીજ;
એ અનિલલહરીએ તણાતી,

---

* કથા કલ્પિત નથી, કિન્તુ સત્ય છે. ×બાલલગ્ન જેવી કેટલી રૂઢિઓએ દેશની અધોગતિ આણેલી છતાં લોકો આંખો ખોલી ઘટીત્ ફેરફાર કરવાને કંગાળ હોવાથી સંસારને એક અન્ધારી રજની કલ્પી છે. ૧. વિશ્વરૂપ ૨ નભમંડળ ૩. ઉડુગણ ૪ શશધર. ૫ એટલે આર્યદેશમાં ૬ ઉચ્ચાશયો.

અબળા પણુ નિર્મળા.
તમમય નિશાએ દિશા હુંઢતી,
મોંજલામાંની પરિમળ સુંઘતી;
કવચિત્—[1]કુસુમો, અને લલિત લુમો નેમ ચૂંટતી.
ચરણુ ધીરેથીજ ધરણી પર મૂકતી,
વિકટ વાટિકા કાપતાં આગળ પળતી'તી૦
શિર કેશ શ્યામ. ચકચકિત હતા; બાલિકાના,
કિન્તુ પાંથી ન હતી પાડેલી !
શરીરે શ્વેત સાડી પરિધાન કરેલી; બાલિકાએ,
કિન્તુ કોર ન હતી મટેલી !
લલાટ તેજોમય તેમ ભવ્ય હતું; બાલિકાનું,
કિન્તુ કુમકુમની ચાંદલી ન હતી કરેલી !
સૌન્દર્ય તો કુદરતેજ બક્ષેલ,
સાથે સદ્‌ગુણુ પણુ અર્પેલ;
જોકે એની યોગ્ય વય થયેલ,
તથાપિ કર, ચરણુ તો નરના જેવા !
છતાંય શીલ—પુનિત પ્રતિમા,
વનદેવી જેવી જણાતી હતી ! ખચિત;
એવી વનદેવી જેવી ( દેવી )
રજનીએ એકલીજ કોળીલા—અરે !
કિશોરી; ઉંડું, ઝીણું વિણા શું—ગાન,
આનને ટહુકતી—ને પગલું આગળ મૂકતી;
કહું છું, એ શું ગાતી'તી તે-શ્રવણુકરઃ—
[2]" ઝીણો ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુન્દલડી "
જાણ્યું ?
પણુ બન્યું ! એતો એના અંતઃકરણુની ઉંડી દાઝ.
બાકી ન હતી ગાજવીજ કે ન હતો વનરાજ.
ગગન મંડળ નિર્મળ હતું;
ઉડુગણુ પણુ પૂર્ણ રીતે ખીલેલા,
ત્યાં તે મેહુલો શાનો ?
સખા ! માનો વા ન માનો—કિન્તુઃ—
[3]" આ શું ! આંસુ કે ચોમાસુ આવ્યું આંખમાં ";
ખચિત બનાવ એવો બનેલો—અને,

૧ કષ્ટે કંટાળેલી કામા કોઇ વખત કુદરતી નિયમનેય તુચ્છકારતી—(ઉપેક્ષા). ૨ મીરાંબાઇ.—
૩ શ્રી. કલાભાઇ.

કમળ શાં ખુલતાં ને બીડાઇ જતાં;
મૃગ શાં અણિયાળાં કિન્તુ કીકીથી કાળાં,
એવાં લલિત લોચનદ્વારા–મિટે મિટે;
ટપક, ટપક, મૌક્તિકના ઝીણા કણુશા,
અશ્રુ બિન્દુ ટપકતાં ને.
વદન વેલીથી કુસુમો શ ખરતાંતાં,
ખરેખર, તે આ પ્રમાણેઃ—

( રેખતો)—

" દુઃખીના દીલની પીડા,
" કવણને કહીશ પંખીડા !
" કહે તો દુઃખીં ને કહે જે,
" સુખીનું નામ ના લે જે.

( પ્રયોજન )

" દુઃખીના દીલની પીડા,
" સુખી ના પ્રીછશે વીરા !
" સુખી તો શોખમાં મસ્તાન,
" દુઃખી કંઇ શોકમાં બે ધ્યાન.
" અરે ! તો લાવ જા ઢુંઢી,
" દુઃખી ને કો મદુલીથી;
" મળે તો કંઇ મળે આરામ,
" મગર આ અન્તનાજ મગ્રુમ."

( ત્યાર પછી )—
મન્દાક્રાન્તા—

વાયુ વેગે કદળીં પડતી એમ બાળા ઢળી ગઇ
ઊંચા શ્વાસે હૃદય ધડકે શાન પૂરી મળે નહિ
એ વેળાએ હતું ન તહીં કો કોણ સંભાળ લે રે !
[1] બાળી ભોળી કુમળીં કળી ને ત્યાગી દીધેલ વેલે.

( શિખરિણી )

પ્રભુ અંતર્યામી, જીવન જીવના દીન શરણા.
સિવાયે કો સુણે, દીન જીગરને દેજ કરુણા;
મળે કોઇ વિશ્વે, કદર કરનારા વીરલ તો,
ન લે બાકી બીજા, મધુર રસ મોંઘી પિમળનો

( અનુષ્ટુપ )

દયાવાન દીનાનાથે, પોતાનો ગણુ મોકલ્યો.
પડી હતી જ્યાં બાલિકા, યુવાન-તે-પ્રતિ-વળ્યો.

[1] અર્થાત્ બચપણુથીજ માતૃવેહથી વિખુટી થયેલી.

(વસન્ત તિલકા)

સંસારયોગી મનને ગુરુ માનનારો,
સંસારને સુરપુરી તુલ્ય જાણનારો;
સંસારીની શીળગુણે ભીડ ભાગનારો,
એવો ભલો યુવક બાલી સમીપ આવ્યો.
બાલિકા બેભાન હતી
યુવકે તે જોયું, પણ * જાણ્યું નહિ
સન્નિધાન એક સરોવરિયું હતું
પાસલથી યુવક ત્યાં ગયો
સ્વચ્છ સલિલ થોડુંક પીધું–ને
એ નિર્મળ જળ જળપાત્ર માંય લીધું
પથિક ત્યાંથી પાછો વળ્યો

પછી, પ્રભુના બાળકે,
પ્રભુની પ્રસાદીનો,
કુમળી કળી પર આછો છંટકાવ કર્યો;
છંટકાવ ફળ્યો પણ ખરો,
" જળના રૂપેરી ઝરણે જેમ,
કરમાતી વેલ ખીલે, એમ,
કિંવા—પ્રભાકરના કિરણે જેમ
પંકજ પત્ર ખુલે ને પ્રફુલ્લ જણાય,
એમ બાલિકા જણાઇ.
આળસ મરડી નિદ્રામાંથી ઉઠે એમ,
અબળા ઉઠી; ને—
પૂર્ણ પુનિત પ્રતિમાને—પ્રતિદષ્ટિએ,
અવલોકી; ત્હેના પ્રતિ ટગર ટગર
વગર સંકોચે, વગર ડરે, સ્થિર નજરે,
વિચારતી તિરછા નયને જોઈ રહી;
મધુર મોરલી, કોડીલા કલાપીના સ્હામે,
ટગર ટગર પણ નીચી દષ્ટિએ મોહી રહી !
તત્ર કલાપીએ મનગુંજ કેકારવ કર્યો:—

( શિખરિણી. )

" અહો કેવા પન્થે, કુદરતી કરે છે ગતિ અને–"
" અહો ! કેવા પન્થે, કુદરતી તણું બાળક ભમે ! "

(અપૂર્ણ.)

---

* તે કેમ બેભાન હતી તે.

# स्फिंक्ष अने ते संबंधे यत्किंचित् प्रकाश.

—લેખક. કુન્દન સુહૃત્સંસદ્, ગુજરાત કોલેજ.—

શ્રી ભક્તનો ગત વર્ષનો માર્ગશીર્ષનો અંક વાંચ્યા પછીથી મારૂં ચિત્ત નવાજ વિચારો સેવતું હતું. દિવસે દિવસે વિચારોનો ભંડાર વધતો ચાલ્યો પણ ઇચ્છેલું સત્ય જાણવાને બદલે ગુંચવાડો વધવા લાગ્યો. જે દિવસે "પૃથ્વીમાં પડ" નું પ્રુફ વાંચ્યું તે દિવસે મને કંઇક નવી આશા સ્ફુરી આવી અને કોઇ દૈવી સત્તાને મારો ગુંચવાડો ઉકેલવા વિનવવા નિશ્ચય કર્યો. તેજ રાત્રિએ ઘરમાં સર્વના નિદ્રાવશ થયા પછી છાનોમાનો પથારીમાંજ બેઠો. થઇ અનુક્રમે મારા સદ્‌ગુરૂ ભગવાન તથા પ્રુફ વાંચતાં જાણેલા સદ્‌ગુરૂથી અભિન્ન વિશ્વંભરનુ સ્મરણ કરતો મને સ્હાય અર્પવા વિનવતો હતો. મને સમજાય છે કે હું અર્ધ જાગ્રત્ અને અર્ધ નિદ્રાવાળી સ્થીતિમાં બેઠો હઇશ તેવામાં મને અદ્‌ભુત દર્શન થયું. એક ગરૂડ પક્ષી પોતાની પાંખો, જેમાં તેજોમય આકૃતિ—એકમાં મારા સદ્‌ગુરૂની અને અન્યમાં તદ્‌ભિન્ન સ્વરૂપની–હતી તે પોતાની પીઠપર કંઇક સત્, અસત, દેખાતું વળી કંઇજ નહિ, એવું તત્વ લેઇ મારા સમીપ આવી પહોચ્યું. મેં જેમ બારિકીથી જોવા માંડયું તેમ તેમ પાંખો માંની આકૃતિઓ પણ પીઠપરના તત્વજેવી ક્રિયાવાળી અને ક્રિયા રહિત સ્થિતિ ભોગવવા લાગી. મારો ગુંચવાડો વધવા લાગ્યો. હું ચિત્તને એકાગ્ર કરતો પ્રાર્થના કરવા લાગ્યો. "હો! પરમ તત્વ હું આપના મૂળ સ્વરૂપને ઓળખી શકતો નથી. હું ઇંદ્રિયથી વ્યાપાર કરનારો, આપનું કોઇ ઇંદ્રિયગોચર સ્વરૂપ હોય તોજ અનુભવી શકીશ. પ્રભો! કૃપા કરી મને સ્હાય આપો."

આશ્ચર્ય! ગરૂડાદિ અદૃશ્ય થઇ ગયું અને સર્વત્ર તેજ પ્રસરી ગયું, ઉંડો મધુર ધ્વનિ ઉઠયો "કેમ! હમણાંનું તને ગુંચવાડામાં પડવાનું કારણ જાણે છે?" હું બોલ્યો "પ્રભો! હું મારા વ્યવહારમાં વિજય મેળવવા આપની સેવા છોડી, આપથી દૂર રહ્યો તેજ–કારણ સમજાય છે. પણ પ્રભો! તેમ કરવામાં મેં બીજાં સગાંઓની સલાહ માની છે. હવે માત્ર એકાદ વર્ષ પછી હું મારી પહેલાંની ક્રિયાઓમાં યોજાઇશ, પણ હાલતો મારો ચાલુ ગુંચવાડો દૂર કરો. નાથ! બાળકનાપર કૃપા રાખો." અવાજ આવ્યો "તારી ચક્ષુ તથા કર્ણેંદ્રિય જેજે અનુભવે તેમાંથી તેને તું જાણુશે."

થોડી ક્ષણો વીતી નહિ; ત્યાં તો મને પૂર્વ દિશાભિમુખ બેસવા આજ્ઞા થઇ; અને મેં તેમ કર્યું. મારી અગાડી પૂંઠ કરતું કોઇ પ્રાણી મને જણાયું. મેં તપાસ કરી તો પાછલો ભાગ સિંહનો અને તેનો આગલો ભાગ સ્રીનો જણાયો, હું સ્તબ્ધ બન્યો, ત્યાં સ્વર આવ્યા "મારા સ્વરૂપનો સંકેત જાણવા તારી મહેનતના પ્રમાણમાં હું ઉત્તર આપીશ. માયાવેષ્ટિત આત્મા સાધારણ પ્રસંગોમાં અહં મમત્વમાં ગુથાયાથી આત્મા સંબંધે વિચાર સરખો કરતો નથી. પણ જ્યારે ભય કે દુઃખમાં હોય છે ત્યારે દૈવીસત્તાની શોધમાં લાગે છે. ઇજીપ્તમાં નાઇલ નદી જે સમયમાં ઉભરાય છે અને સર્વત્ર ત્રાસ ફેલાવે છે તે વેળાએ આકાશમાં સિંહ, અને કન્યાના ગ્રહો હોય છે. મનુષ્ય આવા ત્રાસના વખતમાં દૈવી સત્તા શોધે છે તે અનુસાર ત્યાંના લોકો પણ તેની શોધ કરતા, અને દૈવી સત્તાને મનુષ્ય આકાશમાં ધારતા હોવાથી સિંહઅને કન્યા(Leo અને Virgo)પર તેમની દૃષ્ટિ ઠરી. તેમણે તે અનુસાર સત્તાનું સંકેત Sphinx સ્ફિંક્સ બનાવ્યું અને તેની સેવા સ્વિકારી—" મને પ્રશ્ન ઉઠયો કે માણસોને સ્ફિંક્સ મળી જતું, તે વાત—"ધિરજ રાખ. પહેલાં જણાવ્યું તેમ નાઇલ નદી સાથે મારો સંબંધ હોવાથી તેનાથી થતું નુકશાન મને આરોપાયું. મારા સંબંધમાં અનેક દંત

કથાએ શરૂ થઇ, અને તેમાંની એક તારા વાંચવામાં આવી. મને દૈવી સત્તા તરિકે પૂજનારને હું દેવીસત્તાજ છું. તારા સદ્ગુરૂ તથા તદભિન્ન મૂર્તિઓમાં પણ હુંજ છું" મારી શંકાનું સમાધાન પુરૂં થતાં પહેલાં તો તે પ્રાણી ચાલી ગયું. પણ અહા! મારા સદ્ગુરૂ મારી નજીક આવ્યા અને માથે હાથ મુકી બોલ્યા "કેમ થોડી મહેનતમાં ઘણો લાભ લેવો છે કે?" મેં કહ્યું "પ્રભો! આપની કૃપા છે તો મારે મહેનતજ કર્યા કરવાની છે!" તેઓ હસ્યા.–

મારાપર કરૂણા વર્ષાવતા તેઓ બોલ્યા "રહસ્ય પુરેપુરૂં સમજતાં તારો નાશતો ઉજ. માટે તને પણ અડધુંજ હું જણાવીશ. હું તને

" Osiris sinks in capricorn
And Isis seals the tomb
Horus the prince of Love is born
And joy dispelleth gloom"

ના બે રીતના જવાબ આપીશ. પહેલો; સૂર્ય મકર રાશીમાં ડુબતાં તેની (સૂર્યની) સ્ત્રી પૃથ્વી ધનધાન્યાદિની કબર બંધ કરે છે અર્થાત વર્ષાદને અંગે પાકતાં ધાન્યો બંધ થાય છે—મૃત્યુને પામે છે. પણ વસંત ઋતુમાં પ્રેમોદ્દિપન થાય છે જેથી આનંદ ઉદ્ભવતાં શોકાદિનો અંધકાર નાશ પામે છે" મેં જણાવ્યું "પ્રભો! આ ઉત્તરથી મને સંતોષ થતો નથી."

તેઓશ્રી બોલ્યા "સબુર! ધ્યાન આપ. એસિરીસ એ સર્વે સદ્ગુણો જેવા કે પવિત્રતા (holyness) વિગેરેના અધિપતિનો સંકેત છે. ઇસિસ સત્ય (truth) સ્પેન્સર કવિની યુના (Una) છે. મકર (capricorn) કલ્પિત રાક્ષસ અથવા મગર (eligator) નું સૂચન છે. કલ્પિત રાક્ષસ કલ્પનાજ સૂચવે છે અર્થાત અસત્યનું પરિણામ દર્શાવે છે જે જીવનો સંકેત છે. મગર પણ અસત્યનું સૂચન છે કારણ તેને અંગ્રેજીમાં (crocodile's tears) મગરનાં આંસુ સાથે સંબંધ છે, જે અસત્યનુંજ સૂચન છે માટે જીવનો સંકેત છે. પ્રેમ તે ઇશ્વરનો સંકેત છે કારણ Love is God શુદ્ધ પ્રેમ ઇશ્વર છે. કેમ કંઇ સમજાય છે?"

મેં કહ્યું "પ્રભો આપજ બધું સ્પષ્ટ કરો."

તેઓશ્રી બોલ્યા "જ્યારે ગુણો, સદ્ગુણો વિગેરેના અધિપતિને માત્ર જીવાત્મામાંજ રાજ્ય કરવા દેવામાં આવે છે, અને સત્ય, જીવાત્માની કબર બંધ કરે છે અર્થાત્ તેને આત્મા બનાવે છે, ત્યારે તે પ્રભુરૂપ થાય છે.

જીવાત્મા એ સત્ય નથી પણ અસત્ય છે. માયાના પ્રભાવે કલ્પિત ભ્રમ છે. ગુણ, સદ્ગુણ વિગેરેને જીવાત્મા સાથે સંબંધ છે. આત્મા ત્રિગુણાતિત છે. આ બધાનો અનુભવ કરાવનાર સત્ય છે. જ્યારે સત્યથી જીવાત્માનો નાશ થાય છે ત્યારે આત્માનો આદુર્ભાવ થાય છે. આત્મા સત, ચિત્ અને આનંદ છે. આનંદ ત્યાં શોક નહિ. ચિત્ પ્રકાશ ત્યાં અંધકાર નહિ.

... ... ... ... ... "

અન્તે મેં પૂછ્યું "પ્રભુ! શ્રી ભક્તમાં સૂચવ્યા પ્રમાણે હું ઉત્તર આપું કે નહિ!" તેઓશ્રી બોલ્યા "જેવી તારી ઇચ્છા, મારી મના નથી."

ઇષ્ટનું સ્મરણ કરતો કરતો ઉંઘવા મેં ઘણોજ પ્રયત્ન કર્યો પણ ઉંઘ ન આવવાથી મેં આ સઘળું લખવા વિચાર કિધો અને આ પત્ર બંધ કરતી વેળાએ રાત્રીના બે વાગ્યા છે. પ્રભુ આપણને સર્વેને અધિક પ્રકાશ દર્શાવો અસ્તુ.

# પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર.

આ પરોપકારી વિદ્વાન પુરૂષ ઇ. સ. ૧૮૨૦માં મીદનાપુર જીલ્લામાં ખીરસીંગ નામના ગામમાં જન્મ્યા હતા. તેમનાં માતપિતા અતિ નિર્ધન હતાં. તેમને અન્ય કોઇની સાહાય ન હતી. મહાપુરૂષો સાહાય વિના પણ કેવી મહતી ઉન્નતિ કરી શકે છે તેનું તે જ્વલંત નિદર્શન હતા. તેમણે સરકારી સંસ્કૃતશાળામાં શિક્ષણ પ્રાપ્ત કર્યું. તેમના જ્ઞાનથી પરીક્ષકો તથા શિક્ષકો એટલા તો પ્રસન્ન થયા કે તેઓએ તેમને વિદ્યાસાગરની પદવી આપી.

ઇ. સ. ૧૮૪૧માં ૨૧ વર્ષની વયે ફોર્ટ વિલીઅમ કોલેજમાં સરકારના મુખ્ય પંડીતની સરકારી નોકરી તેમણે સ્વિકારી. આ સમયે તેમણે અંગ્રેજી અભ્યાસ આરંભ્યો. થોડાજ સમયમાં તેમણે તે ભાષાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું. ઇ. સ. ૧૮૪૬માં સંસ્કૃતશાળામાં તે સાહાયભૂત વ્યવસ્થાપક ( Assistant Secretary ) નીમાયા. ત્યાં તેમને શિક્ષણપતિ મંડળ ( Council of Education ) ના સભાસદો સાથે ન બનવાથી તેમણે તે અધિકારનો ત્યાગ કર્યો. ઇ. સ. ૧૮૪૯માં તે ફોર્ટ વિલીઅમ પાઠશાળામાં મુખ્ય શિક્ષક નિમાયા; તથા તેમને સંસ્કૃત પાઠશાલાના ઉપાધ્યાયનો અધિકાર પ્રાપ્ત થયો. મુખ્ય શાલાધિકારીના કાર્ય ઉપરાંત હુગલી, નદીઆ, બર્દવાન તથા મીદનાપુર જીલ્લાની શાળાઓના તે ઇ. સ. ૧૮૫૫માં નિરીક્ષક નિમાયા. તેમના સ્વતંત્ર વિચારોને લીધે આ સર્વ પરતંત્રતા તેમને રૂચિકર ન થઇ. સામાજીક શિક્ષણના મુખ્ય યોજક ( Director of Public Instruction ) ની સાથે તેમને અનુરાગ થતાં ઇ. સ. ૧૮૫૬માં તેમણે નોકરી છોડી.

પ્રખ્યાત બંગીય કાવ્યકાર મધુસુદનદત્ત કહે છે કે "તે પ્રાચીન ઋષિના જેવા સરલ છે, ઇંગ્રેજ જેવા કાર્યદક્ષ છે, તેમનો પ્રેમ બંગીય માતાના જેવો છે."

વિનેતા રૂપે સંસ્કૃત શાલાને ઉત્તમ પંક્તિએ તે લાવ્યા. તેને સુવ્યવસ્થ કરી. આ કાર્યમાં તેમને અનેક વિઘ્ન નડયાં, તોપણ અંતે તે વિજયી થયા. ઇ. સ. ૧૮૬૪માં સાધારણ વર્ગની પ્રજાને ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત થાય, એવા ઉદ્દેશથી પોતાના બે લાખ રૂપીઆ ખર્ચી તેમણે રાજધાનીય શાલા ( Metropolitum Institution ) સ્થાપન કરી. પોતાની જન્મભૂમિ ખીરસીંગમાં પણ તેમણે ઇંગ્રેજીશાળા સ્થાપન કરી. ત્યાં વિનામૂલ્યે વિદ્યાર્થીઓને આશ્રય તથા શિક્ષણ પ્રાપ્ત થતું. પ્રાકૃત ભાષીય શિક્ષણઅર્થે પણ તેમણે ઉત્તમ પ્રયત્ન કર્યો. તે સમયે શાલામાં યોગ્ય પુસ્તકો ન હોવાથી, બાલપોથીથી સર્વ ઉચ્ચ વર્ગોને અનુકૂલ આવે એવી પુસ્તકમાળા તેમણે તૈયાર કરી.

પ્રવેશક સંસ્કૃત વ્યાકરણ તથા સંસ્કૃત પુસ્તકમાલાથી સંસ્કૃત શિક્ષણ પણ તેમણે સરલ કર્યું. તેમણે ગદ્ય, પદ્યાત્મક ઘણા સંસ્કૃત ગ્રન્થો પ્રકાશિત કર્યા. માસ્તર બેટથુન સાથે સ્ત્રિ શિક્ષણાર્થે તેમણે ઉત્તમ પ્રયત્ન કર્યો.

પંડિત શ્રી સંસારસુધારક પણ હતા. વિધવા સ્ત્રિઓ અત્યંત દુઃખમય, શોકજનક સ્થિતિથી તેમનું હૃદય દ્રવીભૂત થયું. શાસ્ત્રત્વે કરી તેમણે નિશ્ચય કર્યો કે વિધવા પુનર્લગ્ન ને શાસ્ત્રથી બાધ નથી. આ સિદ્ધાન્ત પ્રતિપાદિત કરવા તેમણે ઇંગ્રેજી તથા બંગીય ભાષામાં ઉત્તમ લેખો લખ્યા; એટલુંજ નહિ પણ સરકારના આશ્રયથી વિધવા પુનર્લગ્ન ન્યાયપુરઃસર છે એવો કાયદો અમલમાં મૂકાવ્યો.

આ પરોપકારી પુરૂષ દરમાસે ૧૫૦૦ રૂપીઆ ખર્ચતા. કોઇ પણ નિરાધાર, નિર્ધન, કે દુઃખીને આશ્રય દેવા તે ઉદ્યત રહેતા પંડિત, વિનેતા, સુધારક તથા પરોપકારી રૂપે બંગાલામાં પ્રખ્યાતી પામી ઇ. સ. ૧૮૯૧ ના જુલાઇની ૨૯ મી તારીખે સદ્‌ગતિ પામ્યા.

કાર્ય દક્ષતા. કાર્યકારણ શક્તિ, ગોપન શીલતા, અંતસ્ફુરણ તથા સ્મરણ શક્તિઆદી ગુણો તેમનામાં આવિર્ભાવને પામ્યા હતા. મનુષ્યસ્વભાવની પરીક્ષા અતિસોન પણ તેમનું ઉત્તમ હતું. પરોપકાર તેમના જીવનનું લક્ષ્ય હતું, તેમનું અંતઃકરણ શાન્ત સરલ, અવિકારી તથા વાત્સલ્યભાવથી પૂર્ણ હતું.

आखो दिवस पोतानो चालु उद्योग करवा उपरांत मात्र एक अथवा बे कलाकज काम करवाथी पोतानी रोजनी उपज करतां बेवडी अथवा त्रण गणी कमाई करी शकाय छे.

अमारा केटलाक सब एजन्टो प्रथम नोकरी करता हता अने ते साथे अमारुं पण काम करता हता. पण ज्यारे तेमनी खात्री थई के नोकरी करवा करतां अमारा काममां तेमने त्रणथी चारगणी वधारे आवक थाय छे त्यारे तेमणे पोतानी दश दश वर्षनी नोकरीओ छोडी दइ वधो समय अमारा काममां रोकवा मांडयो अने हाल तेओ स्वतंत्रपणे घणी सारी पेदाश करे छे.

जेमने अमारा सब एजन्ट तरीके

# श्री भक्त सचित्र मासिकना

ग्राहको मेळववानुं काम करवा मरजी होय तेमणे नीचेने सरनामे पत्र व्यवहार करवो.

पोताना व्यवहार माटे पैसा कमावा उपरांत साहित्यनी सेवानुं महद् पूण्य पण तेओ मेळवे छे. वळी प्रजामां धर्म-ज्ञान-योग-भक्ति अने व्यवहारनुं उच्च प्रकारनुं ज्ञान फेलावे छे.

सारुं कमीशन आपवामां आवे छे. लखो:—

सी. एम त्रिवेदी.
श्री भक्त सचित्र मासिकना सोल एजन्ट.
चांल्ला स्ट्रीट, अमदावाद.

# પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર.

આ પરોપકારી વિદ્વાન પુરૂષ ઇ. સ. ૧૮૨૦માં મીદનાપુર જીલ્લામાં બીરસીંગ નામના ગામમાં જન્મ્યા હતા. તેમનાં માતપિતા અતિ નિર્ધન હતાં. તેમને અન્ય કોઇની સાહાય ન હતી. મહાપુરૂષો સાહાય વિના પણ કેવી મહતી ઉન્નતિ કરી શકે છે તેનું તે જ્વલંત નિદર્શન હતા. તેમણે સરકારી સંસ્કૃતશાળામાં શિક્ષણ પ્રાપ્ત કર્યું. તેમના જ્ઞાનથી પરીક્ષકો તથા શિક્ષકો એટલા તો પ્રસન્ન થયા કે તેઓએ તેમને વિદ્યાસાગરની પદવી આપી.

ઇ. સ. ૧૮૪૧માં ૨૧ વર્ષની વયે ફોર્ટ વિલીઅમ કૉલેજમાં સરકારના મુખ્ય પંડીતની સરકારી નોકરી તેમણે સ્વિકારી. આ સમયે તેમણે અંગ્રેજી અભ્યાસ આરંભ્યો. થોડાજ સમયમાં તેમણે તે ભાષાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું. ઇ. સ. ૧૮૪૬માં સંસ્કૃતશાળામાં તે સાહાયભૂત વ્યવસ્થાપક ( Assistant Secretary ) નીમાયા. ત્યાં તેમને શિક્ષણપતિ મંડળ ( Council of Education ) ના સભાસદો સાથે ન બનવાથી તેમણે તે અધિકારનો ત્યાગ કર્યો. ઇ. સ. ૧૮૪૯માં તે ફોર્ટવિલીઅમ પાઠશાળામાં મુખ્ય શિક્ષક નિમાયા; તથા તેમને સંસ્કૃત પાઠશાલાના ઉપાધ્યાયનો અધિકાર પ્રાપ્ત થયો. મુખ્ય શાલાધિકારીના કાર્ય ઉપરાંત હુગલી, નદીઆ, બર્દવાન તથા મીદનાપુર જીલ્લાની શાળાઓના તે ઇ. સ. ૧૮૫૫માં નિરીક્ષક નિમાયા. તેમના સ્વતંત્ર વિચારોને લીધે આ સર્વ પરતંત્રતા તેમને રૂચિકર ન થઇ. સામાજીક શિક્ષણના મુખ્ય યોજક ( Director of Public Instruction ) ની સાથે તેમને અનુરાગ થતાં ઇ. સ. ૧૮૫૬માં તેમણે નોકરી છોડી.

પ્રખ્યાત બંગીય કાવ્યકાર મધુસુદનદત્ત કહે છે કે " તે પ્રાચીન ઋષિના જેવા સરલ છે, ઇંગ્રેજ જેવા કાર્યદક્ષ છે, તેમનો પ્રેમ બંગીય માતાના જેવો છે."

વિનેતા રૂપે સંસ્કૃત શાલાને ઉત્તમ પંક્તિએ તે લાવ્યા. તેને સુવ્યવસ્થ કરી. આ કાર્યમાં તેમને અનેક વિઘ્ન નડ્યાં, તોપણ અંતે તે વિજયી થયા. ઇ. સ. ૧૮૬૪માં સાધારણ વર્ગની પ્રજાને ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત થાય, એવા ઉદ્દેશથી પોતાના બે લાખ રૂપીઆ ખર્ચી તેમણે રાજધાનીય શાલા ( Metropolitum Institution ) સ્થાપન કરી. પોતાની જન્મભૂમિ બીરસીંગમાં પણ તેમણે ઇંગ્રેજીશાળા સ્થાપન કરી. ત્યાં વિનામૂલ્યે વિદ્યાર્થીઓને આગ્રહ તથા શિક્ષણ પ્રાપ્ત થતું. પ્રાકૃત ભાષીય શિક્ષણઅર્થે પણ તેમણે ઉત્તમ પ્રયત્ન કર્યો. તે સમયે શાલામાં યોગ્ય પુસ્તકો ન હોવાથી, બાલપોથીથી સર્વ ઉચ્ચ વર્ગોને અનુકૂલ આવે એવી પુસ્તકમાળા તેમણે તૈયાર કરી.

પ્રવેશક સંસ્કૃત વ્યાકરણ તથા સંસ્કૃત પુસ્તકમાલાથી સંસ્કૃત શિક્ષણ પણ તેમણે સરલ કર્યું. તેમણે ગદ્ય, પદ્યાત્મક ઘણા સંસ્કૃત ગ્રન્થો પ્રકાશિત કર્યા. માસ્તર બેટયુન સાથે સ્ત્રિ શિક્ષણાર્થે તેમણે ઉત્તમ પ્રયત્ન કર્યો.

પંડિત શ્રી સંસારસુધારક પણ હતા. વિધવા સ્ત્રિઓ અસંત દુઃખમય, શોકજનક સ્થિતિથી તેમનું હૃદય દ્રવીભૂત થયું. શાસ્ત્રતત્વે કરી તેમણે નિશ્ચય કર્યો કે વિધવા પુનર્લગ્ન ને શાસ્ત્રથી બાધ નથી. આ સિદ્ધાન્ત પ્રતિપાદિત કરવા તેમણે ઇંગ્રેજી તથા બંગીય ભાષામાં ઉત્તમ લેખો લખ્યા; એટલુંજ નહિ પણ સરકારના આશ્રયથી વિધવા પુનર્લગ્ન ન્યાયપુરસ્સર છે એવો કાયદો અમલમાં મૂકાવ્યો.

આ પરોપકારી પુરૂષ દરમાસે ૧૫૦૦ રૂપીઆ ખર્ચતા. કોઇ પણ નિરાધાર, નિર્ધન, કે દુઃખીને આશ્રય દેવા તે ઉદ્યત રહેતા પંડિત, વિનેતા, સુધારક તથા પરોપકારી રૂપે બંગાલામાં પ્રખ્યાતી પામી ઇ. સ. ૧૮૯૧ ના જુલાઇની ૨૯ મી તારીખે સદ્દગતિ પામ્યા.

કાર્ય દક્ષતા. કાર્યકારણ શક્તિ, ગોપન રીલતા, અંતઃપુરણ તથા સ્મરણ શક્તિઆદી ગુણો તેમનામાં આવિર્ભાવને પામ્યા હતા. મનુષ્યસ્વભાવની પરીક્ષા આતસીન પણ તેમનું ઉત્તમ હતું. પરોપકાર તેમના જીવનનું લક્ષ્ય હતું, તેમનું અંતઃકરણ શાન્ત સરલ, અવિકારી તથા વાત્સલ્યભાવથી પૂર્ણ હતું.

आखो दिवस पोतानो चालु उद्योग करवा उपरांत मात्र एक अथवा बे कलाकज काम करवाथी पोतानी रोजनी उपज करतां बेवडी अथवा त्रण गणी कमाई करी शकाय छे.

अमारा केटलाक सब एजन्टो प्रथम नोकरी करता हता अने ते साथे अमारुं पण काम करता हता. पण ज्यारे तेमनी खात्री थई के नोकरी करवा करतां अमारा काममां तेमने त्रणथी चारगणी वधारे आवक थाय छे त्यारे तेमणे पोतानी दश दश वर्षनी नोकरीओ छोडी दइ बधो समय अमारा काममां रोकवा मांडयो अने हाल तेओ स्वतंत्रपणे घणी सारी पेंदाश करे छे.

जेमने अमारा सब एजन्ट तरीके

# श्री भक्त सचित्र मासिकना

ग्राहको मेळववानुं काम करवा मरजी होय तेमणे नीचेने सरनामे पत्र व्यवहार करवो.

पोताना व्यवहार माटे पैसा कमावा उपरांत साहित्यनी सेवानुं महद् पुण्य पण तेओ मेळवे छे. वळी प्रजामां धर्म–ज्ञान–योग–भक्ति अने व्यवहारनुं उच्च प्रकारनुं ज्ञान फेलावे छे.

सारुं कमीशन आपवामां आवे छे. लखोः—

सी. एम त्रिवेदी.<br>
श्री भक्त सचित्र मासिकना सोल एजन्ट.<br>
घांचा स्ट्रीट, अमदावाद.

# શ્રી સુદામાપુરી ગાયત્રિ મંદીરનું ધર્માદા ફન્ડ.

---

સર્વે ધર્માનુરાગી મહાશયોને આથી વિદિત કરવામાં આવે છે કે કચ્છ, કાઠિઆવાડ, તથા ગુજરાતમાં **શ્રી ગાયત્રિ માતાનું** મંદિર નહિ હોવાને લીધે અનેક સદ્ગૃહસ્થોની ઇચ્છાનુસાર શ્રી સુદામાપુરી ( પોરબંદર ) મધ્યે શ્રી ગાયત્રિ માતાનું મંદીર બાંધવાના કાર્યનો પ્રારંભ કરવામાં આવેલો છે. તેને માટે શ્રી પોરબંદરના એડમીનીસ્ટ્રેટર **દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ** તરફથી શ્રી લંકેશ્વર મહાદેવની, જોડમાં આસરે રૂ. ૩૦૦૦) ની જગા કૃપાની રાહે ધર્માદા આપવામાં આવેલી છે, અને તેના કમ્પાઉન્ડને લગતી દિવાલ મુંબઈના પ્રતિષ્ઠિત ગૃહસ્થ સદ્ગત **શેઠ. વૃન્દાવનદાસ પુરૂષોત્તમદાસના** સત્પુત્રો તરફથી બંધાવી આપવામાં આવી છે. આ ફન્ડના ટ્રેઝરર તરિકે કામ કરવાને શેઠ **ધીરજલાલ વૃન્દાવનદાસ તથા શેઠ. મગનલાલ દલપતરામ ખખ્ખરે** કબુલેલું છે. આ મંદિરને લગતો બ્રાહ્મણોને માટે વેદાભ્યાસ અર્થે **એક ધર્મશાળા તથા પુસ્તકાલય** પણ સ્થાપવાની આવશ્યકતા છે. એ સર્વેનો અડસટો લગભગ રૂ. ૭૦૦૦) ધારવામાં આવેલો છે. જે કોઇ સખી ગૃહસ્થ રૂ ૩૫૦) ની ઉમદા સખાવત કરશે તેના નામનો એક ઓરડો બાંધી આપવામાં આવશે. માટે સર્વે ઉદાર ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ ધર્મ કાર્યની અંદર ઉદારદીલથી જો કોઈ મદદ કરશે તો પોતાના દ્રવ્યનો સદ્વ્યય થશે એમાં કઇ સંશય નથી. આ ધર્મ કાર્ય **જોશી હીરજી પ્રભાશંકરે** માથે લીધું છે અને તન મનથી સતત પ્રયાસ કરે છે.

લી॰ સેવકો.

ધીરજલાલ વૃન્દાવનદાસ.
જમનાદાસ માણેકચંદ ગોરા ગાંધી.
મગનલાલ દલપતરામ ખખ્ખર.
નરોત્તમ મનજી.
ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી વકીલ.
કલ્યાણરાય છબીલદાસ વકીલ.
શા. મોતીચંદ કપુરચંદ ગાંધી.

**નવા વર્ષ માટે ભેટ.**

**એવી તો**

સુંદર અને ઉપયોગી થશે કે જેવી તમે કદીજ જોઈ નથી.

# શ્રીમદ્ વલ્લભાચાર્યજી

## મહાપ્રભુજીનું

## સચિત્ર લીલામૃત

દરેક ગ્રાહકને ભેટ આપવામાં આવશે. ભેટનો સહજખ્યાલ આવવા માટે શ્રીગૌરાંગ મહાપ્રભુ વાળી ભેટ જોવા કૃપા કરવી.

અધિપતિ.

**નવાં ગ્રાહકોને વધામણી**

**અમારા જુનાં ગ્રાહકોને**

**શ્રીગૌરાંગ મહા પ્રભુજીના ચરિતામૃતની ભેટ આપવામાં આવી છે.**

આ પુસ્તક નવા ગ્રાહકો ખરીદ કરવા માગે છે, પણ પહેલી આવૃત્તિ ખલાસ થવાથી આપવાને અશક્ત છીએ. થોડા સમયમાં તેની બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવશે અને તે અર્ધી કિંમતે નવાં ગ્રાહકોને આપવામાં આવશે. જે શ્રી ભક્તના ગ્રાહક નહિ હશે તેમને પુરેપુરી કિંમત પડશે. જુઓ ખાસ વિજ્ઞપ્તિ.

આધપતિ.

---

પેકીંગ પોસ્ટેજ માટે એક આનાની ટીકીટ મોકલી આપનારને નીચેની વાર્તા વગેરે પુસ્તકો મફત મોકલવામાં આવશે.

**શ્રી મહાલક્ષ્મી સ્તોત્ર. લાલાભક્ત. રુકમિણી વિવાહ. શશિકલા. સુજનસિંહ.**

પ્રતિનીધિ અને સોલ એજન્ટ<br>શ્રીભક્ત સચિત્ર માસિક. } **સી. એમ. ત્રિવેદી.**<br>ચાંલ્લાસ્ટ્રીટ. અમદાવાદ.

---

## ખાસ વિજ્ઞપ્તિ.

ભેટનું પુસ્તક ખલાસ થવાથી ઘણા ગ્રાહકોને અમારે દીલગીરી સાથે આઠમા વર્ષના ગ્રાહક તરીકે સ્વીકારવાની ના કહેવી પડી છે. તેમાંના ઘણા સજ્જનો નવમા વર્ષથી અમારા ગ્રાહક થયા છે. તેમની તરફથી આઠમા વર્ષની ભેટ ખરીદવાની માગણી કરવામાં આવે છે તેથી અમારે **શ્રી ગૌરાંગ મહાપ્રભુજીના** સચિત્ર ચરિતા મૃતની સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ જલદીજ બહાર પાડવી પડશે એમ લાગે છે.

અમારા નવા ગ્રાહકોને આ બીજી આવૃત્તિ અમે અડધી કિમતે એટલે માત્ર રૂ ૧-૮-૦માં આપીશું અને બીજા સજ્જનો જેઓ અમારા માસિકના ગ્રાહક નહિ હશે તેમને તે રૂ ૩-૦-૦માં આપવામાં આવશે. પેકીંગ પોસ્ટેજ જુદું પડશે.

કેટલી નકલો છપાવવી તે પ્રથમથી નક્કી કરવામાં સુગમ પડે માટે વાચક વર્ગને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે જેમને આ પુસ્તક જોઇતું હોય તેમણે અમને એક પોસ્ટ કાર્ડથી લખીને ખબર આપવા કૃપા કરવી. અથવા જેમને અર્ધી કિમતે એ પુસ્તક લેવું હોય તેમણે શ્રીભક્ત સચિત્ર માસિકના સત્વર ગ્રાહક થવા કૃપા કરવી. પાછળથી ઇચ્છા કરનારને પુસ્તક માટે ત્રીજી આવૃત્તિ બહાર પડતા સુધી ધીરજ ધરવી પડશે. માટે સત્વર ગ્રાહક થવા કૃપા કરવી.

---

નવમા વર્ષ માટે આઠમા વર્ષ કરતાં વધારે સુંદર ભેટ તૈયાર થાયછે.

## શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીનું

**સચિત્ર લીલામૃત.** લખો. આધપતિ અને પ્રકાશક

**શ્રીભક્ત.સચિત્ર માસિક. રાયપર—અમદાવાદ.**

બીજાઓ કરતાં

# ગોદરેજની તીજોરીઓ

## સસ્તી હોવાનાં કારણ

થોડા વખત ઉપર મુંબાઈની મરચંટ બેંક માટે ગોદરેજે ત્રણ હજાર રૂપયાની બે તીજોરીઓ બનાવી હતી, સરદાર બહાદુર શીવલાલ મોતીલાલ માટે રૂ. ૨૧૦૦ ની એક બનાવી હતી; શેઠ ગોરધનદાસ ભગત સોનાવાળા માટે રૂ. ૨૦૦૦ ની એક બનાવી હતી. આ ત્રણે વખત મુંબઇના બીજા તીજોરી વાળાઓનો ભાવ કાઢવામાં આવ્યો હતો અને ગોદરેજથી અતી વધુ હતા.

તીજોરીની બનાવટ એવી હોય છે કે જે કામ સાંચાથી એક કલાકમાં થાય તે હાથે કરતાં બે દહાડે પણ થાય નહીં.

ગોદરેજ રૂ. ૮૦,૦૦૦ નાં સંપુરણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે છે.

વળી હાથે કામ કરનારની તીજોરી મજબુત પણ હોઇ શકે નહી, કારણ જાડી પ્લેટ સાંચા વીના વાળી શકાય નહીં અને તેથી હાથે કામ કરનાર પાતળી પ્લેટ વાપરે. ત્રીજોરી જોડાઇ રહ્યા પછી એક કારીગર પોતે પણ કહી શકે નહીં કે બનાવટ હલકી છે યા ઉંચી.

## ગોદરેજે તીજોરીઓ બનાવવા માંડી તે પહેલાં

ચાર ચાર પતરાંના ટુકડા જોડીને બનાવવામાં આવતી હતી અને પીઠ સ્ક્રુથી વળગાડવામાં આવતી હતી એટલે ફક્ત એક ડીસપીસથીજ તીજોરી ફોડી શકાય.

ફાયરપ્રુફ કરવા માટે તીજોરીઓમાં અબરક ભરવામાં આવતો હતો જોકે અબરકથી તીજોરીની અંદરની ચીજો અરધા કલાકની આગમાં પણ બળી જાય.

કળો ચબની વાપરવામાં આવતી હતી. જોકે ચબ પોત પોતાની ચોપડીમાં લખે છે કે અમે તીજોરીની કળ વેચતા નથી, પણ લાકડાનાં ખાંનાને લગાડવાની નાની નાજુક કળો વેચીએ છીએ અને એ કળો તીજોરી માટે લાયક નથી.

ગોદરેજે કામ શરૂ કર્યું ત્યાર પછીનાં પ્રદરશનોમાં બીજાઓની તીજોરીઓને ઉતરતી લેખવામાં આવવાનું કારણ ઉપલું છે.

ગોદરેજે અગીઆર પ્રદરશનોમાં પોતાની તીજોરીઓ બતાવી છે અને દરેક વેળા પેહેલાં ઇનામ મેળવયાં છે.

ગોદરેજની તીજોરીઓ સાંચાથી બને છે એટલે મજબુત તેમજ બીજાઓથી સસ્તી હોવાના સબબથી જયારે

## ગોદરેજને ત્યાં ૪૫૦ માણસ જાથુક કામ કરે છે

ત્યારે બીજાં કારખાનાઓમાં ૬૦ થી વધુ હોતાં નથી.

—કારખાનું—

ગેસ કંપની પાસે, પરેલ મુંબઇ.

દુકાન—શેખ મેમન સ્ટ્રીટ, મુળજી જેઠા કાપડ બજારની સામે, મુંબઇ.

# " प्रकृति सौन्दर्य.* "


રા. રા. નંદનાથ કેદારનાથ દિક્ષિત. બી. એ.

પ્રિન્સિપાલ મેલટ્રેનીંગ કોલેજ—વડોદરા.


( ગતાંકથી ચાલુ. )

' તરૂપતિ જો મારીનતી કંઇ દિસે ભૂપાળ '

આથી પ્રાકૃત જન સમૂહને જન સેવાનું શિક્ષણ મળે છે. જનસેવાનો શાશ્વતધર્મ ઝાડપાન સ્વીકારે એવી ઇચ્છા માનવજાતિ રાખે તો ઉન્નત જીવનના અભિમાની આપણે મનુષ્યોએ તો તેનો સ્વીકાર કરવોજ જોઇએ એમ ઠરે છે. જનસેવા જેવા પરમ મહાન કાર્યમાં ઉદ્યુક્ત થવાનું શિક્ષણ સૃષ્ટિની શોભા કેવી લલિત રીતે આપે છે. ! વળી દઢપ્રેમ કેવો છે તેનું પણ ભાન કોઇવાર બે સાથે ઉગેલાં વૃક્ષો આપણને આપે છે. તેમને વીંટાયલી વનવેલીઓ સાત્વિક પ્રેમમાં વિયોગ નથી એવું સૂચન કરે છે. સાધુની વિભૂતિ તે પરોપકાર અર્થેજ છે, એમ શિખવતું વડવૃક્ષ કશા પણ બદલાની અપેક્ષા રાખ્યા વિના વટેમાર્ગુને શિતળ છાયા અર્પી પોતેજ કૃતાર્થ થએલું માને છે. આજ એની મહત્તા સિદ્ધ કરે છે; કેમકે તાડઉંચો તો બહુ હોય છે પણ કાંઇ કરી શકતો નથી, અર્થાત્ ખરી મહત્તા તે ઉત્તમતાજ છે. અને તે ઉત્તમ કામો ઉપર આધાર રાખે છે. વડને મહાન કહીએ કે ઉત્તમ કહીએ એ સરખુંજ છે, પણ તેનું કારણ તેની ઉંચાઇ કે લંબાઇ પહોળાઇ નથી. માત્ર તે જે કામ કરે છે તેના પ્રમાણમાંજ તેની ઉત્તમતા છે. વિશાળ હૃદયનું વડવૃક્ષ, લાલ લલનાને રમવાને પોતાની શાખાઓથી લતાકુંજ કરી આપે છે; જોગીને ઉપાસના કરવાને માટે એકાંત વાસ કરી આપે છે. અનેક પક્ષિઓને પોતાના ડાળોમાં રહેવાની વ્યવસ્થા કરી આપે છે. પીંપળાને, લીમડાને અને આસોપાલવને વડ જાણે એમ કહેતો હોય કે તમારી સુંદરતા કરતાં મારી ભવ્યતા, કંઇ જાય એવી નથી, તેમ છાતી કાઢીને ઉભો રહે છે, ત્યારે વનસ્પતિ અનેક સદ્ગુણોનું શિક્ષણ આપે છે; આજ તેમનામાં ગુપ્ત રહેલું સૌન્દર્ય ! આવા રમણીય પ્રદેશમાં લીલો ગાલીચો ખીછાવ્યો હોય તેમ તે દુર્વા અને લીલું ઘાસ પ્રાણીમાત્રને માટે ઉગી નિકળેલા હોય છે. ગુલ્આસ અને ગલગોટાનાં, તથા કરેણાં અને મધુમાલતીનાં કુસુમો, કોઇ સ્વચ્છંદે રમતા પણ નિર્મળ વહેતા ઝરા આગળ, સહસા દેખાઇ કવિ હૃદયમાં સંગીત, જાગૃત કરે છે; પોતે પ્રકૃતિની પાંખમાં રહી આપણાં બંધનોનો તિરસ્કાર કરતાં હોય તેમ કૌતુકમય મીઠું મીઠું હાસ્ય કરે છે; પોતાનાં રંગબેરંગી પ્રકાશથી આપણું હૃદય રંગે છે. ઇશ્વરની લીલાનો વિચાર આ અલૌકિક સૌન્દર્યથી કિયા માણસને નહિ આવે ? કવિથી એમ પણ કહેવાઇ જાય છે કે—જગતમાં સૌન્દર્ય માતું નથી તેથી આ ખુબસુરત ફૂલો,

' વનસર્વે વાસિત કરે મિથ્યા ખીલી ખરી જાય '

---

* આ આખોજ વિષય એક સામટો છપાય એવી અમારી ઇચ્છા હતી, પણ સ્થળ સંકોચને લીધે ગતાંકમાં માત્ર ત્રણ પૃષ્ઠજ આપી શકાયાં હતાં. આમ આટલા બધા સુંદર અને હિતકર લેખને ત્રુટક ત્રુટક આપવો એ અમારા અંતઃકરણને અઠીક લાગતું હતું તેથી આ અંકમાં તે આખો વિષય આપી દેવામાં આવ્યો છે. અમે માનીએ છીએ કે આ લેખની ઉત્તમતા અમારા વાંચકોની દૃષ્ટિની બહાર ભાગ્યેજ રહેશે. ( અધિપતિ. )

આજ પ્રકારની, બલકે આમ પણ કાંઇક ઉત્તમ પ્રતિની સુંદરતા, પાર્થિવ સ્વર્ગજેવા કાશ્મીરમાં દીઠામાં આવે છે. હિન્દુસ્તાનની ખરી ભવ્યતાનો ખ્યાલ, કેટલાક મુસાફરોના કહેવા પ્રમાણે કાશ્મીર પ્રાન્ત જોયા વિના ભાગ્યેજ આવી શકે. હિમાલયમાં જે અલૌકિક ભવ્ય સૌન્દર્ય, સૃષ્ટિકર્ત્તાએ ભરી મૂક્યું છે તે માત્ર સહેજ અવલોકન કરીને જોયું હોય તો આપણા આનંદનો પાર રહે નહિ. આ સૌન્દર્યાનુભવજનિત સુખ હીણાકર્મના જન ભોગવી ન શકે. સ્વીટ્ઝરલૅંડની તેમજ હ્રાઇન નદીની પાસેના પ્રદેશોની રમણીયતા પણ બહુ વખણાય છે. પ્રોફેસર કેલ્વિન એ દેશના સૌન્દર્યથી બહુ સાનંદાશ્ચર્ય પામ્યો હતો. જેણે નાશક ત્ર્યંબક આગળનો દેખાવ કવિની દૃષ્ટિએ જોયો હશે તેને કુદરતની ખૂબસૂરતી કેટલી છે તેનું ભાન થયા વિના નહિ રહ્યું હોય. નર્મદા નદીને કાંઠે આવેલું વ્યાસક્ષેત્ર પણ એવુંજ રળીઆમણું છે. સામે પાસ શુકદેવજીનો આશ્રમ છે. એ એ ઉપર દૃષ્ટિ નાખીને ઇતિહાસનું સ્મરણ કરતાં સૃષ્ટિમાં ભવ્યતા અને સુંદરતા એકદમ સહસા અનુભવાય છે, વર્તમાન, ભૂત તથા ભવિષ્ય અવિચ્છિન્ન સંકળાયલા જણાય છે. નાશક આગળ ગોદાવરીનું તટ બહુ સુંદર લાગે છે. ગુજરાતનો પ્રખ્યાત કવિવર જ્યારે ત્યાં જાત્રાએ ગયો ત્યારે બહુ સાધારણ વસ્તુઓમાં પણ તેણે રમણીયતા જોઈ. આ રમણીયતાની પ્રતીતિ, વાંચનારને એમનાં સૃષ્ટિસૌન્દર્ય વિષેનાં કાવ્યો વાંચ્યાથી યશેજ થશે. સંધ્યા સમયે સામેપારથી ઉંચી ડોક કરીને તરી આવતી ગાયોનું ચિત્ર શાર્દુલ વિક્રીડિતની ચાર પંક્તિઓમાં કવિએ આપ્યું છે. તે વર્ણનાત્મક સંગીતના નમૂના જેવું છે. તેનું ચિત્ર ચિત્રકાર એ કાવ્ય ઉપરથી કાઢી શકે એમ છે. એ ચિત્ર માનસિક દૃષ્ટિ આગળ ખડું કરી તેમાં કલ્પનાદ્વારા ઘંટડીનો નાદ જે ગાયોના ચાલવાથી સાધારણ રીતે થાય છે. તેનો ઉમેરો કર્યો હોય તો મન આ સઘળાનો અનુભવ લેતાં આનંદથી અંકિત થયા વિના કેમ રહે ? જગત્ વિખ્યાત કવિ શિરોમણિ કાલીદાસનો ઋતુ સંહાર નામનો ગ્રંથ દરેક ઋતુની અપૂર્વ રમણીયતા સિદ્ધ કરે છે. ઋતુ ઋતુના વિલાસો ઉત્તમ પ્રકારે ભોગવવાનો અવકાશ જગનિયંતાએ રાખ્યો છે; અને તે પ્રમાણે તેનો લાભ માનવ જાતિ લે તો સૃષ્ટિમાં કેટલો આનંદ ભર્યો છે તે સહજ આપણે જાણીએ. સૃષ્ટિસૌન્દર્યનાં જુદાં જુદાં કાવ્યો જોશો તો એમ ખાત્રી થશે કે જુદા જુદા લેખકોને જુદી જુદી ઋતુઓ પ્રિય છે, કોઈ કવિને વસંત પ્રિય છે, તો કોઈને વર્ષાઋતુ ઉપર પ્રેમ છે, કોઈને ગ્રીષ્મનાં પુષ્પોજ બહુ ગુણવાન લાગે છે તો કોઇ શિઆળાના શિતળ વાથી મોહિત થાય છે. ખેડુતોને જે ઋતુમાં પાક ઉત્પન્ન થાય છે તે પ્રિય લાગે છે, બીજાઓને નવપલ્લવથી તથા પુષ્પથી જ્યારે બાગબગીચા ખીલી રહ્યા હોય છે તે વખત ઘણો સારો લાગે છે. તો એથી નિર્ણય એવો નિકળી શકે કે હેમંત, શિશિર કે વસંત, ગ્રીષ્મ, વર્ષા કે શરદ એ સઘળીજ ઋતુમાં કાંઇને કાંઇ મોહતો રહ્યો છેજ.

ગ્રહ, ઉપગ્રહો અને તારાઓનાં નિયમસર ફરતાં તેમની કક્ષાઓની ખૂબી તેમનાં રૂપરંગ, તેમનું કર્તવ્ય, પરસ્પર તેમનો સંપ એ સૌ એક મહાનપિતાનું ડહાપણ સિદ્ધ કરે છે. નાગને લખેલું અતિ ગૂઢકાવ્ય, તેમજ આકાશના બીજા દિવ્ય લેખો જે સાયંપાતઃ આપણે જોઇએ છીએ તે જો વાંચીને સમજીએ તો હૃદય પ્રેમ અને ભકિતથી અંકિત નહિ થાય વારૂ ?

રાજેશ્રી નરસિંહરાવનું* 'ચંદા' નામનું રમણીય કાવ્ય, ભરતભૂમિમાં અજવાળી રાત્રિઓ કેવી ખૂબી થઇ રહે છે તેનું ભાન રજતમય હાસ્યવાળી વાણીથી આપણને કરાવે છે. કવિશ્રીનું 'સાંજની શોભાતો રળીઆમણી;' વિજયની રંગીલી વાણીમાં 'રંગીલું પ્રભાત આજ રંગ રંગ ભાસે'; 'વ્હાલી પેલો જો ધન દીપ પડયો આકાશમાંરે' એ ગુર્જરગીરાનાં અમૂલ્ય પદો પ્રકૃતિ સૌન્દર્યનું હૃદયદ્રાવક ચિત્ર આપણી નજર આગળ પ્રત્યક્ષ કરે છે. ધન્ય છે એ પવિત્ર આત્માઓની વાણીને !

કોમળ અરૂણોદયનાં મધુરાં સોનેરી કિરણોની તથા સૂર્યાસ્ત સમયની રંગબેરંગી લહરીઓની આનંદદાયક અસર કિયા મનુજબાલ ઉપર થઇ નથી ? દરેક ઉપર જ થઇ છે. અને જેમ માણસ સંસ્કારી વિશેષ તેમ તેની અસર વિશેષ, વિસ્મયનો કાર્યાંકુર કે જેને પરિણામે જ્ઞાનનો ઉદય છે, તે કુદરતની ખૂબસુરતી જોઇને જન્મ પામે છે. વિસ્મયમાંથી તત્ત્વ જ્ઞાનનો ઉદય અને તેને પરિણામે માનવજાતિનું સુખ શી રીતે સાધી શકાય, એ પ્રશ્નનો નિર્ણય સંભવે છે. ગૃહોની રચના, તેમનું બંધારણ, તેમને લગતી હકીકત એ બધું જાણવાનો પ્રયાસ કરવામાં, તથા તે જાણવામાં, જે રસ આપણે અનુભવીએ છીએ તેનો ખ્યાલ જે પોતાની અવલોકન શકિત કેળવતો નથી તેને શીરીતે આવી શકે ! જોનારને જોવાનું ઘણું છે. અંધને બિચારાને કશું એ નથી. જ્યાં લગી એક દીવો અંધારા ઓરડામાં થયો નથી ત્યાં સુધી અંધકાર કેટલો છે, તેનું જ્ઞાન થતું નથી. તેમ જ જેણે અવલોકનશક્તિ જરાપણ કેળવી નથી તેને અવલોકનથી દેખાતી વસ્તુઓમાં કેટલી સુંદરતા જોઇ શકાય છે, તે સમજાતું નથી.—જેમ આંધળા માણસને કોઇ પ્રકારે પણ લીલા કે લાલરંગનું ભાન કરાવી શકાય નહિ, તેમ જ અનેક સૌન્દર્ય પૂરિતસૃષ્ટિ, અવલોકન કેમ કરવું તે જે જાણતો નથી તેને સૌન્દર્ય રહિત લાગે છે. ભૂતળ કે ભૂસ્તરનો આખો વિષય એવો જ છે. જમીનમાં પડો શીરીતે બંધાયા હશે! કેમ તેમાં ફેરફાર થતો હશે ? એ સઘળી વિદ્યા પણ માણસના મગજનાં દ્વાર ખોલી નાંખે છે. એ વિદ્યાનાં અનેક પ્રકરણો નદી, પહાડ તથા સરોવરોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનાં કારણો, અવલોકન તેમજ કલ્પનાના પરિણામ તરીકે આપણી આગળ મૂકે છે; સરોવરો અને સાગરો કેમ અને કેવી રીતે થયાં હશે તે શિખવે છે; સરિતાઓ, સાગરો અને સરોવરોમાં કેવા ભિન્ન ભિન્ન પ્રકારનું સૌન્દર્ય રહ્યું છે તે સૂચવે છે; પણ જો તે વાંચીએ નહિ, તે સમજવા પ્રયાસ કરીએ નહિ અને કુદરત તથા કુદરતના કરનાર સાથે સમભાવથી રહીએ નહિ તો તે બધું શા અર્થનું ? ।

કીડીથી કુંજર સુધીમાં પ્રાણીઓનું વર્ણન કરવાનું આ સ્થાન નથી. સૃષ્ટિમાંથી સૌન્દર્ય શી રીતે જોઇ લેવું અને મન આનંદથી શી રીતે ભરવું એટલું બતાવવાનો આ લેખનો હેતુ છે. કીડીનો ઉદ્યમ, તેમની વ્યવસ્થા, ભવિષ્ય ઉપર દૃષ્ટિ રાખીને વ્યય કરવાની તેમની વર્તણૂંક એ સહુ કોને અજાણ્યું છે ? એમ છતાં આપણા પૈકીના કેટલા થોડા તે લક્ષમાં લઇ પોતાનું વર્તન સુધારે છે ?

માણસને કોઇ કોઇવાર એમ લાગે છે કે બીજાં પ્રાણીઓ પોતાના કરતાં વધારે સ્વતંત્ર છે. તે વાત કોઇ અંશે છે પણ ખરી, પણ તેમાંથી એવો અર્થ નિકળતો નથી કે

---

* રસજ્ઞ વાચકોને આ કવિની કૃતિ અત્યંત પ્રસાદમય લાગ્યા વગર રહેતી નથી.

( અધિપતિ. )

માનવજાતિ સિવાયનાં પ્રાણીઓ પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તી નિરર્થક કાળ નિર્ગમન કરે છે. સહેજ આપણે સૂક્ષ્મ નજરે જોઇએ તો આ વાતની ખાત્રી થશે. કુદરત નિયમને શ્હાય છે. જો એમ ન હોય તો સૃષ્ટિમાં અનેક ઉત્પાતો થાય, અને સઘળું અંધારણ તૂટી જાય. પ્રાણી નિયમને આધીન છે. સરકારના કાયદાનો ભંગ છાનો છાનો કોઇ કરી શકતું હોય, પણ દિવ્ય નિયમ કોઇ ભંગ કરીને શાસન મુક્તરહ્યો નથી. માણસને અને ઇતર પ્રાણીને આ નિયમ લાગુ છે. ઇશ્વિર પ્રણિત નિયમનો કવિ ટેનીસન શ્રદ્ધાળુ ભક્ત હતો. એની હકુમતના સ્થાનિક ધોરણે વા બીજે કોઇ ધોરણે વિભાગ થઇ શકતા નથી. ઇશ્વરી નિયમો સર્વમાન્ય છે અને સહુને લાગુ કરેલા છે. નાનાં જીવ જંતુઓ જેમ આપણાં બાળકો નાનપણમાં રમે છે, કૂદે છે તેમ, માત્ર હરી ફરીનેજ કાળ વ્યતીત કરે છે; પણ જે પુખ્ત વયના હોય છે તેઓ તો એટલો ઉદ્યમ કરે છે કે, કંઇ કહેવાની વાત નહિ. તેઓ એક રીતે કહેતાં ઉદ્યમ, ઉદ્યમ તથા ઉદ્યમ શિવાય કંઇજ કરતાં નથી. જો તમે એક મધમાખીને જોશો તો તે પ્રાતઃકાળ થતાં વારને એક પુષ્પ ઉપરથી બીજા પુષ્પ ઉપર જઇને બેસે છે. તેમાં રહેલું મધ ચૂસી લે છે, અને પોતાના ભંડારમાં લાવી તેનો એવી રીતે સંચય કરે છે કે—તે મધને કોઇપણરીતે નુકસાન કે હાની થાય નહિ. કીડીના ઉદ્યમથી તેમજ તેની કરકસરની તો અવધિ ! ! આખો દહાડો તે કામ કરે છે એટલુંજ નહિ પણ પોતાના સિવાય બીજાં ટોળાંમાંની કીડીઓને પોતાના ભંડાર આગળ જવા પણ દેતી નથી. એનો ચોકીપહેરો લશ્કરી સિપાઇના પહેરા કરતાં ભાગ્યેજ ઉતરતો હશે. એમ કરીને સંચય કરવો અને સંચય કરીને સાચવવું કે કોઇ હરામખોરી કરીને તેનું હરણ કરી ન જાય; એ સઘળી હકીકત કીડીને માહિત છે. એટલુંજ નહિ પણ તે પ્રમાણે પ્રેરણાથી તે વર્તી ચાલી જાય છે. કોઇ શાળામાં એમને શિક્ષણ લેવું પડતું નથી; અને એક રીતે અજ્ઞાન છે તોપણ પોતાને ઉપયોગનું એટલું સઘળું જ્ઞાન તેને છે, અને તેનો તે ઉપયોગ કરે છે. શિયાળામાં તેમજ ઉનાળામાં ઉદ્યોગી કીડીઓ ઘણો સારો સંચય કરી રાખે છે. તે એટલા માટે કે ચોમાસાની શરૂઆતમાં કે બીજા કોઇ સંકટના સમયમાં કોઇ પણ રીતની તંગીથી તેને સોસવું પડે નહિ, ઉપર આપણે કહ્યું કે—આ તે પ્રેરણાથી કરે છે, પણ તેમ કહેવાનો હેતુ એવો નથી કે, એનામાં કશું ડહાપણ નથી અને એ માત્ર યંત્રની પેઠે પોતાનું કાર્ય કર્યાં કરે છે. તેનામાં સમજશક્તિ છે. અને તે સારી છે એમ કીડીના સમ્બન્ધમાં કરવામાં આવેલા અખતરાઓ ઉપરથી જણાય છે. એક પ્રયોગ એવો કરવામાં આવ્યો હતો કે ઘણી કીડીઓમાં એકને પકડીને તેને રંગી નાખવામાં આવી; પછી તેને તેનાં બાંધવ જનોથી થોડો વખત છૂટી રાખી હતી; પાછી તેને, જે કીડીઆરામાંથી લેવામાં આવી હતી ત્યાં મૂકી દેવામાં આવી અને તેને જોઇને બીજી કીડીઓ કેવી રીતે વર્તે છે તે બારીકાઇથી તપાસી જોવામાં આવ્યું. આ તપાસથી એમ સિદ્ધ થયું હતું કે બીજી કીડીઓ તેનું રૂપ બદલાયા છતાં પણ તેને ઓળખી શકી હતી. થોડો વખત જૂદી રહી, રંગમાં બોળાઇ એટલે દેખાવ પણ બદલાયો, એમ છતાં તેજ ટોળાની બીજી કીડીઓ તેને સહેજ તપાસથી ઓળખી શકી. એ વાત એમ બતાવે છે કે કીડીઓનામાં સમજ શક્તિ તથા સ્મરણશક્તિ એ બંને છે; જો એમ ન હોવતો આ પોતાના વર્ગ પૈકીનીજ છે, એવું જ્ઞાન તેમને થઇ શકે નહિ એ દેખીતું છે. ભૂતકાળમાં બનેલી હકીકત તેઓ વર્તમાનમાં ઓળખી શકે છે તેથી તેમનામાં સ્મરણશક્તિ પણ હોવીજ જોઇએ.

કીડીઓ કેટલી બધી વખત આપણા સહુના દીઠામાં આવે છે; કેટલીક તો બિચારી આપણા પગતળે છુંદાઇને મરી જાય છે, પણ તેમનામાં શી શી શક્તિઓ હશે એવિષે આપણા-માંના કેટલા થોડા વિચાર કરે છે ! ! !

બીજાં જનાવરોમાં હરણની ચાલવાની ઢબ, સિંહની નિડરતા, કુતરાની નિમકહલાલી ગાયનો ગરીબડો સ્વભાવ, વાંદરાની નકલ કરવાની ટેવ, બાળકનો સહનશીલ સ્વભાવ, ઘોડાનો પ્રેમ, મોરની કળા, પોપટનું ભણવું, એ સહુ આપણા આગળ અગાધ અવલોકનના પ્રદેશ છે, એમ કોણ નહિ કહે ? પ્રાણીઓના ગુણો દૃષ્ટિ આગળથી ખસેડી નાંખ્યા હોય, આથવા તે ગુણોને આધારે કવિઓએ જે ઉપમાઓ ઘડી કાઢી પોતાના કાવ્યો અલંકૃત કીધાં છે, તે બધી કાવ્યોમાંથી દૂર કરી હોય તો કવિતાની કેટલી રસમયતા ઓછી થશે એનો વિચારજ સિદ્ધ કરે છે કે જે આપણે જોઇએ છીએ તે રસ અને સૌંદર્યથી પૂર્ણ છે.

માત્ર પ્રાણીઓનું અવલોકન આપણું જીવન સુધારે છે એમ નથી, તેમની ખૂબસુરતી-થી આપણામાંના ભલભલાનો પ્રમાદ નષ્ટ થાય છે. સરકસમાં જેટલું શિક્ષણ ઘોડાને આપવા-માં આવે છે તથા જે રીતે સિંહ અને વાઘ જેવાં પ્રાણીઓને પોતાનો સ્વભાવ ભૂલાવી દેવામાં આવે છે તે ઉપર મનન કરતાં કેટલાં નિરાશ થતાં માબાપોનું મન ઉત્સાહપૂર્ણ થશે ? કેટલા શિક્ષકો ઉત્સાહથી પોતાના શિષ્યોને શિક્ષણ આપવાનું મન કરશે ?

પ્રાણીઓના વિચિત્ર દેખાવ તરેહ તરેહના રંગો, તથા તેઓનું આનંદદાયી બોલવું એ સઘ-ળું મનુજ બાલને આનંદ આપે છે ખરું, પણ તેથી પણ અધિક આનંદ આપણામાંના ઘણાકો ફુલોની સુગંધ, આકાશી પદાર્થોની રચના, તથા કુદરતી રંગોમાંથી પ્રાપ્ત કરતા હોઇશું. સુવર્ણ તથા હીરા મોતીના શણગારથી મિથ્યાભિમાની સ્ત્રીને જેટલો આનંદ મળતો હશે, તેનાથી પણ કંઇકઅંશે વિશેષ આનંદ સમજુ સુઘડ સુંદરીને ફુલોના સહવાસથી થતો હશે એ નિર્વિવાદ છે. કદંબના કે બકુલના ફુલથી કિયું માનવહૃદય પ્રસન્ન નહિ થયું હોય ! ગુલછડી, ગુલદાવદી, કે ગુલબાસ જોતાં કોની આંખ બે ઘડી ઠરી નહિ હોય ! ગાઢશોક, ઉપવનમાં બે ઘડી વિશ્રામ કર-તાં કોણ વિસરી નહિ ગયું હોય ? સ્ત્રીના નયનનું આંસુ અને યોદ્ધાઓના યશનું ગાન એ કોઇ દિવસ કોઇને અપ્રિય હોય એમ જાણ્યામાં નથી. તેમજ કુમુદનું સુંદર ફુલ કોને પ્રિય નથી ? ચંદ્રમાં, કુમુદમાં, રામના પવિત્ર જીવનમાં તેમજ ચંદ્રાનનાના ખૂબસુરત નયનમાં જેણે આનંદ ન માન્યો—જેને સુખ ન મળ્યું એવા કોઇને કવિએ જોયા નહિ તેથીજ તે લખે છે કે—

ચંદ્રાનના નયન દેખી દીલે ન પામે  
આરામ; ના નિરખી ચંદ્ર મને વિરામે  
રાત્રે રમે ન મનડું કુમુદે રીઝે ના,  
દીઠા નથી, ન, નવ દેખીશ, દેખું આવા !

આખી સૃષ્ટિ તરફ અવલોકનની દૃષ્ટિથી જોઇએ કિંવા તેના એક ખંડ ઉપર નજર કરીએ તો પણ તેમાંથી ઘણું શિખવાનું મળે છે એમ કહેવાની સત્યતા કોઇ પણ માન્ય રાખશેજ. લગભગ દરેક પદાર્થનો સૌંદર્ય શાસ્ત્રની રીતે તેમજ બીજી રીતે પણ અભ્યાસ થઇ શકે. ઇતિહાસકારની દૃષ્ટિએ પણ તેનું ધ્યાનપૂર્વક અધ્યયન થઇ શકે. તત્વજ્ઞની નજરે પણ તેના ઉપર વિવેચન કરી શકાય; વળી ટીકાકારને ધારણે તેના ગુણદોષોનું કથન પણ કરી શકાય; જેમ કરવા ધારીએ તેમ થઇ શકે પણ કોઇ પણ માર્ગે થોડું ઘણું સૌન્દર્ય

જણાયા વિના રહે એમ નથી. કુદરતના કરનારની ખુબીનું એક દૃષ્ટાંત લઇએ તો જણાશે કે માત્ર પુષ્પો વિષે પણ ઘણું બોલી શકાય.

અનેક વખતના અવલોકનથી હાલ પરિણામવાદને આધારે એવી શોધ કરવામાં આવી છે કે પૃથ્વિના બાલ્ય કાળમાં ફુલો લીલા રંગનાં તથા નાનાં હોવાં જોઇએ. એ ફુલોની રચના બહુ સાધારણ તરેહની છે. જેમ માણસો કાળક્રમે વધારે આંટીઘુંટી સમજી શકે છે, તેમ કુદરતમાં નજરે પડે છે. જેમ બાળહૃદય સરળ હોય છે, તેમ બાળસૃષ્ટિમાં બહુ આંટીઘુંટી જણાતી નથી. માણસ અનુભવથી સરળતા છોડી, કિલષ્ટતા અને બીજી રીતો શિખે છે તેમ કુદરતમાં પણ વખત જતાં સરળ વસ્તુઓનાં નવાં રૂપાન્તરો વધારે ગુંચવણ ભરેલી રચનાવાળાં થતાં હોય એમ જણાય છે; પુષ્પો ઉપર જે જીવડાં ઉડે છે, તેમની દ્વારા એક જાતના ફુલોની રજકણો બીજામાં જાય છે અને બે રજકણોના સંમિશ્રણથી નવીન પ્રતિનું ફુલ પેદા થાય છે. અનુમાન એવું કરવામાં આવ્યું છે કે કાળક્રમે પુષ્પોના રંગોમાં ફેર પડે છે. પ્રથમ સફેદ રંગનાં ફુલ થયાં, વળી કંઇક કાળ વીતતાં આસમાની રંગનાં થયાં. આ લાલ અથવા કીરમજી કે ભૂરા રંગનાં પુષ્પોની ઉત્પત્તિ મોડી થઇ હશે. એ માનવાને સબળ કારણ એ છે કે તેઓની રચના બીજાઓના કરતાં વધારે અઘરી છે. જે પુષ્પો સૃષ્ટિના બાલ્યકાળમાં થયાં હશે, તેની રચના ઘણેભાગે સાધારણ હોવી જોઇએ. જેમ જેમ વધારે ઉન્નત રચના થતી જાય તેમ તેમ તેના કર્તવ્યમાં પણ ફેરફાર થતોજ જાય છે એ દેખીતું છે. કઠિન રચનાવાળાં ઘણાં ફુલોનું જીવન પણ કાંઇક વધારે ઉન્નત હોય એમ જણાય છે. કેટલાકને ટેવ પડી હોય, તેમ અમુક વખતે ખીલે છે, અને અમુક વખતે કરમાય છે. કેટલાંક સૂર્યોદય થતાંજ જાણે જાગતાં હોય તેમ ખીલે છે; તો કોઇ વળી જાણે વરસાદથી પોતાનો બચાવ કરતાં હોય તેમ બીડાઇ જાય છે. કોઇ સૂર્યનો તાપ સહન ન કરી શકતાં હોય તેમ દહાડે કરમાઇ ગયેલાં જણાય છે, અને રાત્રે ચંદ્રોદય થતાની સાથે ચંદ્રિકાની સાથે હાસ્યમય કટાક્ષ કરતાં હોયની ! તેમ ખીલે છે. સૂર્યોદય કે ચંદ્રોદયની રાહ જોતાં હોય તેમ આતુરતાથી ખીલવાને માટે તૈયાર એવાં ઘણાં ફુલો વાંચનારની જાણમાં હશેજ. કમળોનાં, કુમુદીનાં ને સૂર્યમુખીના ફુલોની ખાસીયતેથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. આવાં અનેક જાતનાં અને અનેક સ્વભાવનાં પુષ્પોથી જે સૃષ્ટિખંડ શોભિત થયો હોય તેમાં ચંદ્રોદયને સમયે ફરવાનું મન કોઇ હત ભાગ્યનેજ ન થાય ! પ્રભુએ પરમ ઉદારતાથી વેરેલી સુંદરતા જેના તગદીરમાં હોય તે અનુભવે ને ખરૂં સુખ ચાખે. ઉપવનનું અપૂર્વ સૌન્દર્ય જોવાની ઉત્તમ જગ્યા એ છે કે, જ્યાં મોટાં વૃક્ષો છુટાં છુટાં પોતાની ઘટાની છાયા નાંખી બાજી છોડવાને પ્રકૃતિની ઉછેરમાં સુખે ઉછેરવા દેતાં હોય; વળી આવા વનમાં જ્યારે વળી શ્રાવણ માસનો ' ઝરમર ઝરમર વરસે મેહુલો ' એવી રચના થઇ રહી હોય તે જોતાં જોતાં, જે અનેક જળબિંદુનાં મોતીઓ ઝાડનાં પાંદડાં ઉપરથી નીચે ખરી પડી જઇ અનંતતામાં ભળી જતાં હોય તે તરફ મન જાય ત્યારે પ્રભુનું પ્રભુત્વ શું છે તેના વિચારથી આપણું મન ભક્તિપૂર્ણ થયા વિના રહેજ નહિ. આ ભવ્ય રચનામાં "લીસો લબરક પાણીનો તડકો, પ્રસરતો પાણીનો તડકો" એવી દિવ્યછાયા પથરાય તો આ મૃત્યુ લોક છે એમ પછી કોણ કહે ? આગ્રાના મહેલના દીવાન–ઈ–ખાસ ને માટે પાદશાહ એવું કહેતો કે પૃથ્વી ઉપરનું સ્વર્ગ આજ છે; પણ પાદશાહોનો પાદશાહ પોતાની સૃષ્ટિમાં મહેલ કે ઘર બાંધ્યા

વગર જે સૌન્દર્ય સંસ્કારીને બતાવે છે તે ખરે અદ્દશ્યનીયજ છો ગ્રહો ત્યા ઉપગ્રહોના પ્રકાશથી રત્ન
જડિત હોયની (!) એવી ભ્રાન્તિ ઉપજાવનારૂં વ્યોમ અને તેમાંની અનેક અદ્ભુત રચનાઓ
માત્ર માનવ હૃદયનેજ સ્પર્શ કરે છે એમ નથી; વનસ્પતિ માત્રને તેની અસર થાય છે;
કેમકે-પુષ્ણામિ ચૌષધિઃ સર્વા સોમો મૂત્વા રસાત્મકઃ એવું વાક્ય આપણા આર્ય,
પ્રાચીન, પૂજ્ય ગ્રંથમાં દષ્ટિગોચર થાય છે. વનસ્પતિસૃષ્ટિનો વિચાર કરતાં આખું વનસ્પતિશાસ્ત્ર
ઉત્પન્ન થયું છે. એ શાસ્ત્ર સંબંધીજ વિચાર કરીશું તો કેટલી અનવધિ જાતની વનસ્પ-
તિઓ સૃષ્ટિમાં જણાય છે તેનો ખ્યાલ આપણને આવે છે; પ્રત્યેક ઝાડ અમુક ઋતુમાં થાય
તેનાં પાંદડાંનો રંગ અમુકજ હોય છે; એ સઘળાનું શું કારણ? એનો ઉત્તર આપવામાં
કેટલી મગજમારી કેવા કેવા વિદ્વાનો કરે છે. પ્રકૃતિ અને તેના અંગો સાથે સ્નેહ બાંધવો
તથા આપણું જીવિત પ્રકૃતિના જીવિતમય કરવું એ આપણું ભૂષણ છે. કોઇ પુષ્પ પોતાના
રંગને લીધે આનંદદાયક લાગે છે; તો કોઇ પોતાની ગંધને માટે પ્રખ્યાત છે. વનસ્પતિઓ-
માંની કોઇ કોઇ માત્ર પૃથ્વીમાંથીજ પોતાનું પોષણ મેળવે છે; તો કોઇ નાનાં પ્રાણીઓનો
કે જીવજંતુઓનો પણ ભક્ષ કરે છે. જેમ માણસને જીવ છે તેમજ અન્ય પ્રાણીઓને છે
અને પદાર્થોને છે એમ હમણાં હમણાં મનાતું જાય છે. જો કે સઘળાના જીવનમાં ફેર છે.
કોઇનું જીવન પૂર્ણ તો કોઇનું અપૂર્ણ, કોઇનું અસ્પષ્ટ અને સ્થૂળ તો કોઇનું તેજસ્વી અને
પાણીદાર. આપણને સહુને વિદિત છે કે કેટલીક જાતના પતંગીઆમાં ઇયળો તથા જીવ જંતુ-
ઓ નાના છોડવાનાં પાંદડાં ખાઇ જાય છે, પણ એલિસ નામના સુવિખ્યાત વનસ્પતિ
શાસ્ત્રીએ જ્યારે એવી શોધ કરી કે, ઉત્તર અમેરિકાના કેટલાક ભાગોમાં એવા છોડો થાય
છે, કે તે જીવડાંઓને ખાઇ જાય છે, ત્યારે સઘળાને બહુ સાનંદાશ્ચર્ય થયું હતું. પ્રાણીઓ-
માં જેમ કોઇ માંસાહારી કેમ, અને કોઇ માત્ર વનસ્પતિનોજ આહાર કરનારૂં કેમ, એવો
પ્રશ્ન સંભવે છે તેમ, વનસ્પતિમાં પણ અમુકનો રંગ આવો કેમ અને અમુકનો આવો શા
માટે એવા પ્રશ્નો ઉઠે છે. દરેક પ્રકારનાં કુસુમો કાંઇક કારણને લીધે અમુક રંગનાં, કદનાં
કે ઘાટનાં સૃષ્ટિકર્તાએ કર્યાં છે. સહુથી નાનામાં નાના પુષ્પવિષે જો સઘળા પ્રકારની માહિતી
આપણે પુસ્તક, અભ્યાસ કે અવલોકનદ્વારા પ્રાપ્ત કરી શકીએ તો કુદરતની કેટલીક છુપામાં
છુપી ખુબીઓ આપણા જાણવામાં આવી જાય,—પ્રકૃતિની અનેક છાની વાતો જ ઉઘાડી પડી
જાય. ફુલોના ઉપર પતંગીઆંઓ બેસે છે. તે માત્ર તેમની સુવાસને લીધેજ નહિ. માત્ર
સ્વાર્થની ખાતરજ આ હલકાં પ્રાણીઓ પોતાનું જીવન ગાળતાં નથી. તેમના ઝળકતા રંગો-
થીજ માત્ર તેના ઉપર બેસી તેઓ આનંદ માનતા નથી. કુસુમોને ચુંબન કરીનેજ ધરાતાં
નથી. તેમાં રહેલું મધ પીનેજ સંતોષ માનતાં નથી, પણ કેવળ પારકાના હિતને અર્થે એક
ફુલનાં રજકણો તે બીજામાં લઇ જાય છે. આ રજકણોને લીધે આપણને અનેક ફાયદા
થાય છે. કુદરત તારી શી બલીહારી! શું પરોપકારવૃત્તિ માણસ જાતનેજ વ્હાલી નથી?
જો આ વૃત્તિ પતંગીઆમાં હોય તો તેનું જીવન, સ્વાર્થપરાયણ મનુષ્ય જીવન કરતાં ઉન્નત
ન કહેવું જોઇએ?

ફુલોના રંગ વિષે જે બારીક ચોકસાઇ થઇ છે, તેને પરિણામે એમ જાણવામાં આવ્યું
છે કે પૃથ્વિના બાલ્યકાળમાંનાં ફુલો લીલા રંગનાં તથા નાનાં કદનાં હોવાં જોઇએ; હાલ
પણ જે પુષ્પોની ઉત્પત્તિ, પવનથી ઘસડાઇ જતાં કેસર રજકણોથી થાય છે તે એવાંજ છે.

સફેદ કે પીળા રંગનાં ફુલો, મોડાં અસ્તિત્વમાં આવ્યાં હશે, એવું જે અનુમાન હાલ કેટલોક કાળ થયાં પ્રસિદ્ધિમાં આવ્યું છે, તે વિષે ઉપર એક સ્થળે આપણે બોલી ગયા છીએ. એજ પરિણામવાદને આધારે પ્રાણીઓમાં પણ ફેરફારી થવા સમ્બન્ધીના અનેક સિદ્ધાંતો આગળ કરવામાં આવે છે. અગાઉ જે પ્રાણીઓ અસ્તિત્વમાં હતાં તેમાંનાં કેટલાંક તો પૃથિવીની સપાટી ઉપરથી તદ્દન જતાં રહ્યાં હોય એમ જણાય છે. પક્ષિઓ સમ્બન્ધે પણ એક એવી અટકળ કરવામાં આવી છે કે, લાલ, ભૂરા તથા પીળા રંગનાં પક્ષિઓ થોડાં હોવાનું કારણ એજ કે શિકારીઓની નજરે તેઓ વહેલાં પડે, કેમકે ઝાડના રંગથી તેમનો રંગ જૂદો અને તેથી તેમનો નાશ સત્વર થાય. લીલા રંગનાં અને કાળા રંગનાં પંખીઓ હજી સંખ્યામાં વિશેષ છે કેમકે, તેઓ ઝાડના રંગ સાથે મળતાં આવતાં હોવાથી મારનારની નજરે એકદમ પડતાં નથી, અને તેથી તેઓનો નાશ થતો નથી અને તેમની ઓલાદ વધતી રહે છે. આ અને બીજાં અનેક અનુમાનો સૃષ્ટિમાં રહેલી વિચિત્રતાનું અવલોકનપૂર્વક-અધ્યયન કીધાથી કાઢી શકાય છે. પ્રાણીઓના રૂપમાં થોડા વખતમાં કેટલા ફેરફાર થાય છે તેજ જો આપણે તપાસીએ તો પૃથિવી ઉપર નિરંતર કાંઇને કાંઇ ફેરફાર થયાજ કરે છે, એવી આપણી પ્રતીતિ થાય છે. દેડકાઓ નાનાં હોય છે ત્યારે તેમને પૂંછડી હોય છે, જ્યારે તેઓ મોટાં થાય છે ત્યારે તે ખરી પડે છે. એક નાની સરખી ઇયળ થોડો વખત રહીને સુરત અવસ્થામાં આવે છે. આવી સ્થિતિમાં પડી રહ્યાં પછી તેને પાંખ આવે છે. અને તેનું પતંગીઉં બને છે. જ્યારે તે સુરત અવસ્થામાં હોય છે ત્યારે તે કેવળ મૃતવત્ લાગે છે. તે જીવંત હોય એમ જાણવાને કશું સાધન નથી. તે પડી રહે છે અને ખોરાકની પણ તેને જરૂર જણાતી નથી, પણ જ્યાં તેને પાંખ આવી કે તરતજ તે જાગૃત અવસ્થામાં આવી જઇ અતિશય ચાંચલ્યવૃત્તિ પ્રદર્શિત કરે છે. કુરકુરીઆંઓ નવ દિવસનાં થાય ત્યાં સુધી આંધળાંજ હોય છે. વળી જે પ્રાણીઓને કાન નથી, તેઓ ઘણુંખરૂં ઇંડાં મૂકે છે, જેને કાન છે તેને બચ્ચાં થાય છે. આ આદિ અનેક વસ્તુઓ જોતાં જીવન કેવું અને કેટલું રસમય થાય, એનો વિચાર સહજ આવી શકે એમ છે. જનાવરોની ખાસીયતો જોતાં અનેક પ્રકારનું શિક્ષણ માણસ મેળવી શકે એમ છે. ડૉ૦ લિવિંગ્સ્ટન પોતાની આફ્રિકા ખંડની મુસાફરીનું વર્ણન આપતાં કહે છે કે હાથીનામાં એટલો તો વાત્સલ્ય ભાવ છે કે આપણે તે સમજી પણ શકતા નથી, સહુને પોતાની સંતતિ વહાલી લાગે છે. એક તત્વજ્ઞનો તો એવો પણ સિદ્ધાંત છે કે સર્વોત્તમ સુખ તે સંતતિ અબાધિત રીતે, અનવધિ કાળપર્યંત, ઉત્તમોત્તમ ગતિને પહોંચે; અને તેનો અંત કદી પણ ન આવે તેમાંજ સમાયલું છે. શું હાથીને આ જ્ઞાન થઇ ચૂક્યું હશે! અથવા તો શું આપણે હાથીના કરતાં સ્વાર્થી વિશેષ હોઇશું! કદાચ હોય પણ ખરૂં.

વાઘની અવલોકન શક્તિનાં ઘણાં દૃષ્ટાંતો મળી આવે છે. શિકારીઓના સહેજ અવાજથી અગર તેને જવાને માર્ગે શિકારીની રૂમાલ જેવી કાંઇપણ નજીવી વસ્તુથી પણ વાઘ ચેતી જાય છે કે પૂર્વ સ્થિતિમાં કાંઇ ફેરફાર થયો છે. ગાઢ જંગલમાં પણ નાની સરખી ચીજ તેના જોવામાં આવતી નથી, એમ નથી.

વનસ્પતિ અને પ્રાણી એ ઉભયને આપણે જીવંત માનીએ છીએ અને તેથી કદાચ તેમાં રહેલી ખૂબીઓ જોઇને આપણને બહુ આશ્ચર્ય નહિ લાગે; પણ ધાતુ જેવી વસ્તુઓ કે જેમાં

દેખીની રીતે જીવ હોય એમ માનવાને કશું સાધન નથી, તેના ઉપયોગ અને રૂપાન્તરોનો વિચાર કરતાં અનેક-લાભ થાય છે.

અનેક ધાતુઓ નિરંતર બળ્યાં કરે છે, તેથી સૂર્ય જેવો તેજઃપુંજ પ્રકાશે છે અને આપણે બધાં જીવંત રહીએ છીએ. તેજના પૃથક્કરણ વિષે, તેમજ આકાશી ગોળાઓના પ્રકાશ વિષે ખગોળવેત્તાઓ અનેક અટકળો બાંધે છે; તેમાંની કોઇક ખોટી પણ હશે; કે કોઇ ખરી પણ હશે, ગમે તેમ હો; પણ શાસ્ત્રકારોનાં અનુમાનોમાં અસત્ય કરતાં બહુધા એમ પ્રતીતિ થશે કે તેમાં સત્ય વિશેષ રહેલું છે. તેઓની એક અનુભવ સિદ્ધ કલ્પના વિચારણીય છે. અનેક ધાતુના બળવાથી રાતા, પીળા, ભૂરા, લીલા વગેરે રંગોના ભડકા થાય છે. અને તેઓ એવી તો ત્વરાથી ફરતા રહે છે કે તેમનું સંમિશ્રણ થવાથી અજવાળું પડે છે.–સાધારણ પ્રયોગ કરેથી આ વાત ખરી ઠરે છે. આ સિવાય ઇતર ગ્રહોના રંગ ઉપરથી, તેમજ બીજી કેટલીક રીતે તેમાં હવાપાણી કેવાં હશે ? ત્યાં પ્રાણીઓ રહેતાં હશે કે કેમ વિગેરે કલ્પનાઓ કરવામાં આવે છે. યન્ત્રોદ્વારા તેઓ પૃથ્વીથી કેટલા દૂર હશે, અને તે પ્રકાશે છે તે કેવી રીતે; આદિ બીજાં પણ ઘણાં શોધો અવલોકન તથા કલ્પનાદ્વારા કરવામાં આવ્યા છે તેથી તો અવધિ ! ત્યારે ધાતુઓ માત્ર વાસણકુસણ કરવાના ઉપયોગમાં આવે છે એમ નથી, સોયથી માંડીને તે સમરાંગણમાં વપરાતી ભયંકર તોપો કરવાનાજ ઉપયોગમાં આવે છે, એમ પણ નથી, સ્ત્રીઓના અલંકાર કરવામાંજ સુવર્ણ અને રૂપું વાપરે છે એમ પણ નથી, શૂરવીર તરવાર બાંધીને મલકાય છે, અને ચોરને બેડીથી શાસન થાય છે તેથી પણ ધાતુનો ઉપયોગ પૂર્ણ થતો નથી; દવાના ઉપયોગમાં પણ તે પુષ્કળ આવે છે. અને એથી પણ વિશેષ, તેના નિરંતર પ્રકાશથી આ સૃષ્ટિનું એક અંગ પૃથ્વી, તેને પ્રાણદાન પ્રાપ્ત થાય છે; કેમકે સૂર્યનું તેજ જો ન મળતું હોય તો આપણું અસ્તિત્વ અહિં કેટલો કાળ ટકે તે કળી શકાય તેમ નથી.

પણ કોઇપણ ઠેકાણેથી સૌન્દર્યની અપેક્ષા રાખવી હોય તો માણસે સમભાવથી પોતાનું હૃદય હમેશ પૂર્ણ રાખવું. શુદ્ધ નિર્મળ હૃદયમાં સમભાન હોય તોપછી સૃષ્ટિસૌન્દર્ય જે આનંદ તેમાં રેડી શકે છે તે બીજું કોણ ઉત્પન્ન કરી શકે એમ છે ?

પૃથ્વી કે આખી પ્રકૃતિ, તેનું સૌન્દર્ય કે તેદ્વારા મળતું શિક્ષણ ગમે તેનો વિચાર કરતાં તેના કર્તાનો વિચાર આવે છેજ અને તે કોણ હશે એમ પ્રશ્ન થતાં તે **યતોवाचो निवर्त्तंते शून्येन मनसा सह** છે એમ બોલી વિરામ પામી જવાય છે. તથાસ્તુ.

—(૦)—

# श्री सूतसंहिता.

શ્રીયુત્ દુર્ગેશ્વર નટવરજી. બી. એ. સીટી મેજીસ્ટ્રેટ—સુરત.

**૨ અધ્યાય પાશુપત વ્રત.**

( ભાદ્રપદ પૃષ્ઠ ૧૦૮ થી ચાલુ )

અનુભવ પર્યંત જ્ઞાન થવામાટે બ્રહ્મોપદેશ થવા પૂર્વે પાશુપતવ્રતની અનિવાર્ય જરૂર છે. આ જગત અનિત્ય છે માટેજ તેની ઉત્પત્તિ તો છે. એ જગતરૂપ કાર્ય છે માટે તેનું કોઇપણ કારણ હોવુંજ જોઇએ. આ જગતના ઉપાદાન વિગેરેનું જેને જ્ઞાન હોય નહિ તેવો કોઇ તેનો કર્તા હોઇ શકે નહિ જીવમાત્રનું જ્ઞાન મર્યાદિત છે અને પ્રકૃતિ જડ છે એટલે તેને તો જ્ઞાન

બીલકુલજ નથી. માટે તે બન્નેમાંથી કોઇપણ જગતનો કર્તા નથી. મલ માયા અને કર્મ એ ત્રણ પાશોવડે જીવમાત્ર બંધાએલો છે માટે તેમને પશુ કહેલા છે. જેમને એકલો મલ નામનોજ પાશ છે તેમાં જેમનો તે મલપાશ પરીપક્વ થયો છે, સમાપ્ત થયો છે તેમને વિદેશ કહે છે. અને સમાપ્ત નથી થયો તેવા સપ્તકોટિ મહામંત્ર સ્વરૂપો છે. જેમનામાં મલ તથા કર્મ એ બે પાશ છે, તે જેમના પાક્યા નથી હોતા તે નાના યોનિયોમાં જન્મે છે. જેમનાં તે પાકેલાં હોય છે તેમાંથી કોઈ કોઇ શ્રી ઇશ્વરના અનુગ્રહથી પ્રલય કલાવાળા થઇ ભુવનપતિ બને છે. જેમને ત્રણે પાશો છે, તેમને કલાદિનો સંબંધ હોવાથી તેમને સકલ કહે છે. શિવના અનુગ્રહ વડે તેમાંથી ૧૦૮ મંત્રેશ્વરો, ૧૦૦ રૂદ્રો ૧૦૦ મંડલાધિપતિ, ૮ ક્રોધાદિ તથા ૮ શ્રી કંઠ અને વીરેશ્વર થયા છે. બાકી રહ્યા તેમાંથી જેમના એ ત્રણે મળો પાક્યા છે તેમના ઉપર અનુગ્રહ કરીને શિવ પોતેજ આચાર્યરૂપે પ્રકટ થઇને તેમને દિક્ષા આપે છે. જેમના તે પાશ પાક્યા નથી તેમને નાના યોનિયોમાં જોડીને તેમના તે પાશોને પકવે છે. ને તે પકવવા માટેજ તેમને વિવિધ ભોગોને તે આપે છે આ રીતે આ બધામાં જ્ઞાન થોડુંગણું છે, પણ તે પાશવાળાં પશુઓમાંથી કોઇ પણ સર્વજ્ઞ નથી, માટે તેમાંથી કોઇ પણ આ જગતનું કર્તા નથી. જડ એટલે જ્ઞાનથી રહિત એવી પ્રકૃતિ પણ કર્તા નથી માટે તે બંન્નેથી કાંઈ અન્યજ સર્વજ્ઞતત્વ આ જગતનું કર્તા છે, તો એ તત્વ કયું છે તે કહો એમ મુનિયોએ શ્રી સુત ભગવાનને પૂછ્યું. શ્રી સુત ભગવાન અથર્વ શિરસમાંની આખ્યાયિકા કહે છે કે પૂર્વે વિષ્ણુ આદિ સર્વ દેવોએ જગતના કારણનો વિચાર કર્યો પણ તેમાં તેમને સંશય રહ્યો તેથી તેઓ રૂદ્ર લોકમાં ગયા. તે લોકનું સુખ દુઃખવડે મિશ્રિત થયેલું અગર ઉત્તર કાળમાં ઢંકાઇને અદૃશ્ય થઇ જાય તેવું નથી હોતું પણ સર્વદા પણ અભિલાષાને અનુરૂપ તૈયારજ થઇ રહેલું હોય છે. સંસાર જે રૂદ્ર તેને ઓગાળી નાખનાર એવા રૂદ્ર ભગવાન ત્યાં પ્રત્યક્ષ થયા.

પૂર્વે કદી જોયેલા નહિ તેથી તેમનાં દર્શન થતાં દેવોએ તેમને પ્રણામ કરીને પૂછ્યું કે આપ કોણ છો ? તેમણે ઉત્તર આપ્યું કે પશુ ઉપર અનુગ્રહ કરીને હું તેમને પાળું છું માટે મને પશુપતિ કહે છે. હું ઇશ્વર રૂદ્ર ભગવાન છું અનાદિમલને હું દુર કરૂં છું સર્વનો સ્રષ્ટા તથા દ્રષ્ટા હું છું. પાશ માત્રને તેમના તે તે વ્યાપારો કરવાનું સામર્થ્ય મેં આપેલું છે તથા તે પાશોથી બંધાયેલા પશુઓને ભોગ તથા અપવર્ગને પણ હુંજ આપું છું તેથી હું રૂદ્ર સર્વનો ઇષ્ટ છું. અન્ય તત્વો પ્રલય સુધી જ ટકી રહે છે અને હું તો પ્રલયમાં પણ ટકી રહું છું માટે હું તત્વોનો પણ તત્વ છું. બ્રહ્માથી પૂર્વે પણ હું હતો હાલ છું અને હવે પછી પણ હું તો હોઇશજ એવો હું એકજ છું. મ્હારાથી અન્ય કાંઈજ નથી. હું એક છું એમ કહેવામાં બે ત્રણ આદિ અનેકત્વરૂપ સંખ્યાનો બાધ એજ ઉદ્દેશ છે. એકત્વ સબંધ કાંઇ તેમાંથી જ સમજવાનો નથી, કારણ કે હું કાળ તથા સંખ્યાની મર્યાદા રહિત છું.

એક જ શિવ છે અને અન્ય કાંઇ નથી એમ કહેલું છે તો આ જગત જે અનુભવાય છે તે શી વસ્તુ છે ? દોરડીમાં ભ્રમ થતાં દોરડીનો જે આ ( ઇદં ) અંશ છે તે આ સર્પ આ દંડ–આ ધારા એ રીતે તે દોરડીમાં પ્રતીત થતા સર્પ દંડ ધારામાં અનુવિદ્ધ એટલે વ્યાપેલો ભાસે છે માટે તે સર્પ દંડ ધારા એ દોરડીમાં કલ્પાએલા છે. તેજ રીતે ઘટ છે પટ છે એ રીતે આ જગત્ સત ( છે ) વડે વ્યાપ્ત થઇ રહેલું ભાસે છે માટે એ વ્યાપક સત એકલું જ જેમનું સ્વરૂપ છે એવા પરમ શિવમાં આખું વિશ્વ કલ્પાએલું છે. સં-

ન્માત્રનો અવભાસ દૂર થતાં તેવડે વ્યાપ્ત જગતના આભાસનો ખીલકુલ સંભવ હોય તેવું સન્માત્રથી નિરાળું જગત્ નથી કારણ કે તે સન્માત્રનો પ્રકાશ તો સદાજ છે, તેથી દૂર થઇ શકતો જ નથી. તે સન્માત્રનો પ્રકાશક અન્યકોઇ પદાર્થ નથી; કારણકે સન્માત્રથી અન્ય હોય તો તે અસત્ તેથી કલ્પિત અને જડ હોય માટે જે સન્માત્ર છે તેજ સ્વપ્રકાશ હોવાથી ચિન્માત્ર છે. આત્મા ચિન્માત્રથી નિરાળો નથી અને આત્મા પ્રેમનું મહોટામાં મહોટું સ્થાન છે, તેથી આનંદરૂપ છે માટેજ તેને વેદમાં પરાનંદ એક રસ કહેલો છે. કલ્પિત જગત્ અનાદિ તથા અનંત હોય તો તેની પ્રતીતિ સર્વદા થવી જોઇએ. કોઇ વખતે પ્રતિત થાય ને કોઇ વખત અપ્રતિત થાય તેવું તે હોય એટલે કાદાચિત્ક હોય તો તેને કારણની અપેક્ષા હોય છે તેથી તેના અનુરૂપ કોઇ કલ્પિત ઉપાદાનનો સ્વિકાર કરવો પડે છે. જો તે ઉપાદાનને સત્યસ્વરૂપ લેઇએ તો કાર્યના કલ્પિતપણામાં વ્યાઘાતનો દોષ પ્રાપ્ત થાય છે. જો કારણને આદિવાળું લઇએ તો તે કારણ અન્ય કારણની અપેક્ષાને રાખે છે અને તે વળી અન્યનો એમ અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે માટે તે જગતના કારણરૂપ માયા અનાદિ છે એમ સ્વીકારવું પડે છે. એ માયા સત્વ રજસ અને તમસ એમ ત્રીગુણાત્મક છે. સાંખ્ય મતવાળા પ્રધાન તત્વને માને છે તેવી તે માયા સ્વતંત્ર નથી પણ ઇશ્વરના વશમાં વર્તનારી છે માટે પરતંત્ર છે તેથી તેને શક્તિ કહી છે. એ ગુણનો સ્વભાવ પરસ્પરને દબાવવાનો છે જેમાં રજોગુણ તથા તમોગુણ અત્યંત દબાઇ ગયા છે તેને વિશુદ્ધ સત્વા માયા કહી છે. તે બે ગુણો જેમાં સહેજ ઉંચે તરી આવેલા છે તેને મલીન સત્વામાયા કહી છે. તમો ગુણ અત્યંત તરી આવતાં સત્વ તથા રજોગુણ જેમાં અત્યંત દબાઇ જઇ નહીં વત્ થાય છે તે કેવળ તમોમયી માયા છે. પરમ શીવ જ્યારે શુદ્ધ સત્વા માયા રૂપ ઉપાધિને ગ્રહણ કરીને પોતાને વશ તેને વર્તાવે છે ત્યારે પોતે માયી એટલે ઇશ્વર બને છે જગતને રચે છે સર્વજ્ઞ થાય છે અને ભોગના આપનારા બને છે. જ્યારે તેજ ચૈતન્ય સ્વરૂપ મલીન સત્વા માયાની ઉપાધિને ધારણ કરે છે ત્યારે તે તે માયાને અધિન થઇ રહે છે તેને સંસારી જીવ કર્તા ભુક્તા કહે છે. કેવળ તમોમયી માયા પોતાના આશ્રયભુત તેજ ચૈતન્યને અસત્ જેવુંજ કરી મુકે છે અને તેથી તેવી ઉપાધિને ધારણ કરતાં તે ચૈતન્ય પોતે ભુત ભૌતિક જગતરૂપે ભોગ્ય બની રહે છે. શુદ્ધ સત્વા માયાને વશ વર્તાવનાર જે ઇશ્વર ભોગપ્રદ તેમણેજ તે માયાવડે કેવળ તમોમયી દશાને પ્રાપ્ત ભોગ્ય જગતરૂપ અચળ તેને રચ્યું છે. એ રીતે ભોગપ્રદ ભોક્તા તથા ભોગ્ય એવો વિભાગ કલ્પનારી માયા છે તે માયા પોતેજ કલ્પિત છે. પરશિવ માયાથી અતીત છે, તો વાસ્તવે તે પરશિવથી ભીન્ન કોઇ પણ માયાનું પરમાર્થ સ્વરૂપ છે નહિ. બ્રહ્મજ્ઞાન થયું નથી ત્યાં સુધી એ ત્રણ પ્રકારનો ભેદ પ્રતિત થાય છે બ્રહ્મને જાણતાંજ તે ત્રણે બ્રહ્મજ થઇ રહે છે. શીવજ દાતાભોક્તા તથા આસર્વ જગતરૂપ છે. શિવજ યજાવડે યજે છે જે શિવ છે તેજ હું છું. જે શિવમાયાથી અતિત છે તેજ શિવ પોતાની માયાવડે ભોગપ્રદ ભોક્તા તથા ભોગ્ય બને છે, ભોક્તાને તે શિવ સ્વરૂપનો સાક્ષાત્કાર થતાંજ તે વિભાગની હેતુભુતમાયા નિરત થઇ જાય છે ને ભોક્તા પોતે શિવરૂપ થઇ રહે છે. તેમ થવાનો ઉપાય આ રીતનો છે, ભોક્તા પશુ છે તેણે આચાર્ય પાસેથી વેદવાક્યનો ઉપદેશ લેવો. તે વેદવાક્યોથી ઉત્પન્ન થતા જ્ઞાનવડે એ શ્રી મહેશ્વરની પ્રાપ્તી થાય છે ત્યારેજ મોક્ષ મળ્યો કહેવાય છે. માટે શ્રી ગુરૂના ઉપદેશ વડેજ જાણવા યોગ્ય આ સ્વરૂપને જાણજો એવો ઉપદેશ શ્રી મહાદેવજીએ તે દેવોને કર્યો ને પછી પોતે અંતરધ્યાન થયા એટલે પોતાના પૂર્ણરૂપે થયા

તેથી અદશ્ય થયા. પાશુપતવ્રત પ્રણુવ પંચાસર આદિના જપ એ વિગેરે સાધનોનું જ્ઞાન તો શાસ્રોમાંથી મળે તેવું છે સ્વરૂપના ઉપદેશથી દેવોને સંતોષ થયો, અને અલભ્ય લાભ મળશે એવીજ ખાત્રી થઇ તેથી દેવોએ " योवैरुद्रः स भगवान० " ઇત્યાદિ અથર્વ શિરસવડે તથા નાના પ્રકારના શત રૂદ્રીય આદિ સુક્તોવડે તથા પંચાક્ષરમંત્રવડે ઉંચા હાથ કરીને શ્રી મહાદેવની સ્તુતિ કરી. વળી શીવ જ્ઞાનની સિદ્ધિ અર્થે અગ્નિહુત્રની ભસ્મને આદરપૂર્વક લઇને શુદ્ધ પાત્રમાં ભરી જળવડે પગ ધોઇને બે વાર આચમન કરીને પવિત્રસહ એકાગ્ર થયા પછી "॥ ॐ आपो ज्योती रसोऽमृतम् ॥ ब्रह्म भूर्भुवः स्वरोम् ॥ " એ મંત્રને ભક્તિપૂર્વક ભણુતા જળના અધ્યક્ષ દેવતા શ્રી વીષ્ણુ ભગવાનનું ધ્યાન કરતા અને ભસ્મને લેતા. પછી " ॥ अग्निरितिभस्म वायुरिति भस्म जलमिति भस्म स्थलमिति भस्म व्योमेति भस्म-सर्वं ह्वा इदं भस्म-मन एतानि चक्षुंषि भस्मानि એ જાબાલ મંત્રો તે ભસ્મને પાણીથી ભીની કરીને તે શુદ્ધ તથા એકાગ્રહ વૃતિવાળા દેવોએ શિવ તથા શિવાનું ધ્યાન ધરતાં તેમનીજ ભાવના સહ તે બ્રહ્મરૂપ થએલી ઉજળી ભસ્મને પગથી માંથા સુધી સર્વાંગે ખુબ ચોળી, બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્રરૂપી ત્રિપુંડ્રોને તેમણે લલાટે હૃદયે, કુખે ને બન્ને ભુજાઓએ કર્યા અથર્વ શિરસમાં આ પાશુપતવ્રત આપેલું છે. તે કરવાથી દેવો શમ, દમ, તથા વૈરાગ્ય યુક્ત થયા અને કર્મોના તેમણે ત્યાગ કર્યો, હૃદયકમળના વચલા તંતુ ઉપરની અત્યંત સુક્ષ્મ જે ગોળી તે ગોળીની મધ્યમાં વાળના અગ્ર જેવડું અર્થાત અત્યંતજ સુક્ષ્મ સ્વરૂપ વિશ્વના ઇશનું છે. પ્રતિત થએલું સર્વજ્ઞાન એમનું સ્વરૂપ છે. સંસારને તેના કારણુ સહ બાળી મુકનાર અગ્નિ સ્વરૂપ તે છે. સર્વજ્ઞ, સર્વના કર્તા સર્વના આધાર અદ્‌ભુત તે મહેશ્વરનું ધ્યાન કરીને પ્રણુવ મંત્રના જપ સહિત તેમનું પૂજન કર્યું. તેથી સંસ્કાર રૂપે રહેલી અવિદ્યા નિવૃતિ કરીને નિર્મળતા, પ્રસાદ પ્રસન્નતાને આપવા સારૂં શ્રી રૂદ્ર ભગવાન ફરીથી પ્રગટ થયા. પ્રથમ વ્રતાદિ કરવાથી પરમશિવનું સુકલ એટલે કળાવાળું સ્વરૂપ પ્રતક્ષ થયેલું હતું તે સમયે તે શિવના ઉપદેશ દ્વારા "સત" સ્વરૂપે નિષ્કળ સ્વરૂપ પરોક્ષ રિતે દેવોએ જાણી લીધું હતું હવે પ્રતિબંધક પાપોનો ક્ષય થવાથી તેમનું નિષ્કળ સ્વરૂપ પ્રગટ થયું પશુ માત્રને તે પાળે છે સર્વને નિયમમાં પ્રવર્તાવે છે. એમનું અર્ધ શરિર ઉમારવરૂપ છે. શ્રી નામના તેજવાળા છે. લલાટે અર્ધ ચંદ્ર મુકુટ સ્થાને રહેલો છે. નિલકંઠ છે એવા એ સકળ રૂદ્ર ભગવાન સંસારરૂપ રોગને નિવૃત કરે છે. અન્ય આધાર વિના પોતાના મહિમા રૂપજ આધારવાળા છે. માયાની પરતંત્રતા રૂપ જે મલ તેથી રહીત હોવાથી તે માયાના કાર્યરૂપ સંસારમાં દુઃખો તે જેને નથી તેને બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર પુંજે છે. તેજ નિષ્કળ પરમેશ્વર આ સમયે પ્રકટ થયા ॥ सत्यं ज्ञानमनतं ब्रह्म ॥ આદિ વેદનાં અવાંતર વાક્યો તથા ॥ तत्त्वमसि ॥ अहं ब्रह्मास्मि ॥ આદિ વેદનાં મહા વાક્યોવડે પ્રથમ તેમાંના શબ્દોની અભિધા નામની મુખ્ય અર્થ વૃત્તિદ્વારા સગુણ બ્રહ્મને જાણીને પછી લક્ષણા વૃત્તિથી તેનેજ સર્વના સાક્ષી રૂપી જાણવાના છે એવા તે શંકર ભગવાન પ્રતક્ષ થયા. સત્ય, જ્ઞાન, અનન્ત, આનંદ, એ શબ્દોપર તથા અપર એમ હોઇને જાતિ વાચક છે. તે સર્વ જાતિઓની આધાર ભૂત એકજ વ્યક્તિ જે છે તે બ્રહ્મ શબ્દ વડે સુચવાએલી છે. તત્ બ્રહ્મ વિગેરે શબ્દોથી સર્વ સત્વ જગત કારણુત્વ વિગેરે ધર્મો સમજાય છે. તેમજ ॥ त्वम् ॥ अहम् ॥ આદિ શબ્દોથી સંસારિત્વ આદિ ધર્મો સમજાય છે એ રિતા વિરોધી વિશેષ રૂપને સુચવનારા ધર્મો-

ને ત્યાગ કરતાં અખંડ એક રસતા આવી રહે છે. ઉપાધી માત્ર જેમાં નિરાંતે શમી ગઇ છે તેથી એકજ સ્વત શેષ રહે છે તેવું તેમનું રૂપ છે. માટે તેમને સ્વરૂપ શ્રુત કહે છે. જે વ્યવહારમાં તેનો શાક્ષી નથી જોડાતો તે રીતે સંસારમાં જોડતો નથી પણ ઉદાસી ન રહે છે. જે પરમાનંદ સંસારીઓને પોતાના શુભ કર્મથી સ્થપાયેલા વિષયો સાથે ઇંદ્રિઓનો યોગ્ય સંબંધ થતાં પોતાની અન્તઃકરણ વૃત્તિમાં સહેજ સાજ પ્રમાણમાં અનુભવાય છે તથા તે સંસાર નિવૃત થતાં જે તેજ પરમાનંદ પોતાની પૂર્ણ કળામાં પ્રકાશે છે એવા તે આનંદ સુખને આપનારા આ શંકર છે. શ્રૌત સ્માર્ત ધર્મથી રહીત જનોને જે પ્રત્યક્ષથી થતા એમને પ્રાપ્ત કરવા માટે બ્રાહ્મણાદિ વેદોને ભણે છે, ને ઉત્તમ બ્રાહ્મણો તેમનુંજ યજન કરે છે તેજ પરમદેવ છે. યોગીઓ પાપોને બાળીને તેમનેજ પ્રત્યક્ષ કરે છે. વિષ્ણુ ભગવાનનું પાલન સામર્થ્ય તથા બ્રહ્મા ભગવાનનું રચવાનું સામર્થ્ય એ એમનાજ પ્રસાદ રૂપ છે. દેવો શુદ્ધ સત્વ વાળા થયા તેથી તેમને એવા શ્રી મહાદેવ પ્રત્યક્ષ થયા. પ્રથમ સકલ રૂપે શ્રી મહાદેવે ઉપદેશ આપ્યો હતો. તેથી દેવોને પરોક્ષ જ્ઞાનનો આનંદ થયો હતો. તેથી તેમણે અથર્વ શિરસ વડે શ્રી શંકરની સ્તુતિ કરી હતી. હવે પ્રત્યક્ષ જ્ઞાનનો લાભ મળ્યો, તે આનંદના ઉત્સાહથી ફરીથી તેમની સ્તુતી દેવોએ કરી. આવા જ્ઞાનથી નિરઅતીશય આનંદ થાય છે, તેથી એકજ વખતે સર્વ કામનાઓ સાથેજ સફળ થાય છે એટલે સર્વ પ્રકારના સુખોનો તેમાં અંતરભાવ થાય છે. સંસારી દશાની માફક એ સુખો પણ ક્રમે પ્રાપ્ત થઇ ક્રમે લોપાઇ જતાં નથી. એવા આનંદ સુખ માત્રને આપનારા આ શંભુ છે. સંસારરૂપ રોગના દુઃખને મટાડવાનું તે ઔષધરૂપ છે. એવા શ્રી મહેશ્વરની ગદગદિત કંઠથી તે દેવોએ સ્તુતિ કરી. સાંબ મહાદેવે દેવો ઉપર અમૃત દ્રષ્ટિ ફેરવી વાળીને કહ્યું કે હું પ્રસન્ન થયો છું. કરૂણા સહ ગંભીર વાણીથી શ્રી મહાદેવ દેવોની ખાત્રી કરવા કહ્યું કે જે હું આ તમને પ્રત્યક્ષ થયો છું તેજ હું પરશિવ સ્વરૂપ છું. છેવટનું પરમતત્વ હું છું. મારામાંથી જગત્ ઉત્પન્ન થઇ સ્થીતિમાં રહીને મારામાંજ લયને પામે છે. સંસારમાં છે એવે રૂપે પ્રતિત થાય છે છતાં મુક્ત દશામાં તો મારાથી અન્યનો વાસ્તવે આત્યંતિક અભાવ છે. તેથી મારા જેવો કોઇ જ અન્ય નથી તો મારાથી અધિકની તો વાતજ શી ! મારા રવ એટલે ઉપાધીનું નહિ પણ ઉપાધી રહીત તત્વના રૂપનું એટલે મારા સ્વરૂપનું જ્ઞાન થતાં જ સંસારથી મુક્ત થવાય છે. યજ્ઞાદિ કર્મવડે જ્ઞાનની ઇચ્છા થવામાં નડતાં પાપો દૂર થાય છે. ત્યારે અધિકારી મુમુક્ષુ બને છે, એવા મુમુક્ષુ ને જ્ઞાન થવામાં નડતાં પાપો હોય છે તે વ્રત આદિવડે દૂર થાય છે ત્યારે તે પ્રશાંત મહાત્મા થાય છે અને વેદાંતનાં શ્રવણદ્વારા મારા સંબંધી જ્ઞાનને મેળવે છે. ધ્યાન કરવામાં કર્મ માત્ર વિક્ષેપ કરવાના સ્વભાવવાળાં છે માટે કર્મમાત્રને છોડીને જ શંકરના ધ્યાનમાં સ્થીર રહેવાનું છે. જેમણે યજ્ઞ, દાન, વિગેરે કરીને મહા પાપના સમુદ્રને ક્ષિણ કર્યો છે તેવાને જ વેદાંત શ્રવણદ્વારા મારા સંબંધી જ્ઞાન થાય છે. મને જે એ રિતે જાણે છે તેજ સર્વજ્ઞ છે. અન્ય કોઇ જ સર્વજ્ઞ નથી. લોકોને રંજન કરવા માટે દંભથી કરેલાં વ્રતાદિ નિષ્ફળ છે, માટે જે આદર સહીત પાશુપતવ્રત કરે તેમનેજ આ વેદાંતના વિજ્ઞાનનો ઉપદેશ કરવાનો છે, એટલું કહીને શ્રી મહાદેવજી અંતર્ધ્યાન થયા. શ્રી સૂત ભગવાન કહે છે કે સુખીમાં મૈત્રીની ભાવના રાખતાં તેના સુખમાં આપણને અભિમાન સ્ફૂરે છે અને તેમ થતાં આપણા ચિત્તની ઇર્ષા મળ દૂર થાય છે. દુઃખીમાં કરૂણાની ભાવના થતાં અન્યને દુઃખ કરવામાં પોતે નિમીત થવા રૂપ જે દ્વેષ મળ તે નિવૃત્ત થાય છે. પુણ્યવાનમાં મુદિતાની ભાવના કરતાં તેમના ગુણોમાં દોષોનું

આરોપણ કરવારૂપ અસુયામલ નાશ પામે છે. પાપીમાં ઉપેક્ષાની ભાવના થતાં તેમનો સંસર્ગ છુટે છે ને સંસર્ગમાંથી આવતા દોષોરૂપીમળ ટળે છે. એ રિતે મન નિર્મળ થાય છે. ત્યારે જ જગતના કારણરૂપે મહાદેવને જાણીને માનવાનું બને છે માટે હે મુનીઓ તમે પણ તેમ જ કરો. એ સર્વજ્ઞ પરમેશ્વરને જગતના કારણરૂપે માનો ને તેમને ભજો સર્વ જગતના હેતુ ચંદ્રમૂર્તિ-ઉમાના નિત્ય સહવાસ માટે શીમ-લલાટે તેમને અર્ધ ચંદ્ર છે એવા ઇશ્વર મહાદેવ, બ્રહ્મા, વિષ્ણુ, આદિ સર્વ દેવો સહિત પ્રસન્ન થઇને અનુગ્રહ કરવા માટે ટમટમી રહેલા છે માટે તમને પ્રતક્ષ થશે મુનિઓ આવો પાશુપતવ્રતનો તથા મહાદેવનો મહિમા સાંભળીને અત્યંત હર્ષને પામ્યા અને સર્વ અર્થના સાગર મહાત્મા શ્રીસૂતભગવાનને તેમણે પ્રણામ કર્યા અને વિજ્ઞાનની સિદ્ધીને અર્થે ભક્તિ પૂર્વક તેમનું પૂજન કર્યું. એ રીતે પાશુપતવ્રત મનો અધ્યાય સંપૂર્ણ થયો.

## શ્રી બુદ્ધ મહાત્માનું ચરિત્ર શું શીખવે છે? *

( લેખક. રા. રા. સન્મુખલાલ ઝવેરલાલ પંડ્યા-મુંબાઇ. )

( ગતાંકથી ચાલુ. )

ધર્મ સાચવવાના ઉપલા આઠ પ્રકારોને બીજા રૂપમાં પણ મુકવામાં આવ્યા છે. સમ્યક્ દષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વચન, સમ્યક્ કર્મોન્ત, સમ્યગાજીવ, સમ્યગ્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ આ આઠ અંગો આયુષ્યની પ્રત્યેક ક્ષણનો સદ્વ્યય કરવામાં ઉપયોગી થઇ પડે છે, એમ બૌધ્ધો માને છે. સમ્યક્ દષ્ટિ એટલે બુદ્ધ ભગવાને ઉપદેશેલા તત્વો ઉપર પૂર્ણ શ્રદ્ધા વિના માનસિક ઉન્નતિ થવી અસંભવિત છે. જો શ્રદ્ધા નથી હોતી તો મનુષ્યનું મન કુતર્ક કરવા તરફ વળે છે. પરંતુ શ્રદ્ધા હોય છે ત્યારે ત્યારે મનુષ્યથી તત્વનું ખરું રહસ્ય સમજાય છે, અને શંકાને જરા પણ સ્થાન મળતું નથી. આ વાત અનુભવ સિદ્ધ હોવાથી શ્રદ્ધાને સર્વ ધર્મમાં બહુજ મહત્વ અપાયું છે. આ શ્રદ્ધા આરંભમાં જરા અંધશ્રદ્ધા જેવી લાગે છે પણ અનુભવથી આ શ્રદ્ધા અંધ શ્રદ્ધા નથી એમ લાગ્યા વિના રહેતું નથી. બીજુ અંગ સમ્યક્ સંકલ્પ. સમ્યક સંકલ્પ એટલે વિષયોથી વિમુખ રહેવું. તે ઉચ્ચ લોકની સાધના માટે વિષયોથી વિરક્ત રહેવું આવશ્યક છે. અસત્ય ભાષણ, પૈશુન્ય, મર્મભેદી વા કટુ પરિહાસ અથવા વૃથા પ્રલાપ એ સર્વથી દૂર રહેવું તે સમ્યક્ વચન. સમ્યક્ કર્મોન્તમાં હિંસા ન કરવી, અન્યને ઉપદ્રવ ન કરવો, અને અનીતિથી દૂર રહેવું ઇત્યાદિ સદ્ગુણોનો સમાવેશ થાય છે. સદ્ઉદ્યોગ અને સદુપાયોથી ઉપજીવિકા પ્રાપ્ત કરવી એને સમ્યગાજીવ કહે છે. સમ્યગ વ્યાયામ એટલે ધર્મ પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ અને અધર્મથી દૂર રહેવાની વૃત્તિ. સમ્યક સ્મૃતિ એટલે ઇંદ્રિયોથી મોહમાં ન પડતાં સાવધતાથી આધ્યાત્મિક પ્રવૃત્તિ કરવી નિર્વિકાર અને શુદ્ધ ઉદાસીનાવસ્થામાં મનને નિશ્ચલ રાખવું તેને બુદ્ધ ધર્મ સમ્યક્ સમાધિ કહે છે. આ સર્વ નીતિનાં સૂત્રોને બુદ્ધ ભગવાને પોતાના અનુયાયીઓને વ્યવહારમાં મુકવા આદેશ કર્યો છે. નીતિનાં સર્વ માન્ય તત્વો ઉપર રચાયલો ધર્મ બીજા ધર્મો કરતાં પ્રમાણમાં વધારે પ્રચલિત થાય એ ઘણુંજ સ્વાભાવિક છે. સર્વ ધર્મો નીતિને તો સ્વીકારે છેજ. બીજા બધા ધર્મોએ ગહન પ્રશ્નોનો બહુજ ગંભીરતાથી વિચાર કર્યો છે; પણ બુદ્ધધર્મ ગમે તે ધર્મની એક શાખા નીતિ, તેના ઉપર વિસ્તૃત છે. ટૂંકમાં રહસ્ય જોઇએ તો બુદ્ધધર્મ અન્ય ધર્મો જેટલો ગહન તો નહિજ. હવે બુદ્ધધર્મનો પ્રચાર આટલો બધો શી રીતે થયો તે જોઇએ. બુદ્ધધર્મનો આટલો બધો પ્રચાર બુદ્ધના મહાન અનુયાયી અશોક રાજાના સમયમાં થયો હોય એમ માનવાને ઘણાં કારણો છે. મહાન રાજા

અશોકના શિલા લેખોમાં બુદ્ધ ધર્મના ઘણા ખરા મુખ્ય તત્ત્વોનો ઉલ્લેખ કરેલો છે. શિલા લેખોમાં અશોકને પ્રિયદર્શી નામ આપવામાં આવેલું છે. અશોક રાજા વિના બુદ્ધધર્મ આટલો બધો પ્રચાર પામત કે નહિ એ સંશયાત્મક છે. પ્રતાપી બૌદ્ધ રાજા મહાન્ અશોકના શિલા લેખો ઇતિહાસનાં કેટલાક પાનામાં સાક્ષી પુરે છે. ઇતિહાસમાં જન સમાજના આચાર વિચારનું પ્રતિબિંબ હોય છે, તેથી લોક સ્થિતિનું ખરૂં સ્વરૂપ ઇતિહાસ દ્વારા જોઇ શકાય છે.

શ્રી બુદ્ધ ભગવાને ધર્મને સર્વત્ર પ્રસારવા પોતાના અનેક શિષ્યોને ચારે દિશાએ મોકલ્યા. પોતે પણ સર્વત્ર ફરતા અને શ્રીમંત વા ગરીબ, બ્રાહ્મણ તેમજ ચાંડાળ, સ્ત્રી વા પુરૂષ સર્વને પોતાના ધર્મમાં સ્વીકારતા. બુદ્ધ ભગવાનની લોકપ્રિયતા જોઇ ભિન્ન ભિન્ન પંથના પ્રતિસ્પર્ધિઓએ અનેક રીતે બુદ્ધ મહાત્માને હલકા પાડવા પ્રયત્નો કર્યા પણ કોઇ ફાવ્યા નહિ અને અંતમાં બુદ્ધભગવાનને શરણે આવ્યા. બુદ્ધભગવાને સર્વને ક્ષમા આપી. દ્વેષ દ્વેષથીજ નહિ પણ પ્રેમથીજ નાશ પામે છે એ ઉત્તમ સિદ્ધાંત શિખવ્યો. બુદ્ધભગવાન્ કેવલ પવિત્ર અને નીતિમય જીવન ગાળતા હતા.

નિર્વાણ અને આત્મા:—નિર્વાણ અને આત્મા ઉપર અનેક વિદ્વાનોએ જુદા જુદા વિચારો દર્શાવ્યા છે. નિર્વાણ એ વેદાન્તીઓના નેતિનેતિ જેવું કંઇક હોય એમ લાગે છે. પરંતુ નિર્વાણ એ સર્વથા દુઃખરહિત સ્થિતિ છે. શ્રી બુદ્ધભગવાન્ નિર્વાણ આગળ આવીનેજ અટકે છે—એથી આગળ વધતા નથી. પરંતુ બુદ્ધમત પ્રમાણે જીવિત અને અસ્તિત્વ એ સાધારણરીતે પર્યાય શબ્દ હોવાથી નિર્વાણ એટલે જીવાસ્તિત્વ નાશ એમ કહી શકાય. અંહિઆ અસ્તિત્વ એટલે કંઇ સંસારચક્રની બ્હારની સ્વતંત્ર કલ્પના નથી, પરંતુ સંસારમાંની કોઇપણ એક અવસ્થા—સ્થિત્યાન્તર— એજ અસ્તિત્વ એમ બુદ્ધનો મત છે. આ ઉપરથી નિર્વાણ એટલે નિરન્વય વિનાશ એમ માનવું યોગ્ય નથી એ જણાઇ આવશે. બુદ્ધના સિદ્ધાંત પ્રમાણે જીવયોનિનું નીચે પ્રમાણે વર્ગીકરણ છેઃ—નારકીય યોનિ, તિર્યગ્યોનિ, પિશાચયોનિ મનુષ્ય યોનિ અને દેવયોનિ. છેવટના વર્ગમાં સપ્ત સ્વર્ગની સર્વ ઉચ્ચનિચ અવસ્થાનો અંતર્ભાવ થાય છે. કોઇ કોઇ ઠેકાણે અસુરયોનિ નામનો એક અધિક વર્ગ મળી આવે છે, આ સર્વ અવસ્થામાં જીવને વધારે ઓછા પ્રમાણમાં સુખદુઃખ પ્રાપ્ત થાય છે, પરંતુ આ સર્વ ક્ષણભંગુર હોવાથી, સર્વ દુઃખરૂપ છે, એટલે ઉચ્ચતમ દેવયોનિમાં પણ જીવને સાશ્વતિક સુખ મળવું સંભવિત નથી. આથી આ દુઃખમય સંસારમાંથી મુક્તિ મેળવવી શકાય છે કે નહિ અને હોય તો એને માટે કયો માર્ગ છે એ પ્રશ્ન ઉભો થાય છે. આ પ્રશ્નનો ઉત્તર તે બુદ્ધના શિક્ષણનું એક મૂળતત્ત્વ છે. ઉપર બતલાવ્યું તેમ સંસારનું કારણ આધ્યાત્મિક છે અને તેજ પ્રમાણે સંસારનો સમૂળ નાશ આધ્યાત્મિક ઉપાયોથી સાધ્ય થાય છે. જો તૃષ્ણાનો, જીવન આસક્તિનો તદ્દન નાશ થાયતો પુનર્જન્મ થતો નથી. સર્વ ઐહિક અને પારલૌકિક આશા, સંકલ્પ અને જીવના અસ્તિત્વની લાલસા પણ તજી દેવી જોઇએ. આવા વૈરાગ્યથી નિર્વાણ મેળવાય છે. કેટલાક પાશ્ચાત્ય લેખકો નિર્વાણનો અર્થ યથાર્થ સમજ્યા નથી, અને તેથી આ વિષયને બહુજ વિવાદગ્રસ્ત કરી મુક્યો છે. પણ્ડાખરાએ નિર્વાણ માટે લખ્યું છે, પણ કંઇ ચોક્કસ પરિણામ આણી શક્યા નથી. તારનમ્ય કહાના જણાવે છે કે નિર્વાણ એ દુઃખ રહિત, તૃષ્ણા રહિત, પૂર્ણજ્ઞાનમય અને પવિત્રતામય સ્થિતિ છે. શ્રી બુદ્ધભગવાને આ સ્થિતિએ પ્હોંચતી વખતે જે ધૈર્ય, શાંતિ આનંદ અને નિસ્પૃહતા દેખાડી હતી એથી બુદ્ધ મહાત્માને શ્રી બુદ્ધભગવાનનું ઉપનામ આપવું ઘટે છે. આત્માના અસ્તિત્વ માટે પણ બધા વિદ્વાનો સંમત

થતા નથી. કેટલાક કહે છે કે જીવાત્મા કે પરમાત્મા એવી વસ્તુજ નથી. બુદ્ધમત પ્રમાણે મનુષ્ય વ્યક્તિ એટલે કેટલીક શારીરિક અને માનસિક ક્રિયાનો સંઘાત જેવી રીતે ભિન્ન ભિન્ન પ્રેરણાથી એક વિવક્ષિત પરિણામ શક્તિ પાદુર્ભૂત થયલી ભાસમાન થાય છે, તેવીજ રીતે અનેક શારીરિક અને માનસિક પ્રેરણાના સંમેલનમાંથી એક વિવક્ષિત સ્વરૂપ આભાસમાન્ થાય છે, તેજ મનુષ્ય વ્યક્તિ અને તેજ જીવાત્મા પાશ્ચાત્ય લેખકો આ વિષયનું ખરૂં રહસ્ય સમજ્યા નથી અને વિષયને વિના કારણ વિવદાત્મક કરી નાંખ્યો છે.

ઉપસંહાર:—બુદ્ધભગવાનના ચરિત્રના અનેક પ્રસંગો શું શિખવે છે એનું દોહન કર્યા પછી, એ મહાત્માનાં કેટલાંક સૂત્રો અને બુદ્ધધર્મનાં કેટલાક તત્ત્વો જોયા પછી એ સર્ગનો ઉપસંહાર કરી જઈએ. બુદ્ધ ભગવાન્ પાંચ નિષેધ કરે છે કે હિંસા કરવી નહિ, ચોરી કરવી નહિ. વિષય ભોગમાં ઉદ્દત વર્તન ન રાખવું, અસત્ય બોલવું નહિ અને માદક પદાર્થોનું સેવન કરવું નહિ. આ નિયમો પ્રમાણે જે ચાલે છે તે ઉત્તરોત્તર ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત કરે છે એમ ધમ્મપદ કહે છે. બુદ્ધ ભગવાન્ સર્વત્ર ઉપદેશે છે કે પ્રમત્ત દશામાં ન પડતાં અન્ય ધર્મોપ્રતિ સમાન દૃષ્ટિ રાખવાથી અને હૃદયમાંથી ભૂતદયાનો સતત પ્રવાહ વહેતો રાખી શુદ્ધજીવન ગાળવાથી નિઃસંશય નિર્વાણ મેળવાય છે. બુદ્ધધર્મ ગ્રંથોમાં બૌદ્ધોની ભાવના કેવી હોવી જોઈએ એ વિષયે નીચે પ્રમાણે લખેલું છે. જે "વ્યક્તિને અન્યનું ભલું કરવાની અને અત્યંત શાંતિના સ્થાનરૂપ નિર્વાણની ઇચ્છાહોય તેણે નિષ્કપટી અને પ્રમાણિક રહી, શબ્દોમાં પણ નમ્ર અને વિનયી થવું જોઈએ. નિરભિમાની રહી, હલકાં કામ કર્યાં વિના વિચારમાં વચનમાં અને કાર્યમાં ધર્મના નિયમો પ્રમાણે વર્તવું જોઈએ, ચાર ઉમદા સત્યોનું જ્ઞાન મેળવીને તેણે અષ્ટવિધમાર્ગ પ્રમાણે નિર્દોષ જીવન ગાળવું જોઈએ. સંપત્તિ કે વિપત્તિમાં પણ તૃષ્ણા રાખવી નહિ."

પ્રભુ કંઇ પ્રતિદિન મહાત્મારૂપે આપણી પાસે આવતા નથી, પણ જેમ શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છે તેમ યુગે યુગે સંભવે છે. સત્પુરૂષોનો ઉચ્ચ જીવન સુવાસ અવિચ્છિન્ન યુગના યુગ સુધી પ્રસરે છે. મહાત્માનું જીવનચરિત્ર કેવલ પરોપકારમય અને અન્યને માટેજ નિર્માણ થયલું હોય છે. મહાત્માના ચરિત્રનું પરિશીલન કર્યાના ફલરૂપે જો ઉચ્ચ અને સાત્વિક જીવન ગાળવાની ઉત્સુકતા થાય તો એ મહાત્માનું જીવન પુનઃ પુનઃ સાર્થક થયા બરોબર છે.

બુદ્ધભગવાનનું ભૂતદયાનું સૂત્ર સહૃદયી જનોને તો સન્માન્ય હોય છે. દયા વિનાનું જીવન એ જીવન જ નથી. મહાન્ કવિ શેક્સ્પિઅર દયાના દૈવાંશી સત્ત્વને પોર્શિઆદ્વારા બહુજ સબળ રીતે વ્યક્ત કરે છે.

> The quality of mercy is not strained;
> If droppeth as the gentle rain from heaven
> Upon the place beneath ;it is twice blessed;
> It blesseth him that gives, and him that takes
> 'Tis mightiest in the mightiest; —Merchant of Venice.

આ સંસારમાં વિચરતાં અનેક અનિવાર્ય પ્રસંગો મનુષ્ય માત્રને કસે છે, પણ સદ્વર્તન, સુચારિત્ર અને સાત્વિક જીવન એને વિજયી કરે છે. સંસારસાગરમાં વિહરવા માટે મહાત્મા ઉપદેશે છે કે

> Honour and shame from no condition rise-
> Act well thy part there all the honour lies.—Pope.

આવાં ઉપયોગી સૂત્રો શિખવનાર મહાત્માઓ ઉપર પ્રભુનો આશીર્વાદ ઉતરો.

તેવે કાજે, રમણી રસીલી પુષ્પ નાના લઇને,
પ્રેમી દીસે, પુજન કરવા પ્રેમ ઘેલી જતીતી.

× × × ×

પતિ તેનો હતો બેઠો,
પ્રભુની સેવ કરવાને,
ઘણા દિનો થકી ત્યાગી,
ભોજન ને પતિ સેવાને.

× × × ×

પુરૂ એ આજ થવાનું, પતિનું તપ આદર્યું,
તેહની રહાય માટે આ, સામગ્રી લેઈ સંચરી,

× × × ×

જે ઇષ્ટને પતિ સેવે, કામા તે તેહના સ્મરે,
પતિ એ પ્રેમી રામાને, ઇષ્ટનો ઇષ્ટ ભાસતો.

× × × ×

પતિ જે દેવ જોવાને, દિનના દિન જાપતો,
નથી તે તેણીના ધ્યાને, જોવાનો ય વિચારકો.

× × × ×

સામગ્રી ઇષ્ટ માટેની, ધારી છે તેહના કરે,
છતાં એ ઇષ્ટ ભૂલીને, નારી તો પતિને સ્મરે.

× × × ×

મંદીર પાસમાં આવી, તેણી જે કાંઇ બોલતી,
ખાત્રી તે સાંભળી થાશે, પ્રેમી તે પતિ ભક્તની.

× × × ×

" હવે થોડીજ વારમાં હું મારા પ્રભુનાં દર્શન કરીશ.'

# नूरजहांन.

( નલિનકાન્ત ભોળાનાથ દીવટિયા. )

ગતાંકથી ચાલુ.

## ( પ્રકરણ ૭ મું. )

જ્હારે મિહાર-ઉન-નિસા પોતાની મા સાથે તે ખંડમાંથી ગઈ ત્હારે સલીમને જાણે સૂર્ય અસ્ત પામ્યો હોય ત્હેવું લાગ્યું. સૂર્યનાં કિરણો આરસની ભીંતોને અને જમીનને શોભાયમાન કરતાં હતાં પણ તેથી સલીમના પ્રેમાતુર હૃદયને કાંઈ શાન્તિ મળી નહિ; થોડીક વાર ઉપર થયેલી વાતોથી ત્હેનું મન એટલું બધું તો ખુશીથી ભરપૂર થઈ ગયું હતું કે તે નીકળવાને માટે આકાશ તથા પૃથ્વિ બહુ સાંકડાં જણાતાં હતાં. પણ હવે ત્હેને પ્રકાશવંત સ્વર્ગમાંથી જાણે કે ઘોર નરકમાં નાંખી દીધો હોય તેમ લાગ્યું. તે ઊભો થયો પણ ચાલવાને માટે ત્હેનાં ગાત્ર ઘણાં શિથિલ થઈ ગયાં હતાં. તે પાછો સુતો ને કલાકો સુધી દિલગીરીને વિચારમાં પડ્યો. તે ભવ્ય મેહેલ ઉપર સાંઝ પડવાથી અંધારૂં વ્યાપી રહ્યું ને હજારો સુન્દર દીવાઓ તારાની પેઠે ચમકવા લાગ્યા, હવે સલીમ ઊઠ્યો ને પોતાના ખંડ તરફ દિલગીરીથી માથું નીચું નાંખીને અદબ વાળીને રહવારે જે ખુશમિજાજી શાહજાદો હતો તે અત્યારે હાવી સ્થિતીમાં પોતાના ખાનગી ખંડમાં પેઠો. ત્હાં ત્હેના આનંદી મિત્રો ત્હેની વાટય જોતા હતા. તે ખંડ ઘણો જ ભપકાવાળો કરી દીધો હતો. ત્હેમાં ચારે ખૂણેથી ફૂલનાં તોરણો લટકતા હતાં. વચમાં નાજુક ભપકાદાર ટેબલ ઉપર આરસના પ્યાલાઓમાં સુગંધીદાર ફૂલો હતાં; ને ત્હેની ઉપર મ્હોટું ભવ્ય ઝુમ્મર લટકતું હતું, ને ત્હેમાંથી નીકળતા પ્રકાશને લીધે ભીંતોમાં જડેલાં રત્નો ને ભપકાદાર સામાન પ્રકાશી નીકળ્યાં હતાં. ત્હેના મિત્રોએ ત્હેને ( સલીમને ) હર્ષથી આવકાર દીધો, પણ તે તો દિલગીરી ભરેલે મ્હેરે એક કોચ ઉપર જઈને બેઠો. તે કોચની પાસે એક સુનાના મેજ ઉપર ઉત્તમોત્તમ દ્રાક્ષારસ હતો.

સલીમની પાસે આવીને એક મિત્રે પૂછ્યું, " આપનો રોજનો તેજસ્વી મ્હેરો આજ કેમ ફિક્કો પડી ગયેલો લાગેછે ! "

બીજાએ કહ્યું "આજે વસન્તપંચમીની રાત્રે આપને દિલગીર જોઈને હમને બહુ દિલગીરી થાયછે "

મિરઝા ઇબ્રાહીમ કોકા–" આપને માટે દારૂ, ગાનતાન વગેરે સર્વે તૈયાર છે. આપનો આજસુધીની દિલગીરીઓ અને ભવિષ્યની બીતીઓને દૂર કરનારો પ્યાલો ભરૂં ! "

સલીમ—" ગમે તેટલો દ્રાક્ષાનોરસ કહાડીને એક ઘુંટડે પીઉં તોપણ મ્હારા હૃદયમાં બળતો અગ્નિ ઠંડો નહિં પડે. "

ઈબ્રાહીમ—" આપ વ્યંગ્યમાં વાતો કરનાર છો. હમને એમ ટટળાવો નહિં. ચોખ્ખું કહો કે મ્હારે ચંન્દ્ર જોઈએ છીએ " તો હું તરત આકાશમાંથી ખુંચવી લઈ ને આપના ખોળામાં મુકું. "

સલીમ—" ત્હમે બરોબર અટકળ્યું, મ્હારે ચન્દ્ર જોઇતો નથી, પણ ચન્દ્રમુખી કન્યકા છે તે જોઈએ છીએ. પણ તે ચન્દ્ર જેવી બેપરવા નથી. તે છતાં પણ મ્હારા સુખનું ગ્રહણ કરનાર કાળું વાદળું વચ્ચમાં આવેછે. "

એક જણે પૂછ્યું " તે આપને ચ્હાતી નથી ? ના, ના તેમ તો ના જ હોય. "

સલીમ—"ના, ના તેતો મ્હને ખરા અંતઃકરણથી ચ્હાયછે. પણ—

ઈબ્રાહીમ—ત્હારે શો વાંધોછે ! મ્હને આજ્ઞા કરો ને આજ રાત્રે આપ ત્હેને અહિં મળશો. "

સલીમ—ના, હેને મ્હારે કાંઇ આજ રાત્ય માટે જ નથી મળવું. હું હેને મ્હારી રાણી, મ્હારી શેહેનશાહબાનું બનાવીશ. "

ઈબ્રાહીમ—ત્હમે મશ્કરી તો નથી કરતા ને ? કારણ જો ત્હમારે ત્હેને પરણવાની મરજી હોય તો ત્હેનો બાપ કોણ છે ? તે મ્હને કહો એટલે હું ત્હેને મળીને નક્કી કરૂં. "

સલીમ—" ત્હેના બાપનું નામ મિરઝા ગયાસબેગ છે તે મ્હારા પિતાનો બહુ માનીતો છે. "

ઈબ્રાહીમ અંહં ! મિહાર-ઉન્-નિસાએ ત્હમને આંજી દીધા છે. હું ત્હેના બાપને ઓળખું છું. ને મ્હેં મિહાર-ઉન્-નિસાને ગાતી પણ સાંભળી છે. ત્હેનો અવાજ તો જાણે બુલબુલનો જ અવાજ જોઈ લ્યો. "

સલીમ—હા, તે બહુ જ મધુરૂં ગાયછે. ને જે ગાયનો તે ગાયછે તે પોતાના રચેલા છે. ને સતાર અને લાયર ( લાયર તે એક જાત્યનું તારવાળું વાદ્યછે ) વગાડેછે એ બે-માંથી કીયામાં તે કાવ્યદેવી કરતાં ચડીયાતીછે તે સમઝાતું નથી. તે ખૂબસુરત પણ બહુ છે. મ્હારે જો હજાર જીભો હોત તોપણ ત્હેનું વર્ણન કરવાને ઓછી પડત. "

બીજા એક મિત્રે કહ્યું " હા મ્હેં પણ ઘણા જણને મ્હોએ સાંભળ્યું છે તે આકાશ-માંથી ઉતરી પડેલી અપ્સરા છે. મ્હને ખાતરી છે કે એના સારા નસીબને પરિણામે ભવિ-ષ્યનો શેહેનશાહ ત્હેની છોકરીને પરણવાનું ઇચ્છે છે, એમ ત્હેના બાપને ખબર કરીશ ત્હારે તે ઘણો ખુશી થશે ને ઉપકાર માનશે. "

સલીમ—તે તો કોણ જાણે. ત્હેના બાપે તો ત્હેનો વિવાહ અલીકુલીબેગ સાથે કર્યો છે. ને તે બહુ દૃઢ વિચારનો કહેવાય છે. જો તે લોકો આ સંબન્ધ તોડી નહિં નાખે તો પછી મ્હારૂં આવી બન્યું. "

ઈબ્રાહીમ—" કેમ, વળી, શેહેનશાહ તે લોકોને તેમ કરવાનું કહી સકે ને શેહેનશાહની મરજી વિરૂદ્ધ નહિં થઈ સકે. "

મ્હારો સંદેશો લઈ જનાર થઈશ, ને ત્હેમનો વિચાર

ખુશાથી કરત પણ જુવો ચન્દ્ર પ્રકાશે છે, રાતનો સમય
ાં પ્રકાશે છે વખત ચાલ્યો જાય છે ચાલો સુન્દર
.. શાહજાદા સલીમનું નામ દઈ ને પ્યાલો ભરીયે."

સલીમ— " ના, ના શૃંખલાથી બંધાયલો નહિં પણ વધારે દેખાવડો ને મુક્ત થયેલો, મ્હારા અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા પ્રેમે ત્હમે ભાગ ન પાડી શકો હેવા સ્વર્ગમાં મ્હને સ્હડાવ્યોછે. "

ઈબ્રાહીમે તે દરમ્યાન શાહજાદાના હાથમાં રત્નજડીત પ્યાલો મુકયો.

સલીમે પ્યાલો ખાલી કરીને કહ્યું કે હું ના નથી કહી સકતો. મિહાર-ઉન્ન-નિસાનુ નામ દઈને મ્હને વિષનો પ્યાલો આપો તો તે પણ અમૃત જેમ પીતો હોઉં તેમ પી જાઉં."

પ્યાલો લાવનાર માણસને બધાએ કહ્યું "ભર્ય ભર્ય હમે હેવો આશીર્વાદ દઈએ છીએ કે ત્હારું પીઠું વર્ષો વરસ કાયમ રહે."

ને જેમ જેમ પ્યાલાઓ ભરતા ગયા તેમ તેમ મંડળી પ્રફુલ્લ થઇ. સલીમે એક બીજો પ્યાલો માગ્યો ને બીજાને પણ પીવાની ઇચ્છા બતાવી અને મદ્યપાન ખુબ ચાલ્યું. ઇબ્રાહીમ સલીમનો દૂધભાઈ હતો ને ત્હેનો ખાનગી કારભારી પણ હતો. ત્હેણે હાથ હલાવ્યો કે તરત પડદાની પાછળથી એક વારાંગનાની ટોળી આવી. ત્હેમાંની કોઇએ માથામાં ફુલ પરેર્યાં હતાં, ને કોઇ કને સતાર હતો ને કોઇ કને લાયર નામનું વાજું હતું તો કોઇ કને પુષ્પના હાર હતા. ત્હેમણે પોતાની સાથે આણેલા ચાંદીના પ્યાલા મદ્યથી ભર્યા અને નૃત્ય કરવા તથા ગાવા માંડ્યું. ત્હેમના ગાયનના સુરો આખા ખંડમાં ફેલાઈ ગયા ને નૃત્ય કરતે કરતે ને નીચેનું ગાયન ગાતે ગાતે તે પી ગયાં.

(૧)

(ગઝલ)

પ્રવાહી લાલ રત્નોથી
શરાબી રેલ વ્હેવા દે,
અને ઓ બાળ ! દિલમાંની
ગમી અતિ દૂર રહેવા દે.
ઝનૂની મૂર્ખ શું જાણે !
તમારા સ્વર્ગમાં કય્હાં છે—
અમારા ઝરણું રુકન જેવું,
અને કુંજ મોઝિમે સાથે !

(૨)

મધુર મુખે તું દેખા દે,
અને મુજ કંઠ વીંટી લે;
નાંખી સુકુમાર ભુજવલ્લી,
મ્હને જો એમ જુની લે;
ગુલાબી ગાલ કમલ કરમાં,
જુવે કવિ સ્વપ્ન આનંદનાં,
ન દે જે ખજાના બુખારાના,
બધાં રત્ન વા સમરકંદનાં.

( ૩ )

ફરેબી સુન્દરીઓ આ,
જિગરનાં છુપાં ઊંડાણોમાં;
નેન દે છે, અને મધુરાં,
ધરે ચારુ અંગ, કતલ કરતાં;
કટાક્ષો દરેક એ પીંધે
જિગર નાઝુક મુજ ચારો !
હરે આરામ ઝખમીં જાનનો,
ધરે જખમ શિકાર તાતીરો.

( ૪ )

વૃથા હયડાં જ્વળે પ્રેમે,
નિસાસા—આંસુમાં ડૂબી,
મનોહર એહ અંગોમાં
શું કંઈ દીપશે નવી ખૂબી ?
પસારે પીંછીકા કુદરત
જ્વલંતા રંગ જે ગાલે,
ગુલાબો જ્યહાં ખીલે તાજાં,
હુનરનો ઓપ તે ના લે.

( ૫ )

કરો ના વાત કિસ્મતની,
કરો વાતો જ બુલ્બુલની,
શરાબોની જ, ખુશબોની,
ખીલેલાં ખુશનવા ગુલની
શિહા છે સર્વ, છે સ્વપ્નું;—
ખુશી ઇસ્કમાં ખ્યાલ દે રોકી;
બધું આ પાક અંધારૂં,
મથે જોવા શું તે ભોળી ?

( ૬ )

ઝમર કેવી સુરતખૂબી !
બધા ઘસડાય એ પૂરે;
યહુદી નૌજવાનને કાજે
મિસર બાનુ પાક પણ ઝૂરે.
અહા ! કારી ઘડી બાનુ !
સરિત નાઇલ કંઠ સંચરિયો,
યુવક જેહ વેળ રૂપાળો,
અને લાજે પળી ભરિયો.

( ૭ )

અહો ! પણ મીઠી મુગ્ધાઓ !
શિખામણ સાંભળો મ્હારી;
વદે ચાણા અનુભવી જે,
યુવકને તે સુણવું ધારીઃ—
શ્રવણ સંગીતથી મોહે,
ચમકતો શરાબ નયન રીઝે;
ત્યહાં સહુ મોજ માણી લ્યો,
બુઝર્ગી ભલે ભરે ખીઝે.
નમેરા આ જવાબો શા
સુણ્યા મ્હેં સંગદિલ ! આજે !
ન બ્હે કશું ક્રૂર તુજ મુખથી;
તું તો છે વ્હાલી મુજ સાથે !
અરે ! તો મિષ્ટ મધુ પીતા,
મધુરતાનાં ઝરણ રેલે
હોઠ તુજ તે થકી ખરિયું
વચન કટુ આજ શી પેરે !

૯

અહો સાદી કવિતા મ્હારી !
ગમે તેમ ગૂંથ્યાં શું તુજ મોતી;
અકૃત્રિમ વ્હેતી સરલતાથી,
હિમતથી તું ચાલ્ય જગ જોતી;
વદે લલના તું છે મીઠી;
અહો ! પણ જેમને કાજે
ગવાયા સુર, પરીઓ તે
રીઝે તો તું મીઠી અધિક સાચે.

હવે ઇરાની વારાંગનાઓ નમન કરીને જતી રહી અને હિન્દુસ્તાની વારાંગનાની ટોળી આવીને ત્હેણે નૃત્ય કરતે કરતે ગાવા માંડયું.

ગરબી.

( શીખ સાસુજી દે છે રે. એ ચાલ. )

અર્પું કમળ કુસુમ વ્હાલી ! તું સેજે સ્વીકારી,
શોભનાં એ સરિત કંઠે મધુર ખીલ્યાં ભારી;
બોલી લહરી સરિતની રેઃ—" નો હેમને સ્પર્શ; "
તોય અદબ થઇ મ્હેરે તું—કાજે ચૂંટ્યાં હર્ષે.

હતાં તાજાં ઉષાસમ રે દીઠાં મ્હેં જે વારે,
પણ કરમી ગયાં હવે રે ન દીસિ કંઇ ધારે;
મન મલકતાઃ—'અમ સમ રે—ન સુન્દર અહિં કોઇ;'
થયાં દીન કરમીને રે રૂપરાણી જોઇ. ૨
તુજ સુકુમાર ઉરપર રે રુચિર કુચ શિર મુકી
ભલે કુસુમ એ સૂતાં રે જુવે સ્વપ્નાં ઝૂકી;
સ્વર્ગસુખ કેરી વાનગી રે ચાખતાં એ કાંઇ
મ્હારાં મૃતસમ કુસુમો રે ભલે સુતાં ત્યાંહિં. ૩
સર્વ ગુણ અને રૂપની રે રાણી તું છે વ્હાલી।
તોય હઇડું આ ધૃષ્ટ જ રે વદે—'તું મુજ રાણી.'
જ્હારે કમળકુસુમ આ રે પ્રેમપાત્ર તું કરતી,
અર્પ્યાં જેણે કુસુમ એ રે દાસ તે ન વીસરતી. ૪

સલીમ-બહુ જ સુન્દર મ્હારે કાલ્યે મિહાર-ઉન-નિસાને ફુલ થોડાં મોકલવાં જોઇયે.

ઈબ્રાહીમ—ના, ના પ્હેલાં મ્હને હેના પિતાને મળવા દ્યો ને વિવાહ તોડવાનું કહેવા દ્યો નહિં તો પછી જરાક પણ મૂલ્ય થશે કે બધું ધુલ્યમાં. ગયાસબેગ બહુ સખત લાગણીનો માણસ છે. ને ત્હેને ત્હેની લાગણીઓ જોડે રમત રમોછો એમ લાગશે તો પછી થઇ રહ્યું.

સલીમ-ઠીક ત્હારે તમે કહેશો તેમ કરીશ પણ મ્હને તમારી ગયાસબેગ અને અલીકુલીબેગની સાથેની મુલાકાતનું પરિણામ જાણવાને ઉતાવળ થઇ રહીછે.

ઈબ્રાહીમ—" કાલ્યે સ્હવારે પ્હેલ વ્હેલું કામ ગયાસબેગને મળવાનું રાખીશ. "

સલીમ—પણ ત્હારે મોડું થશે માટે આપણે ઊંઘવા જઈએ. કારણ કાલ્યે તમારે વ્હેલા ઊઠવાનુંછે ને મિરઝા ગયાસબેગ દરબારમાં જાય તે પ્હેલાં મળવાનુંછે.

તેથી સલીમ અને ત્હેના મિત્રો ઊઠયા ને પોત પોતાના ખંડમાં ઊંઘવા ગયા.

ઈબ્રાહીમ ઊઠયો ત્હારે જરાક મોડું થઈ ગયું હતું, સ્હવારના સૂર્યનાં કિરણો ત્હેની પથારી ઉપર આવતાં હતાં તે ઉઠયો ને બરફથી ઠંડો કરેલો શરબત પીધો ને પછી તૈયાર થઈ સરસ રથમાં બેશીને ગયાસબેગને ત્હાં જવા નીકળ્યો. ગયાસબેગે ત્હેને ઘણા માનથી આવકાર દીધો ને બરફ જેવા સફેદ પાથરણા ઉપરના સોનેરી કસબથી ભરેલા મખમલનાગાદી તકીયા ઉપર બેસાડયો, સોનાના હુકકાની નળી ત્હેની તરફ વાળીને પાન સોપારી આપ્યાં ને શરબતો પાયા અને પછી પૂછ્યું આપની મુલાકાતનું માન મ્હને શા કારણે મળ્યું છે. ?

ઈબ્રાહીમ—મ્હારા પ્રિય મિત્રે કેટલીક વાતોએ મ્હને વિકલ્પમાં નાંખ્યોછે ને ત્હેમાંથી છુટવાને માટે તમારી મદદ લેવા આવ્યોછું.

ગયાસબેગ-હું હમ્મેશાં આપની તાબેદારીમાં તૈયારછું. આપને હું ઉપયોગી થઈ પડવાને માટે ઘણો ખુશી છું.

ઈબ્રાહીમ—તમારી સારી ઈચ્છાઓ માટે હું તમારો ઉપકાર માનુંછું. પણ આ વિષય જરાક બારીકછે. ને હું તમારી આગળ ચોખ્ખું બોલું તો મ્હને માફ કરશો.

મિરઝા ગયાસ—હા, કહોને મ્હને બધીવાત જણાવો.

ઈબ્રાહીમ—" શાહજાદા સલીમે મ્હને મોકલ્યોછે, ને ત્હમારી પુત્રી સુન્દર મિહાર-ઉન્-નિસ્સા માટે માગું કર્યું છે. "

મિરઝા ગયાસ—હું ત્હેમની માગણીથી બહુ મગરૂર થયો છું, પણ ત્હેનો તો મીરઝા અલીકુલીબેગ જોડે વિવાહ થઈ ગયોછે ને મને ખાત્રી છે કે આ વાત શાહજાદા સલીમ જ્હારે જાણશે ત્હારે પોતાનો વિચાર બદલશે.

ઈબ્રાહીમ—તે તો ક્યારના જાણેછે ને તેથી જ ત્હેમને વધારે મન થાયછે.

મિરઝા ગયાસ—ના ના, તેમ હોય જ નહિ. એ ફક્ત શાહજાદાના તરંગ જ છે ને મ્હારી આ વિષયમાં પરાધિનતાને લીધેની લાચારી ત્હમે જ્હારે ત્હેમને કહેશો ત્હારે તો તે માનશે જ."

ઈબ્રાહીમ—મ્હને ક્ષમા કરો, પણ મ્હારે હવે ત્હમને ચોખ્ખું કહેવું જોઈએ કે શાહજાદાનો ત્હેની સાથે પ્રેમ બંધાઈ ચૂકયોછે ને તે બહુ પીડાયછે ને તેથી મ્હને આ વિવાહ તોડાવવાને મોકલ્યોછે.

મિરઝા ગયાસબેગ—હું ઘણો દિલગીર છું કે કાંઇ કરી સકતો નથી મ્હેં અલીકુલી બેગને મ્હારૂં વચન આપ્યુંછે ને તે હું પાછું ખેંચી સકતો નથી. "

ઈબ્રાહીમ—" હું ત્હમને આ વિષય ઉપર ફરીથી વિચારી જોવાની સલાહ આપું છું ને ત્હમારે જાણવું જોઈએ કે ભવિષ્યના શેહેનશાહનું સુખ ત્હમારા હાથમાંછે. સાહસ કરવાનાં ફળ શાં થાય છે તે તો આપને ખબર હશે જ. "

ગયાસબેગ—મ્હેં બધાનો વિચાર કર્યોછે ત્હમને ખબર જ છે કે શાહજાદા તરંગીછે, ને એ એક પળ ધારે છે કે હું મ્હાઉંછું. પણ બીજી પળ સુધી તે પ્રેમ રેહેવાનો નહિં. "

ઈબ્રાહીમ—ના, ના, એમ ધારવામાં ત્હમે ભૂલો છો. હું ત્હમારા કરતાં શાહજાદાને વધારે સારીરીતે ઓળખું છું. ને હું ત્હમને ખાનગીથી કહું છું કે ત્હેમના અંતઃકરણમાં ચિરકાળ પ્રેમરૂપી અગ્નિ બળેછે. "

મિરઝા ગયાસબેગ—" હું ઘણો દિલગીર છું. પણ પૈસાના સામે મ્હારી આબરૂને કલંક લગાડવા કરતાં હું એક ભિખારી થવું વધારે પસંદ કરૂં છું. મ્હેં અલીકુલીબેગને વચન આપ્યુંછે ને હવે ત્હેમાંથી છોડાવવાનો અધિકાર ત્હેને જ છે. "

ઈબ્રાહીમ—આ શું ત્હમારૂં છેલ્લું કહેણ છે ! ત્હમે એટલું જાણજો કે પોતાનું ધાર્યું કરવાને શાહજાદા કને સત્તા અને ઉપાયો પણછે. "

મિરઝા ગયાસબેગ—" ત્હેની હું ના નથી કહેતો અલબત્ત હશે જ. પણ મ્હારે મ્હારૂં મ્હોં પરમેશ્વરને બતાવવાનું છે ને ત્હેને બેઆબરૂ અને અસત્યતાથી કાળું કરવા કરતાં મોત હું વધારે પસંદ કરૂંછું. મ્હારે માટે કદી એમ નહિં કહેવાય કે મિરઝા ગયાસબેગ ઐહિક સુખને માટે અસત્યતી થયો. પણ ત્હમે અલીકુલીબેગને મળજો ને જો તે મ્હને મ્હારા વચનથી મુક્ત કરશે તો હું ઘણી ખુશીથી શાહજાદાની માગણી કબુલ રાખીશ. "

ઈબ્રાહીમ—હું તરત જ અલીકુલીબેગને મળવા જઈશ. મ્હારી વાટ શાહજાદા જોતા હશે, સાહેબજી. "

મિરઝા ગયાસબેગ—સાહેબજી.ઈશ્વર ત્હમને સહાય થાઓ. મ્હને આશા છે કે શાહજાદા મ્હને ક્ષમા કરશે. "

હતાં તાજાં ઉપાસમ રે દીઠાં મ્હેં જે વારે,
પણ કરમી ગયાં હવે રે ન દીસિ કંઇ ધારે;
મન મલકતાં:—'અમ સમ રે—ન સુન્દર અહિં કોઇ;'
યયાં દીન કરમીને રે રૂપરાણી જોઇ. ૨
તુજ સુકુમાર ઉરપર રે રુચિર કુચ શિર મુકી
ભલે કુસુમ એ સુતાં રે જુવે સ્વપ્નાં ઝુકી;
સ્વર્ગસુખ કેરી વાનગી રે ચાખતાં એ કાંઇ
મ્હારાં મૃતસમ કુસુમો રે ભલે સુતાં ત્યાંહિં'. ૩
સર્વ ગુણ અને રૂપની રે રાણી તું છે વ્હાલી !
તોય હઇડું આ ધૃષ્ટ જ રે વદે—'તું મુજ રાણી.'
જ્યહારે કમળકુસુમ આ રે પ્રેમપાત્ર તું કરતી,
અર્પ્યાં જેણે કુસુમ એ રે દાસ તે ન વીસરતી. ૪

સલીમ—બહુ જ સુન્દર મ્હારે કાલ્યે મિહાર—ઉન—નિસાને ફુલ થોડો મોકલવાં જોઇયે.

ઈબ્રાહીમ—ના, ના પ્હેલાં મ્હને હેના પિતાને મળવા દ્યો ને વિવાહ તોડવાનું કહેવા દ્યો નહિં તો પછી જરાક પણ ભૂલ્ય થશે કે બધું ધુળ્યમાં. ગયાસબેગ બહુ સખત લાગણીનો માણસ છે. ને ત્હેને ત્હેની લાગણીઓ જોડે રમત રમોછો એમ લાગશે તો પછી થઇ રહ્યું.

સલીમ—ઠીક ત્હારે તહમે કહેશો તેમ કરીશ પણ મ્હને તહમારી ગયાસબેગ અને અલીકુલીબેગની સાથેની મુલાકાતનું પરિણામ જાણવાને ઉતાવળ થઈ રહીછે.

ઈબ્રાહીમ—" કાલ્યે સ્હવારે પ્હેલ વ્હેલું કામ ગયાસબેગને મળવાનું રાખીશ. "

સલીમ—પણ ત્હારે મોડું થશે માટે આપણે ઊંઘવા જઈએ. કારણ કાલ્યે તહમારે વ્હેલા ઊઠવાનુંછે ને મિરઝા ગયાસબેગ દરબારમાં જાય તે પ્હેલાં મળવાનુંછે.

તેથી સલીમ અને ત્હેના મિત્રો ઊઠયા ને પોત પોતાના ખંડમાં ઊંઘવા ગયા.

ઈબ્રાહીમ ઊઠયો ત્હારે જરાક મોડું થઈ ગયું હતું, સ્હવારના સૂર્યનાં કિરણો ત્હેની પથારી ઉપર આવતાં હતાં તે ઉઠયો. ને બરફથી ઠંડો કરેલો શરબત પીધો ને પછી તૈયાર થઈ સરસ રથમાં બેશીને ગયાસબેગને ત્હાં જવા નીકળ્યો. ગયાસબેગે ત્હેને ઘણા માનથી આવકાર દીધો ને બરફ જેવા સફેદ પાથરણા ઉપરના સોનેરી કસબથી ભરેલા મખમલનાગાદી તકીયા ઉપર બેસાડયો, સોનાના હુકકાની નળી ત્હેની તરફ વાળીને પાન સોપારી આપ્યાં ને શરબતો પાયા અને પછી પૂછ્યું આપની મુલાકાતનું માન મ્હને શા કારણે મળ્યું છે. ?

ઈબ્રાહીમ—મ્હારા પ્રિય મિત્રે કેટલીક વાતોએ મ્હને વિકલ્પમાં નાંખ્યોછે ને ત્હેમાંથી છુટવાને માટે તહમારી મદદ લેવા આવ્યોછું.

ગયાસબેગ—હું હમ્મેશાં આપની તાબેદારીમાં તૈયારછું. આપને હું ઉપયોગી થઈ પડવાને માટે ઘણો ખુશી છું.

ઈબ્રાહીમ—તહમારી સારી ઈચ્છાઓ માટે હું તહમારો ઉપકાર માનુછું. પણ આ વિષય જરાક બારીકછે. ને હું તહમારી આગળ ચોખ્ખું બોલું તો મ્હને માફ કરશો.

મિરઝા ગયાસ—હા, કહોને મ્હને બધીવાત જણાવો.

ઈબ્રાહીમ—" શાહજાદા સલીમે મ્હને મોકલ્યોછે, ને ત્હમારી પુત્રી સુન્દર મિહાર-ઉન્ન-નિસા માટે માગું કર્યું છે. "

મિરઝા ગયાસ—હું ત્હેમની માગણીથી બહુ મગરૂર થયો છું, પણ ત્હેનો તો મીરઝા અલીકુલીબેગ જોડે વિવાહ થઈ ગયોછે ને મને ખાત્રી છે કે આ વાત શાહજાદા સલીમ જ્યહારે જાણશે ત્યહારે પોતાનો વિચાર બદલશે.

ઈબ્રાહીમ—તે તો ક્યારના જાણેછે ને તેથી જ ત્હેમને વધારે મન થાયછે.

મિરઝા ગયાસ—ના ના, તેમ હોય જ નહિ. એ ફક્ત શાહજાદાના તરંગ જ છે ને મ્હારી આ વિષયમાં પરાધિનતાને લીધેની લાચારી ત્હમે જ્યહારે ત્હેમને કહેશો ત્યહારે તો તે માનેશેજ."

ઈબ્રાહીમ—મ્હને ક્ષમા કરો, પણ મ્હારે હવે ત્હમને ચોખ્ખું કહેવું જોઈએ કે શાહજાદાનો ત્હેની સાથે પ્રેમ બંધાઇ ચૂકયોછે ને તે બહુ પીડાયછે ને તેથી મ્હને આ વિવાહ તોડાવવાને મોકલ્યોછે.

મિરઝા ગયાસબેગ—હું ઘણો દિલગીર છું કે કાંઇ કરી સકતો નથી મ્હેં અલીકુલી બેગને મ્હારૂં વચન આપ્યુંછે ને તે હું પાછું ખેંચી સકતો નથી."

ઈબ્રાહીમ—" હું ત્હમને આ વિષય ઉપર ફરીથી વિચારી જોવાની સલાહ આપું છું ને ત્હમારે જાણવું જોઈએ કે ભવિષ્યના શેહેનશાહનું સુખ ત્હમારા હાથમાંછે. સાહસ કરવાનાં ફળ શાં થાય છે તે તો આપને ખબર હશે જ."

ગયાસબેગ—મ્હેં બધાનો વિચાર કર્યોછે ત્હમને ખબર જ છે કે શાહજાદા હુરંગીછે, ને એ એક પળ ધારે છે કે હું મ્હાઉછું. પણ બીજી પળ સુધી તે પ્રેમ રેહેવાનો નહિં."

ઈબ્રાહીમ—ના, ના, એમ ધારવામાં ત્હમે ભૂલો છો. હું ત્હમારા કરતાં શાહજાદાને વધારે સારીરીત્યે ઓળખું છું. ને હું ત્હમને ખાતરીથી કહું છું કે ત્હેમના અંતઃકરણમાં ચિરકાળ પ્રેમરૂપી અગ્નિ બળેછે."

મિરઝા ગયાસબેગ—" હું ઘણો દિલગીર છું. પણ પૈસાના લોભે મ્હારી આબરૂને કલંક લગાડવા કરતાં હું એક ભિખારી થવું વધારે પસંદ કરૂં છું. મ્હેં અલીકુલીબેગને વચન આપ્યુંછે ને હવે ત્હેમાંથી છોડવાનો અધિકાર ત્હેને જ છે."

ઈબ્રાહીમ—આ શું ત્હમારૂં છેલ્લું કહેવું છે ! ત્હમે એટલું જાણજો કે પોતાનું ધાર્યું કરવાને શાહજાદા કને સત્તા અને ઉપાયો પણછે."

મિરઝા ગયાસબેગ—" ત્હેની હું ના નથી કહેતો અલબત હશે જ. પણ મ્હારે મ્હારૂં મ્હોં પરમેશ્વરને બતાવવાનું છે ને ત્હેને બેઆબરૂ અને અસત્યતાથી કાળું કરવા કરતાં મોત હું વધારે પસંદ કરીશ. મ્હારે માટે કદી એમ નહિં કહેવાય કે મિરઝા ગયાસબેગ એહિક સુખને માટે બેઈમાની થયો. પણ ત્હમે અલીકુલીબેગને મળજો ને જો તે મ્હને મ્હારા વચનથી મુક્ત કરશે તો હું ઘણી ખુશીથી શાહજાદાની માગણી કબુલ રાખીશ."

ઈબ્રાહીમ—હું તરત જ અલીકુલીબેગને મળવા જઈશ. મ્હારી વાટ શાહજાદા જોતા હશે, સાહેબજી."

મિરઝા ગયાસબેગ—સાહેબજી:ઈશ્વર ત્હમને સહાય થાઓ. મ્હને આશા છે કે શાહજાદા મ્હને ક્ષમા કરશે."

ઈબ્રાહીમ જવાબ દીધા વગર ગાડીમાં બેશીને ચાલતો થયો. અલીકુલીબેગના ઝાંપા આગળ ગાડી ઊભી કે તરત તે આવ્યો ને પોતાના સારા દિવાનખાનામાં લઈ ગયો ને કહ્યું. "આજ કાંઈ સિપાઈના ઘરને ત્હમારી મુલાકાતનું માન મળ્યું છે. શાંહજાદાની તબિયત કેવીછે?"

ઈબ્રાહીમ—તે સારાછે. ત્હેમને જ કામે હું આવ્યો છું."

અલીકુલીબેગ—"મ્હારૂં ત્હેમને કામ છે ? એમ હોય તો હું મ્હારી જીંદગી આપવાને તૈયાર છું."

ઈબ્રાહીમ—ત્હમે બહુ કામ કરી સકો એમ છે; ધારો તો ત્હમે તેમને સુખી કરી સકો ને ધારો તો ત્હેમને આખી જીંદગીભર દુઃખી રાખી સકો.

અલીકુલીબેગ—મ્હને સ્પષ્ટ કહો ? મ્હારી તલવાર ત્હેમની સેવામાં હાજર છે.

ઈબ્રાહીમ—ત્હમારી તલવારની જરૂર નથી. જો કે શાહજાદા ત્હેની કદર પીછાણી સકે છે આ તો હૃદય સંબન્ધી વાતછે.

અલીકુલીબેગ—એટલે શું તે સમઝાવશો ?

ઈબ્રાહીમ—હું ઘણો દિલગીર છું કે એ વાતથી તમને દુઃખ થશે પણ મ્હારો ઉપાય નથી. શાહજાદા, બિહાર-ઉન્ન-નિસ્સા જેનો વિવાહ ત્હમારી સાથે થયો છે ત્હેની સાથે પ્રેમથી બંધાઈ ગયો છે—ને તે વિવાહ તોડી નાંખવાનું કહેવા મ્હને મોકલ્યોછે."

અલીકુલીબેગ તલવાર મ્યાનમાંથી ખેંચીને બોલ્યો, "સાહેબ ચુપ રહો. મ્હેં મ્હારૂં માથું વેચ્યુંછે પણ આબરૂ નથી વેચી. મ્હારૂં શરીર વેચ્યુંછે પણ મ્હારૂં અંતઃકરણ નથી વેચ્યું. જે કન્યા મ્હારી સ્ત્રી તરીકે લેખાઈ છે ત્હેને હું તજી સકતો નથી."

ઈબ્રાહીમ—"મેહેરબાની કરીને મ્હારૂં સાંભળો તો ખરા. જો તે કન્યા ત્હમને ચ્હાતી જ ના હોય ને શાહજાદાને વરવાને આતુર હોય તો, ત્હમે જે માણસ ત્હમને ચ્હાવાને બદલે ધિક્કારે ત્હેને ન પરણી સકો."

અલીકુલીબેગ—મ્હારાવાળી કન્યાની આબરૂ બદનામ કરનારો એક પણ શબ્દ બોલો ને પછી જુવો કે ત્હમે જીવો છો કે કેમ ? મ્હારા મનમાં ત્હેને વિશે હેવો વિચાર આવશે જ નહિં.

ઈબ્રાહીમ—પણ શાહજાદાની માગણી ન સ્વીકારવામાં જે મૂલ્ય આપ કરો છો તે મ્હને બતાવવા દેશો ?

અલીકુલીબેગ—મ્હારે પણ બણુ જોઈતું જ નથી, મ્હારે શું કરવું તે હું સારી રીતે જાણું છું ને ત્હમારી સલાહ માટે ઉપકાર માનું છું સાહેબજી.

ઈબ્રાહીમે ઊઠને ઊઠતે કહ્યું, "સાહેબજી, ઉદ્ધત માણસ, ત્હારા આ કૃત્ય માટે ત્હારે પસ્તાવું પડશે."

અલીકુલીબેગે કાંઈ જ જવાબ ન દીધો પણ નમન કરીને ઈબ્રાહીમને વદાય કર્યો.

ઈબ્રાહીમ ઘણા ઉદાસ મનથી શાહજાદાના મેહેલ તરફ ચાલ્યો.

ઈબ્રાહીમ જેવો મેહેલમાં દાખલ થયો કે સલીમે કહ્યું, "તું કાંઈ સારી ખબર લાવ્યો નથી. ત્હારા મ્હો ઉપરથી જણાઈ આવે છે કે જે કામ માટે તું ગયો હતો ત્હેમાં નિષ્ફળ થયો છે."

ઈબ્રાહીમ—આપે બરોબર અનુમાન કર્યું. હું નિષ્ફળ થયો છું એટલુ જ નહિં પણ પેલા જંગલી છરાનીએ મ્હારૂં અપમાન કર્યુંછે.

સલીમ—મ્હને બ્હીક હતી જ પણ ત્હારૂં અપમાન કર્યું છે ત્હેનું વેર ન વાળું તો મ્હારૂં નામ સલીમ નહિં.

ઈબ્રાહીમ—એ લોકો બહુ હઠીલા છે. હું ગયાસબેગને ત્હાં ગયો ને ત્હેણે પોતાનું વચન પાછું ખેંચી લેવાની ના કહી. મ્હેં અસ્મતબેગમને સમજાવ્યો પણ ત્હેણે પણ ના કહી.

સલીમે પલંગ ઉપર પડીને કહ્યું, " ધિક્કાર છે મ્હારા જીવતરને. હવે શું કરવું તે મ્હને કહે. મ્હને બહુ પીડા થાય છે. ને બીજા કશા વિચાર આવતા જ નથી. "

ઈબ્રાહીમે ધ્હાસથી કહ્યું, હીમ્મત રાખ્ય, મ્હારા મિત્ર! હું હેના કરતાંએ ખૂબસુરત છોકરી લાવી આપીશ. એટલે હવે એ બાબતના વિચાર કહાડી નાંખો. "

સલીમ—મ્હેં તેમ કરવાનો પણ પ્રયત્ન કર્યોછે. મ્હેં ત્હેના ઉપરનો મ્હારો પ્રેમ પણ અટકાવવાનો પ્રયત્ન કર્યોછે. મ્હારા મનને આશ્વાસન દીધું છે કે હેના કરતાં વધારે ખૂબસુરત ઘણીએ છોકરીઓછે,' પણ મ્હારૂં મન માનતું નથી. મિહર-ઉન-નિસા મ્હારા મનની રાણી થઈછે. ત્હેના વગર મ્હારી જીંદગી દિલગીરીભરેલી ને નકામી થવાની."

ઈબ્રાહીમે થોડી વાર વિચાર કરીને કહ્યું, " ત્હારે શેહેનશાહને લખી જુવો તો સારૂં. બધી સાચી વાતથી ત્હેમને જાણીતા કરો ને વખતે તે કાંઈ કરી શકે "

સલીમ—" હા, એ બરાબર છે. હું ત્હેમને લખીશ ને મ્હને એ વખતે સુખી કરી શકે. હમણાં જ લખું ! " એમ કહી કલમ લીધી ને નીચે પ્રમાણે એક ચીઠ્ઠી લખી નોકરને આપી ને તે શેહેનશાહને હાથોહાથ આપવાનું કહ્યું.

" મ્હારા વ્હાલા પુજ્ય પિતાજી, બન્ને દુનિયાના માર્ગદર્શક તારા, મ્હારૂં રક્ષણ કરવાને અનંતકાળ સુધી જીવતા રહો.

હું કલમ પકડવાને પણ શક્તિમાન નથી અને મ્હારા પત્રમાં કાંઈ પણ અયોગ્ય વર્ણન આવે તો મ્હારા વ્હાલા પિતા મ્હને ક્ષમા કરશો. મ્હને ખાતરી છે કે આ ચીઠ્ઠી વાંચશો ત્હારે મ્હારા તુરંગી સ્વભાવથી લખાયલી વાતો માટે ક્ષમા કરશો. પિતાજી! આપે પણ મિહર-ઉન-નિસાને જોઈછે ને ત્હેને ગાતાં વગાડતાં પણ સાંભળીછે ને મ્હને લાગેછે કે પરમેશ્વર પોતે પણ હેના જેવી બીજી ફરીથી નહિં કરી શકે. ત્હેણે મ્હને મોહપાશમાં નાંખ્યોછે, તે તમારાથી છાનું રાખવાની કાંઈ પણ જરૂર નથી. હું ત્હેને મ્હારા ખરા અંતઃકરણથી ચ્હાઉં છું ને મ્હારા પ્રેમનો ઉત્તર પણ મળેછે. મ્હારો પ્રેમ ત્હેના ઉપરથી ખસી દેવું કદી બનવાનું નથી. ત્હેની પ્રતિમા મ્હારા હૃદયમાં કોતરાઈ ગઈછે તેથી મ્હારા વ્હાલા પિતાજી! મ્હને એ વિચાર છોડી દેવાનું આપ કહેશો નહિં. મ્હારૂં સુખ કે દુઃખ આપના હુકમના પ્રમાણમાં થશે. આપ હમને બે જણને ઘણાં સુખી કરી શકો અથવા તો હમારી આખી જીંદગી દુઃખી કરી શકો એમ છે. હું ત્હેના વગર જીવી શકીશ નહિં. ને જો તમે હા નહિં કહો તો આપના પ્રિય પુત્રને હમેશને માટે દુઃખને લાયક કરશો. મ્હને ખબર પડી છે કે ત્હેનો વિવાહ અલીકુલીખાન સાથે થયોછે, પણ તે વિવાહ તોડાવીને હમને બે જણને સુખી કરી શકો એમ છે.

લિ. આપનો આજ્ઞાંકિત પુત્ર.

સલીમ.

# " अमेतो प्रेममां मस्तान"

( ગઝલ )

અમારૂં પ્રેમનું છે ગાન, લગાવ્યું પ્રેમનું છે તાન.
કરી છે પ્રેમની પીછાન, અમે તો પ્રેમમાં મસ્તાન;
નહિ છે સુર કંઇ સારા નહિ કોને રીઝવનારા,
નથી કો, રાગની શુદ્ધ સાન, અમે તો પ્રેમમાં મસ્તાન,
નથી "આલાપ" આવડતા, નથી સુરા ઉંચે ચડતા,
છતાં ગાઇએ થઇ ગુલતાન, અમે તો પ્રેમમાં મસ્તાન,
સુણી સારંગી કે, સિતાર, નથી તે તાળના વિચાર,
નથી નરઘાં તણું કંઇ જ્ઞાન, અમે તો પ્રેમમાં મસ્તાન,
નથી સંગીત શૃંગારી, નથી ઉંચું અલંકારી,
ધરે શોખી જનોનાં ધ્યાન, અમે તો પ્રેમમાં મસ્તાન,
નથી ગાંધર્વ કે, ઉસ્તાદ, નથી, પ્રોફેસરો શું વાદ,
નહિ ગાયન કળા ગુમાન, અમે તો પ્રેમમાં મસ્તાન,
સુણી એ ગાનનાં રીઝે, વગર પ્રેમી ઉરે ખીજે,
અમારૂં ત્યાં રહે નહિ ભાન, અમે તો પ્રેમમાં મસ્તાન,
મોહન કો, મુર્ખ કહી હસતા, કહે શું, આમ ગાંગરતા,
નહિ દેતા અમે ત્યાં કાન, અમે તો પ્રેમમાં મસ્તાન.

નગિનાશ્રમ–શાન્તાકુંજ. મોહનલાલ, ગોપાળજી દવે.

---

# स्वर्गस्थ रा. वा. लालशंकर.

( રા. ચુનીલાલ હરગોવન જાની. બીએ. એલ. એલ. બી. વકીલ. )

" વર્નાક્યુલર સોસાયટીનું સુકાન સુપથ ચલાવવા,
તુજ ભાગ્ય ભૂમિ હે ગુર્જરી ! આ દેવ પુરૂષ પામવા;
કળિયુગ પૂર્ણ પ્રચંડમાં આવા હવે ક્યાં આવવા !"
" સંસાર સુધારાતણા કંઇ પ્રશ્નને ચર્ચાવવા—

× × × ×

ગુજરાત સાંસારિક ઉદય માટે તપેલું હૃદયનું,
શાન્તવન કરી, સ્વાર્થી બની, રડતાં મુક્યાં ગુર્જરતનું "
" ××× પાળી પિતા તરીકે તમે સંભાળી પિતૃ પ્રેમથી."

રા. બા. લાલશંકર ઉમીઆશંકરના નામથી ગુજરાતમાં ભાગ્યેજ કોઈ માણસ અજાણ્યું હશે. તેમના ખેદકારક મૃત્યુથી અમદાવાદ શહેરને તેમજ ગુજરાતને તેમની ભારે ખોટ પડી છે. તેઓ જ્ઞાતે વિસનગરા નાગર હતા અને અમદાવાદ શહેરના વતની હતા. તેમની માતાનું નામ માનકોર અને પિતાનું નામ ઉમીઆશંકર હતું. પોતાનો જન્મ નારદીપુર નામક નાના ગામડામાં તેમના દાદા નામે હીરપાશંકરને ત્યાં થવાથી બાલ્યાવસ્થા તેમણે નારદીપુરમાં ગાળી હતી. તેમનો જન્મ સંવત ૧૯૦૧ ના શ્રાવણવદી ૬ ને દિવસે થયો હતો, પણ તે એવા સારા યોગ અને નક્ષત્રમાં થએલો હતો કે તેમની કુંડળી ઉપરથી દરેકાઇ જોનાર એમ ખ્યાલ કરતો કે આ બાળક આગળઉપર પરાક્રમી અને તેજસ્વી નીવડશે અને ખરેખર થયું પણ તેમજ. તેમની માતુશ્રી તેમને ચાર પાંચ વરસની વયના મૂકી ગત થયાં હતાં અને ત્યારપછી તેમના પિતા સ્વ. ઉમીઆશંકર તેમને અમદાવાદમાં લાવ્યા હતા. તેમના અભ્યાસની શરૂઆત અમદાવાદમાં ખાડીઆમાં આવેલી પહેલા નંબરની નિશાળના સુપ્રસિદ્ધ મહેતાજી તુલજારામની દેખરેખ નીચે શરૂ થઇ હતી. આ ગુરૂનું શિક્ષણ ઘણી ઉત્તમ પંક્તિનું અને લોકપ્રિયતાને પામેલું હતું. શિક્ષક ઉમદા મળ્યા તેવીજ રીતે શિક્ષકને શિષ્ય ચાલાક અને ઉમંગી મળ્યો એટલે શિષ્યને પોતાની શક્તિઓ ખીલવવા અને બુદ્ધિ બળ અજમાવવા તક મળી. તેમના પોતાના સાથીઓમાં લાલશંકર ઘણા પ્રિય તેમજ માન્ય હતા અને વિદ્યાર્થી વર્ગમાં સૌ કોઇ તેમના શબ્દને માન આપતા. જેમ જેમ ઉત્તરોત્તર વર્ગ ચઢતા ગયા તેમ તેમ તેઓ પોતાનો બુદ્ધિનો પ્રભાવ બતાવવા લાગ્યા તે એટલે સુધી કે શિક્ષકો તેમને માટે ઉચ્ચ અભિપ્રાય ધરાવતા. નાનપણથીજ તેઓ આગ્રહી ખંતીલા અને નિશ્ચયી હતા. ધાર્યું કામ કરિ તેઓ કરતા કે કાર્ય હાથમાં ધરતાજ નહિ. તેમનું આ લક્ષણ પાછળની અવસ્થામાં સ્વભાવરૂપ થયું હતું. તેમના સાથીઓ ઉપર પણ તેમના વર્તને ઘણીજ અસર કરી હતી અને તેનું પરિણામ એ આવ્યું કે તેઓ સઘળા ઉચ્ચ દરજ્જા ભોગવવા ભાગ્યશાળી થયા. રા. બા. લાલશંકરે પોતાનો અભ્યાસ ઉપરની શાળામાં થોડો વખત કર્યા બાદ તેમને ધર્મક્રિયાનું જ્ઞાન મેળવવાની ફરજ પડી અને તેનું કારણ એ હતું કે તેમના પિતા યાજ્ઞિક હોવાથી તેમને ધાર્મિકક્રિયા વિગેરે કરાવવું પડતું. અને તેમના પિતાની ઉમેદ એવી હતી કે ધાર્મિકજ્ઞાન મળે એટલે રા. બ. લાલશંકર પોતાનું ઉદરપોષણ કરવા તેમજ શાસન ચલાવવા શક્તિમાન થાય. જો કે તેમના પિતાનો ઇરાદો આવા પ્રકારનો હતો પરંતુ ઐશ્વરીક નિર્માણ કાંઇક વિલક્ષણ હતું. રા. બ. લાલશંકર આ જગતમાં જન્મ લઇ માત્ર કાકવત્ ઉદર નિમિત્ત જીવન ગાળી સ્વાર્થ પરાયણ બની આ સંસારની રંગભૂમિમાંથી અદૃશ્ય થવા સરજાએલા નહોતા. વિધિયે તેમના માટે જુદાં જુદાં અને ઘણાં કાર્યો નિર્મીત કર્યાં હતાં. આવું છતાં રા. બા. લાલશંકરે પોતાના પિતાની ઇચ્છાનુસાર યાજ્ઞિકી કામને લગતો અભ્યાસ કર્યો અને તેમાં આગળ વધ્યા પરંતુ તે સમયે તેમને બાહ્યજ્ઞાન માટે વધુ ઇચ્છા હતી. ધાર્મિક અભ્યાસ સાથે શાળાનો અભ્યાસ પણ જારી રાખ્યો. આ સમયે તેમને અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું હતું. માત્ર નીચેની થોડી હકીકતો આ બાબતો માટે બસ થશે.

રા. બ. લાલશંકરને ઘણી વખત ધાર્મિક ક્રિયા કરાવવા જવું પડતું. આમ થવાથી શાળાના અભ્યાસમાં વિઘ્ન આવતું અને ખલેલ પડતી. આમ પોતે ભિક્ષુક વર્ગના હોવાથી જ્ઞાતિના ગૃહસ્થો તેમજ સગાં વહાલાંમાં બ્રાહ્મણ તરીકે તેમને ભોજન નિમિત્તે જવું પડતું. આ પ્રકારની ઉપાધિઓથી તેઓ અભ્યાસમાં ઘણા હેરાન થતા. પાછળથી તેમને જણાયું કે માત્ર જમણ અને તે ઉપર અપાતી દક્ષિણાના લોભથી, પિતા તેમના ઉપર જમવા દબાણ કરે છે ત્યારે તે વખત ગાઠીજે કે જમવા જવા નિમંત્રણ આવતાં છતાં પોતે જમવા ન જતાં, ઘેર પિતા ગુસ્સે ન થાય માટે દક્ષિણા તરીકેની રકમ પોતે પોતાની પાસેથી ખાનગીમાંથી આપતા અને પિતાને રીઝવતા. પરંતુ પોતે જમવા ગયા નથી એમ ખબર પડવા દેતા નહિ. આવું ઘણી વખત કરવું પડતું હતું. આવા પ્રકારની બીજી ઉપાધી તેમને ઘણી વખત વેઠવી પડી હતી. હાલમાં અભ્યાસ ઉપર જેટલી કાળજી અને જેટલું ધ્યાન અપાય છે તેટલા પ્રમાણમાં તેમના તે વખતના જમાનામાં નહોતું. આથી જ્યારે જ્યારે રા. બ. લાલશંકરને અભ્યાસ માટે લાંબી રાત્રી સુધી ઉજાગરા કરી બત્તિ ખર્ચ કરવું પડતું, તેના ઉપયોગીપણા વિષે તેમના માતાપિતાને ખ્યાલ ન હોવાથી કેટલીક વખત સખત ઠપકાના પાત્ર થવું પડતું હતું, અને એવા ઘણા પ્રસંગો આવેલા કે જ્યારે તેમને મ્યુનીસીપાલીટીના દીવાએ અભ્યાસ કરવો પડતો એટલે કે મૂળ ગરીબાઇ તેની સાથે પિતા યાજ્ઞિકવૃત્તિવાળા અને પિતાની ઇચ્છા વિરૂદ્ધ પોતાનો મન પસંદગીવાળો અભ્યાસ કરી પોતાનું જીવન જુદી પરનાલિકાએ ગાળવાની ઇચ્છા —આવા વિરૂદ્ધ અને વિષમ સંયોગોમાં તેમને ઘણી અગવડતાઓ વેઠવી પડી હતી. તેમના સુરત અને નિશ્ચયાત્મક સ્વભાવને લીધે તેઓ એક પછી એક એમ દરેક પ્રતિકૂળતાને દુર કરી પોતાનો અભ્યાસ વધારતા ગયા અને પોતાનો ધારેલો હેતુ પાર પાડવાને સમર્થ થયા.

ધાર્મિક અભ્યાસ થોડો ઘણો કર્યાબાદ અમદાવાદની નોરમલ સ્કુલમાં તેઓ દાખલ થયા. ત્યાં તેમને માસિક સ્કોલરશીપ રૂ. ૫) મળતી ત્યારબાદ નોરમલ સ્કુલ જેને વર્નાકયુલર કૉલેજમાં ફેરવી નાંખવામાં આવી, તેમાં રૂ. ૧૦)ની સ્કોલરશીપ મેળવવા ભાગ્યશાળી થયા અને તેમનો ભાગ્યોદય આ કોલેજમાંથી શરૂ થયો. આ કૉલેજમાં રા. રામચંદ્ર નામના ગણિતના શોખીન શિક્ષકના સહવાસમાં લાલશંકર આવ્યા અને લાલશંકરને ગણિતનો અતિ તીવ્ર શોખ હોવાથી તેમજ તે વિષયમાં તેઓ પ્રવિણ હોવાથી પોતાના શિક્ષકના માનીતા વિદ્યાર્થી તેઓ થઇ પડયા. તેમની ૧૯ વરસની વયે એલફીન્સ્ટન કોલેજના ગણિત વિષયના સવાલ પત્રો તેમણે ઘણીજ સંતોષકારકરીતે લખેલા હતા, જેના પરિણામે તેમના પરિક્ષકોએ લાલશંકરનાં મુક્ત વખાણ કીધા હતાં. આ વખતે અંગ્રેજી અભ્યાસ કરવાની તેમને ઉત્કટ ઇચ્છા થઇ; પરંતુ સાધન રહીત હોવાથી મુશ્કેલીઓ ઉભી થઇ. તેમના પિતા અંગ્રેજી ભાષાને યાવની ભાષા લેખી તિરસ્કારની દૃષ્ટિએ જોતા. પોતાનો પુત્ર ઉમદા ધાર્મિક ક્રિયા કરાવનાર નીવડે એવી ઇચ્છા ધરાવનાર પિતાને જ્યારે માલુમ પડયું કે તે તો યાવની ભાષાનો અભિલાષી અને જીજ્ઞાસુ થયો છે, ત્યારે તેમના ઉપર પિતાની અવકૃપાનો પાર રહ્યો નહિ. પિતા પુત્ર વચ્ચે સખત મતભેદ પડયાં અને એના પરિણામમાં પિતાનું ફરમાન થયું કે જો તેમને અંગ્રેજી ભણવું હોય તો તેમણે પિતાના ઘરથી બહાર નીકળી જુદા રહેવું. આ પ્રસંગે લાલશંકરને, જો કોઈ ગૃહસ્થે મદદ કરી હોય, કોઇ શિક્ષકે આશ્વાસન આપી ઉત્સાહી કર્યો હોય અને કોઇપણ સ્નેહીએ સારી સલાહ આપી સારે રસ્તે દોરી ભવિષ્યની ઉજ્જવલ



સ્વર્ગસ્થ રા. બ. લાલશંકર ઉમયાશંકર ત્રવાડી.

( ગુર્જર મહાન સુધારક. )

The Lakshmi Art, Bombay

કારકિર્દીના પથે ચલાવ્યા હોય તો તે પરોપકારી દયાળુ અને શાણા સદ્‌ગુરુ રા. સા. મહીપતરામ રૂપરામ જેઓ વર્નાક્યુલર કૉલેજના પ્રીન્સીપાલ હતા, તેઓજ માત્ર હતા. લાલશંકરના બુદ્ધિ પ્રભાવથી તેઓ અજ્ઞાત ન હતા અને તેમને ખાત્રી હતી કે તે ભવિષ્યના એક નેતા થશે-આથી લાલશંકરને મદદ દરવાનું તેમણે જણાવ્યું અને વખત આવે પિતાથી પણ જુદા રહેવું પડે તો રહેવું પણ પોતાનો અભ્યાસ જારી રાખી જીવન ઉચ્ચત્તમ કરવા ચૂકવું નહિ એવી આગ્રહપૂર્વક સલાહ આપી. રા. બ. લાલશંકરે આ સલાહ માન્ય રાખી અને પિતાથી જુદા રહ્યા. થોડા વખતમાં અંગ્રેજી હાઇસ્કુલમાં તેમને રૂ. ૫૦) થી ગણિત શિક્ષક તરીકે નીમવામાં આવ્યા અને ત્યારબાદ ટુંક મુદતમાં માસિક રૂ. ૭૫) થી તે વખતે ચાલતી પ્રોવીન્સીઅલ કૉલેજમાં ચઢતા દરજ્જાથી તેમની નીમણુંક થઇ. આટલેથી તેઓ અટક્યા ન હતા. ખાનગી વખત તેઓ અભ્યાસમાં ગાળતા અને તેનો લાભ ઇશ્વરે તેમને આપ્યો. સને ૧૮૬૫ માં તેમણે મેટ્રીકની પરિક્ષા પાસ કરી અને થોડા વખત કેડે મદ્રાસમાં એફ. ઇ. એ. ની પરિક્ષા પસાર કરી. તેમનો અંતિમ હેતુ બી. એ.ની ડીગ્રી મેળવવાનો હતો. પરંતુ નોકરીના સબબે તે બની શક્યું નહિ.

વિદ્યાર્થી જીવન પુરૂં કર્યા પછી અને કેળવણી ખાતામાં નોકરી કર્યા બાદ તેમની ઇચ્છા ન્યાયખાતામાં જોડાવાની થઈ. સને ૧૮૭૧ માં સ્મૉલકૉઝ કોર્ટના ક્લાર્કની જગો ખાલી પડી અને રા. બા. ગોપાળ હરિ દેશમુખે તેમની હોંશીઆરી સાંભળી તે જગા ઉપર નિમણુંક કરી. બીજાઓની માફક નોકરી કરી ફાલતુ વખત ગુમાવી દેવાની તેમને ટેવ ન હતી. વખતનો ઉપયોગ કેવી રીતે કરવો તેનું જ્ઞાન અને તેની કીંમત તેઓને બરાબર હોવાથી જે વખત તેમને મળી આવતો તેનો ઉપયોગ કાયદાનો અભ્યાસ કરવામાં કરતા. સને ૧૮૭૩ માં તેમણે હાઇકોર્ટ પ્લીડર અને સબજજની પરિક્ષા પાસ કરી અને ૧૮૭૪ માં પંઢરપુરમાં તેઓ સબજજ નીમાયા. આ હોદ્દા ઉપર તેમણે ધંધુકા, ઘોઘા, શોલાપુર, નાસિક અને અમદાવાદમાં નોકરી કરી અને આ દરેક સ્થળે લોકપ્રિય થઇ પડયા હતા. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં દવાખાનાં અને લાયબ્રેરી સ્થાપી, લોકમાં વિદ્યા અને જ્ઞાનની-અભિરૂચી ઉત્પન્ન કરી અને તેમનામાં નવિન જીવન રેડયું. કેળવણીની કદર કરાવી તેના ફાયદાની સમજુતિ આપી તેનો બહોળો અને જલ્દી પ્રસાર કેમ થાય તેની રાત્રિદીવસ યોજનાઓ કરતા અને લોકસમાજમાં તેની ચર્ચાઓ કરાવતા. સને ૧૯૦૩ માં તેઓ અમદાવાદની સ્મૉલકૉઝ કોર્ટના ન્યાયાસન ઉપરથી માસિક રૂ. ૪૧૦) ના પેન્શનથી વાનપ્રસ્થ થયા અને ૧૮ મી ઑક્ટોબર ૧૯૧૨ ના દીવસે તેમનો દેહાંત થયો.

આ પ્રમાણે તેમના ટુંક જીવનની મોટી મોટી હકીકતો છે છતાં તે ટુંક સમયમાં તેમણે લોકોપયોગી અને જનસમાજના હિતમાટે જે જે કર્યું છે તે અપરિમીત છે. વિદ્યાર્થી તરીકે જ્યારે તેઓ અભ્યાસ કરતા ત્યારે "જ્ઞાનપત્ર" માં અવારનવાર, જુસ્સાથી ઉભરાઇ જતા અને લાગણીથી ભરપુર, તે વખતના કઢંગી રીવાજો અને તેને નાબુદ કરવાથી થતા ફાયદા ઉપર લેખો આપતા. કેળવણી ખાતામાં જેટલા સમય સુધી નોકરી કીધી તે વખતમાં ઘણાં જ્ઞાનપયોગી પુસ્તકો જેવા કે વ્યાકરણ, ગણિત, ભૂસ્તરવિદ્યા, દેશી નામાની પદ્ધતિ અને તેવાં બીજાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. ન્યાય ખાતામાં જોડાયા પછી તેમણે પોતાના

કાર્યની દિશા બદલી. અત્યાર સુધી વિચાર ફેલાવવા માટે તેમજ કેળવણીના પ્રસાર માટે પુસ્તકો રચવાની પ્રવૃત્તિ હતી તે બદલી હવે તે વિચારોને અમલમાં મૂકવા મંડળો સ્થાપી સંસ્થાઓ ઉભી કરી. તેના થોડા દાખલા તરીકે—તેમણે જે જગ્યાયે સબજજ તરીકે નોકરી કરી છે, તે તે જગા લાયબ્રેરી અને દવાખાના સિવાયની નહીં હોય. પંઢરપુરમાં તેઓએ "બાલ સંરક્ષણ" નામની સંસ્થા સ્થાપી છે જેમાં અનેક તજી દેવાએલાં બાળકોનું પોષણ થાય છે અને જે હજુ સારા પાયાઉપર હયાત છે. તેમજ દુકાળ પ્રસંગે ત્યાંના લોકને તેમણે ઘણીજ મદદ કરી હતી, જેના પરિણામે પંઢરપુરમાં લોકો હજુ તેમનું નામ યાદ કરે છે. છેવટે ૧૮૯૧ માં તેઓ દક્ષિણમાં, ફરીથી અમદાવાદમાં આવ્યા ત્યાર પછી તેમનું નામ ઘણી રીતે જાહેરમાં આવ્યું. અમદાવાદમાં આવેલી એકે સંસ્થા એવી નહિ હોય કે જેની સાથે તેમનું નામ જોડાએલું નહિ હોય. ૧. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હાલની સ્થિતિએ પહોંચાડનાર, તેનું હાલનું આવું મોટું ભંડોળ કરી આપનાર અને આબાદીમાં લાવનાર તેજ વીરનર હતા. ૨. નેશનલ ઇન્ડીઅન એસોસીએશન. ૩. આપારાવ ભોળાનાથ. લાયબ્રેરી. ૪. મણીલાલ રણછોડલાલ લાયબ્રેરી, ૫. આર્યનાસમાજ, ૬. વિધવા વિવાહોત્તેજક સભા, ૭. અન્જુમને ઇસ્લામ અને ૮. અનાથઆશ્રમ વિગેરે બીજી ઘણી સંસ્થાઓના તેઓ પાલક, પોષક, નેતા અને સીધી અથવા આડકતરી રીતે રક્ષક અને મદદગાર હતા. તેઓ ઘણાં ફંડોની વ્યવસ્થા કરતા હતા. ૧. પરમેનન્ટ રીલીફ ફંડ ૨. મીસમેનીંગ ફંડ. ૩. લેડી મેમોરીઅલ ફંડ. અને બીજાં ઘણાં ફંડોના વ્યવસ્થાપક હતા. તેઓ માત્ર આ સંસ્થાઓ સાથે નામ જોડી સંતોષ પામતા નહોતા. પરંતુ દરેકમાં આગેવાન તરીકે ભાગ ઉત્સાહથી લેતા. તેમણે પોતાની મીલકતમાંથી પણ પોતાની શક્તિ પ્રમાણે લોકોપયોગી કામો કરવા સખાવત કરી છે. પોતાની પત્નિના નામથી 'દીવાળી બાઇ કન્યાશાળા" સ્થાપી, અનેક બાલિકાઓને કેળવણી લેતી કરી છે, પોતાના સ્વભત્રિજાના પુણ્યાર્થે એલીસબ્રીજ બંગલા આગળ દવાખાનું ખોલ્યું છે જેનો લાભ આસપાસના નાના ગામડાના દરદીઓ લે છે. વર્નાક્યુલર સોસાએટીને પણ સાંભળ્યા પ્રમાણે રૂ. ૧૦૦૦૦) ની પોતાની જીંદગીની વીમા-પોલીસી તેઓએ અર્પણ કરી છે. ૧૯૦૦ ની સાલમાં જ્યારે સખત દુકાળ પડયો ત્યારે તેમણે કેટલ રીલીફ વર્ક્સ ઉઘાડયું અને ખેડૂત વર્ગને ઉત્તમ પ્રકારની મદદ કરી. આથી નામદાર સરકારે, ખુશ થઇ તેમને કયસરે હીંદનો ખિતાબ એનાએત કર્યો. તેજ પ્રમાણે સને ૧૯૧૧–૧૨ સખત દુકાળમાં પણ તેમણે ઉત્તમ પ્રકારની સેવા બજાવી હતી, જેનાં વખાણ કલેકટર મી. પેન્ટરે સરકારમાં કરેલા રીપોર્ટમાં દૃષ્ટિગોચર થાય છે અને જેને માટે નામદાર સરકારે તેમને પદક બક્ષ્યું છે.

રા. બા. લાલશંકર પરોપકારી તેમજ મહાન સુધારક હતા. કેળવણીના આગેવાન, વિધવા વિવાહના ઉત્તેજક અને બાળલગ્નના નિષેધક હતા. પરદેશગમનના ચુસ્ત હીમાયતી અને ઉપદેશક હતા. ઊપર જણાવેલા ક્ષેત્રોમાં તન મન અને ધનથી પણ પ્રસંગ આવ્યે મદદ કરવા ચૂકેલા નથી. તેઓની ઉદારતા તથા મદદ ન્યાત જાતના તફાવત સિવાયની હતી. તેમની કાર્યદક્ષના એટલી ઉતમ હતી કે સર ચંદાવરકરે વિધવા હોલનું મૂહુર્ત કરતાં જણાવ્યું હતું કે " He ( Lalshanker ) is a moving saint amongst you." તેમની રહેવાની પદ્ધતિ ઘણી સાદી અને નિયમિત હતી. શારીરિક સંપત્તિ સાચવવા તેઓ ખાસ

કાળજી રાખતા. અને તે માટે વખતો વખતે વ્યાયામ કરવા પણ ચૂકતા નહિ. પહેરવેશ ઘણો સાદો રાખતા. તેમનું જીવન સૂત્ર "Simple living and High thinking" હતું. વખતને જરા નકામો જવા દેતા નહિ. કામ ઉદ્યોગ અને મેહેનત, ખંત આગ્રહ અને નિશ્ચય, ઉત્સાહ, અડગપણું અને આત્મબળ આ લક્ષણો તેમનામાં એટલાં પ્રધાન હતાં કે તેમના નિશ્ચયો એક વખત બંધાયા પછી ભાગ્યેજ ફરતા. આ કારણને લીધે જે જે ગૃહસ્થો તેમના સહવાસમાં આવતા તેમને પોતાના નિશ્ચયોથી વાદવિવાદ અને કાર્યદક્ષતાથી એવા સમા લઇ લેતા કે સામા માણસને તેમના નિશ્ચયોને માન આપ્યા વગર ચાલતું નહિ. ગયા દુષ્કાળ પ્રસંગે કેટલરીલીફ વર્ક્સ માટે અમદાવાદમાં તેમની મહેનતથી એક મોટુ ફંડ થયું. તે ફંડ મુબાઇની સેંટ્રલ ફેમીન રીલીફ કમીટીમાં લઈ જવા માટે ત્યાંના પ્રતિનીધિએ ઘણો આગ્રહ કર્યો. પરંતુ રા. બ. લાલશંકર સારી રીતે સમજતા હતા કે આપણા પૈસા ત્યાં મોકલાવ્યા પછી આપણા ગુજરાતનાં ઢોરની મદદ માટે મુંબાઈની કમીટી ઉપર આધાર રાખી તેમના અંકુશ તળે રહેવાનું થવાથી જોઇએ તેવી તે રકમની વ્યવસ્થા અને મદદ થઇ શકશે નહિ તેથી આગ્રહપૂર્વક ભાર દઇ પ્રતિનીધીને તેની ઘણીજ મરજી વિરૂદ્ધ જણાવ્યું કે અમદાવાદના પૈસા મુંબાઇ મોકલવાનું કોઇ કાળે બનવાનુ નથી. જ્યારે શહેરમાંથી કેટલફાર્મ માટે મેહેનત લઇ કામ કરવા કોઇ આગળ આવતું જણાયું નહિ ત્યારે તેમણે પોતે આગેવાન થઇ તે કાર્ય ઉપાડી લીધું અને ગુજરાતનાં ઢોરોને મદદ કીધી. કટોકટીના પ્રસંગ વખતે તેઓ કદી પાછી પાની કરતા નહિ અને યુક્તિસર કુશળતા વાપરી ધાર્યું કામ કરી લેવા ચૂકતા નહિ. દરેક કામ પદ્ધતિસર કરતા. ઝીણામાં ઝીણી બાબતમાં પણ આ નિયમનું અવલંબન કરતા. પોતાનું ધાર્યું કામ પાર પાડવામાં મહેનત કે શ્રમની દરકાર કરતા નહિ. આ માટે એકજ દાખલો બસ છે. એમ કહેવામાં આવે છે કે જ્યારે તેઓ મદ્રાસ પરિક્ષા આપવા ગએલા તે પ્રસંગે ગુજરાતી શાળાઓમાં ગણિતના વિષય માટે પુસ્તક લખાવાની તેમજ મંજુર કરવાની તજવીજ ચાલી. કોઇ અન્ય વિદ્વાને તે પુસ્તક લખ્યું પણ ખરૂં અને છાપખાનામાં તે પુસ્તકનો ઘણોખરો ભાગ મુદ્રાંકિત થયો અને બે ચાર દીવસ પછી તે પુસ્તક પુરૂ છપાઇ બંધાઇ અને મંજુર થવા માટે નક્કી કરેલ તારીખે બુકકમીટી ઉપર મોકલવાનું પણ હતું. મદ્રાસથી આવ્યા પછી રા. બ. લાલશંકરને ખબર પડી કે બુકે પુસ્તક મોકલવાની છેલી તારીખનો વખત લગભગ એક અઠવાડીઆ જેટલો રહ્યો હતો, આ ઉત્તમ તક જવા નહી દેવી એવો વિચાર થતાં વગર વિલંબે બે ચાર મિત્રોની મદદ લઇ પદ્ધતિસર કામની વહેંચણી કરી, હાલનું નાનું અંકગણિત ત્રણ દીવસના ટુંક સમયમાં પુરૂ કરી અથાગ શ્રમ લઇ તાબડતોબ છપાવી પ્રથમ છપાએલા ગણિત સાથે પોતાનું ગણિત બુકે કમીટીમાં મોકલી આપ્યું અને છેવટે તે મંજુર થયું, જે હાલ પણ શાળાઓમાં ચાલે છે.

તેઓ સ્વભાવે મિલનસાર અને ભલા હતા પરંતુ કાર્ય પરત્વે ઉગ્ર અને તીખા પણ હતા. કાર્ય સાધકતાનો ગુણ ઘણીજ ઉત્તમ રીતે વિકાસ પામેલો હતો. સખાવત માટે કોઈપણ માણસ પાસેથી દ્રવ્ય શી રીતે મેળવવું તેની એમનામાં અદ્ભુત આવડ હતી. જાણ્યા પ્રમાણે ન્યાયમૂર્તિ દયારામ ગીદુમલે ખાનગી વાતચીતમાં લાલશંકર વિષે પોતાનો વિચાર જણાવ્યો હતો કે—પરોપકારી કામમાં ઉત્તમ રીતે યાચના કરનાર જો કોઇ બાહોશ અને નિલ-

ક્ષણ માણસને જોયો હોય તો તે નિલક્ષણ પુરુષ લાલશંકરજ છે. તે કુટુંબ, જ્ઞાતિ તેમજ જન સમાજ ઉપર સમાન દૃષ્ટિએ જોતા. જનસમાજને ઉપયોગી થવા ચુકતા નહિ–તેવી રીતે જ્ઞાતિને તેમજ જ્ઞાતિ વિદ્યાર્થીઓને મદદ કરતા.

સ્થળ સંકોચ હોવાથી લેખ લંબાઇ જવાની ભીતિથી ટુંકાણમાં એટલું કહેવું બસ થશે કે તેમનું જીવન આદર્શમય અને ઉછરતી પ્રજાને અનુકરણીય છે. મહાન્ પુરૂષોમાંના એક તરીકે તેઓ અમર રહેશે. તેમના મૃત્યુથી તેમની જ્ઞાતિને એક સ્તંભરૂપ, શહેરને એક ઉત્તમ નેતારૂપ અને હિંદુસ્થાનના એક સુધારક તરીકે મોટી ખોટ પડી છે. તેમના ખેદ કારક મૃત્યુને લીધે મુંબાઇ ઇલાકામાંથી ઘણા ઘણા સ્થળોથી દીલાસા પત્રો અને તારો આવ્યા હતા. વર્તમાન પત્રોમાં તેમના સંબંધી લેખો છપાયા હતા અને મંડળોએ ખેદ જણાવનાર ઠરાવો પસાર કરી તેમના કુટુંબ ઉપર મોકલી આપ્યા હતા. અમદાવાદને એમના મૃત્યુથી ભારે ખોટ પડી છે. ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો. અને તેમના ઉચ્ચ ગુણોનું અનુકરણ ઉછરતી પ્રજાના હૃદયમાં ફેલાઓ.

---

## गझले–मस्तान.

१.

મહેબુબ યાર હરદમ હુસકે રડાવી રહી છે;
જુદાઇ પાક દીલપર નશ્તર ચલાવી રહી છે. ૧
હાલત હમારી મુશ્કીલ બીમાર બીછાને;
આવે જાને મન ! હથેલી જહાન આવી રહી છે. ૨
બદનામ બોજ લીધો કીધો જરી ન ગમ;
બીચારી ઇશ્ક મુજને રે રગરગાવી રહી છે. ૩
તસલ્લી દીલ વફાથી રહમત મીઠી નઝર;
રૂખસા લાલી દુનિયાંને ઝગમગાવી રહી છે. ૪
થાય પાર બેડો બેહાળ મસ્તીમાં;
ઇશ્ક રાહ ન્યારી આશક રડાવી રહી છે. ૫
દાના બન્યા દિવાના દેદાર માશુકે,
માશુક કેરી મહબ્બત કંઇ કંઇ બતાવી રહી છે. ૬
મસ્તાન આજ ફળશે ખ્વાહીશ વસ્લની;
બે ગુનાહ કલાઈ નાઝુક ખંજર ચલાવી રહી છે. ૭

કેમ્પટી. ટી. બી. કંથારીઆ.

તા. ૧૦–૧૨–૧૨.

---

# પી. પી. રેળે અને કંપની.

## રબ્બર સ્ટૅંપ મેકર્સ ને એન્ગ્રેવ્હર્સ વિગેરે.

૧૯૮ કાલકાદેવી રોડ, મુંબઈ.

જાત જાતના રબરી શીક્કાના નમુના–પેટી, બ્રશ અને શાઈ સાથે નીચેની કીંમતમાં મળશે.

નં. ૪૧૭ રૂ. ૪–૦–૦ નં. ૫૧૪ રૂ. ૩–૦–૦

Dr. B. B. BANIKERI,
Twentieth Century
MEDICAL DISPENSARY,
*No. 140, Main St., POONA.*










### લાખને માટે પીતળના સીલ.

બે અક્ષરોના મોનોગ્રામની કીંમત રૂ. ૨–૮–૦
ત્રણ અક્ષરોના મોનોગ્રામની કીંમત રૂ. ૩–૦–૦

### સ્ટાયલો પેન.



ફક્ત એકવાર શાહી ભરવાથી ૧૦૦૦૦ શબ્દ ઝડપથી લખાય એવી.
કીંમત આના ૧૪. રૂ. ૧।. રૂ. ૧॥.



### અંગુઠો છાપ.

દસ્તાવેજ જેવા કીમતી કાગળોપર અભણ લોકોના અંગુઠા છાપી લેવામાં બહુજ ઉપયોગી પડે છે. અંગુઠાની નિશાની હોવા વગર તે કાગળ કાયદાસર થતો નથી.

નં. ૧ (સામાન સાથે) કીંમત આના ૧૨
નં. ૨ રૂ. ૧–૦–૦ નં. ૩ રૂ. ૩–૦–૦
નં. ૩ ની સાથે પ્લેટ, રબરનો રોલર શાહીની શિશી અને છુરી આવશે.



એક નાની પેટી વિજળીના લાઈટ સાથે રોજ થોડીવાર સુધી બળતી રાખવાથી ઘણા મહીના સુધી ટકે છે. કી. રૂ. ૧૦ તથા ઈલેક્ટ્રીક ડ્રાયબેટરી, પોકેટ લૅમ્પ અને કૉલબેલ વિગેરે અમારે અહીંયા મળશે.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

[ અત્યાર સુધીમાં ૫૮ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્યસ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે, આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચસો રૂપીઆ નો ખર્ચ થાય છે. તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસ પાણની તખતી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે; પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો તે એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઈશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે, વધુ વિગત માટે લખો.

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીતદાન આપનાર સો પાળકપણ નહીં નીકળે !

દીનવત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દરમાસે રૂ. ૭ ) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમ્મરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમ્મરનાં અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.